# JUGGLERY EXPOSED,

## PART I.

FOR THE EXTENTION OF CIVILIZATION,

COMPILED BY

Ichhashankar Amtharam [illegible]

*AND PUBLISHED BY*

**Trikamlal Ichhashankar Vyas.**

FIFTH EDITION.

AHMEDABAD:

Printed at the "HITECHHU PRESS" in Khadia
by JESING M. PATEL.

A. D. 1888.

# જાદુ કપટ પ્રકાશ.

## પુસ્તક ૧ લું

સુધારાની શાખાઓ વિસ્તાર પામવા સારૂં

વ્યાસ. ઈચ્છાશંકર અમથારામે

બનાવ્યું તે

વ્યાસ ત્રીકમલાલ ઈચ્છાશંકરે

છપાવી પ્રસિધ્ધ કર્યું.

**દોહરો.**

કપટી જેરા કપટનો, નિર્મુળ કરવા નાશ;
વહેમ જવાને વિશ્વનો, કીધો કપટ પ્રકાશ. ૧

આવૃત્તિ પાંચમી.

અમદાવાદ

ખાડીઆમાં સારંગપુર જવાની સડક ઉપર મેહેતાજી પીતાંબરદાસ ત્રિભુવનદાસના મકાનમા હિતેચ્છુ પ્રેસમાં જેશંગ મુળજીએ છાપ્યું.

કિંમત રૂપીઆ અઢી.

To

T. B. Curtis, Esquire Secretary,

'Gujarat Vernacular Society.

In Testimony of respect and Gratitude for his zealous endeavours in the diffusion of knowledge and of books.

This work is inscribed

By his humble Admirer

THE AUTHOR.



આજમ મેહેરબાન ટી. બી. કર્ટીસ સાહેબ એસકવાયર

ગુજરાત વર્નાકયુલર સોસાઈટીના સેક્રેટરી.

એમની વિદ્યાવૃદ્ધિ કરવામાં મેહેનત અને પુસ્તક પ્રસિદ્ધ કરવામાં ઘણી ઉલટ જોઇને આ પુસ્તક તેના કર્તાએ તેમને પ્રીતીપુર્વક અર્પણ કર્યું છે.



# પ્રસ્તાવના*

આપણા હિંદુસ્તાનના વહેમી લોકોને ઘણા કાળથી ધુતારા કપટ કરી ઠગીને નકામા પૈસા છોડી લેછે પણ કોઇએ આજદિન સુધી તેનું કપટ ભરત ખંડમાં જાહેર કરી બતાવ્યું નથી. માટે મહારા મનમાં એવો વીચાર ઉત્પન્ન થયો કે આપણા દેશીભાઇઓને કાજે એક "જાદુ કપટ પ્રકાશ" નામનો ગ્રંથ રચ્યો હોય તો કોઇ ભોળા લોકો ઠગાય નહિ, વાસ્તે સરવે લોકોને ઉપયોગમાં આવે અને કોઇ ભોળવાઇ જાય નહિ માટે આ ગ્રંથ મેં રચ્યો છે,

હવે દુમાં કીયા કીયા લોકો કપટીછે. તે લોકોના નામ નીચે મુજબ:—
૧ વાદી. ૨ જતી. ૩ ભુવા. ૪ બાજીગર. ૫ કિમીયાગર. ૬ તલીઆરાજા. ૭ માતા કહાડનારા બ્રાહ્મણો. ૮ સૈયદ. ૯ ફકીર. ૧૦ પુજારા. ઇત્યાદી.

એવા એવા લોકો આખા જગતના ભોળા માણસને ભમાવી નાંખે છે, ને વળી એ લોકો સંપીલા હોય છે, જેથી કોઇ કોઇનું કપટ જાહેર કરતા નહોતા, તેથી લોકો ઠગાઇ જતા હતા. હવેથી કપટ વિધાનો ગ્રંથ રચી પ્રગટ થયો તેથી કપટી માણસોનો રોજગાર ભાગી પડ્યા જેવો જણાશે. વળી આ ચોપડીમાં જે જે ખેલ દાખલ કરયા છે તે સર્વે હું પણ જાણુંછું, જેથી અમદાવાદ, કૃપડવંજ, વડોદરા, સુરત, મુંબાઇ વગરે ઘણે ઘણે ઠેકાણે દેશીઓ તેમજ સાહેબ લોકોમાં સભા કરી મનરંજીત ખેલ કરી દેખાડ્યા છે. વળી કોઇને જોવા હશે તો બતાવવાની ઘણીજ ઉમેદ રાખુંછું.

ધુતારા લોકો ભોળા માણસોને ઘણી ઘણી યુક્તીઓ કરી ફંદમાં નાંખે છે, જેમ પારધી લોકો જનાવરને ફંદમાં નાંખે છે તેમ તેમનું ધન ધુતી લેછે. તેથી મારા મનમાં દયા ઉત્પન્ન થઇ જે મહા મેહેનતે પેદા કરેલું ધન ધોળે દહાડે ધુતારા લોકો આંખમાં ધુળ નાંખી લેઇ લે છે તે સારૂ નહી. વળી ધર્મશાસ્ત્રમાં કહ્યું છે, કે જે કોઇ આદમી ઠગવા આવ્યો હોય ને જે જાણીતો જોડે હોય અને તે કહે નહિ તો તે જીવની પરમેશ્વને ઘેર મુક્તિ થતી નથી. અને તે પ્રાણી પરમેશ્વરના ઘરનો ચોર થાય છે.

ઠગારા લોકોની પાસે જ્યારે હું શીખવા સારૂ ગયો ત્યારે ઠગારા લોકોએ મને ઠગી મારા સો બસેં રૂપીઆ ખાઇ ગયા છે. વળી કેટલાકને હું મારા હુનર શિખવીને શિખ્યો છું. કેટલાકનો ચેલો થઇને, કેટલાકને ઘરમાં મહિનો માસ રાખીને, કેટલાક યુરોપીયન લોકોનો તમાસો જોઇને, કેટલાક ફારશી લોકોના હુનર જોઇને આ હુનર હાથ કરી દોઢ વરસમાં સવાસો ખેલ શિખી તૈયાર કરીને આ પુસ્તકમાં દાખલ કર્યા છે.

વળી આ ખેલની ક્રિયાઓ છ પ્રકારની છે તે છનાં નામ નીચે મુજબ દાખલ કરી બતાવુંછું:—

| | |
|---|---|
| ૧ હસ્તક્રિયા. | ૪ આકર્ષણક્રિયા. |
| ૨ રસાણક્રિયા. | ૫ દ્રષ્ટિક્રિયા (નજર ચુકાવવાની). |
| ૩ લોહચુંબકની ક્રિયા. | ૬ સાધક સોધકની ક્રિયા. |

આ પુસ્તક મારા પહેલવહેલા અભ્યાસનું છે માટે ઇબારત લુલી લંગડી હશે તે વિશે મારા ઉપર મેહેરબાની રાખવી. તેમજ આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં જે જે મારા મિત્રોએ આશરો આપ્યો છે તેમનાં નામ નીચે દાખલ કરૂંછું:—

શ્રીમંત ગાયકવાડ સરકાર સેનાખાસખેલ સમશેર બાહદુર, મલ્હારરાવ મહારાજ, મેહેરબાન કરટીસ સાહેબ, મેહેરબાન હોપ સાહેબ, મેહેરબાન ટાગોર સત્યેન્દ્રનાથ, દાકતર વાયલી સાહેબ, મેહેરબાન સ્કુલ માસ્તર હીલસાહેબ, શેઠ લક્ષ્મીદાસ ખીમજી, શેઠ મંગળદાસ નથુભાઇ, શેઠ ગોકળદાસ તેજપાળ, શેઠ કેસરજી નાયક, શેઠ નસરવાનજી રતનજી ટાટા નવસારીવાળા, દાકતર ભાઉદાજી, રાવસાહેબ ગોપાળરાવ હરી, રાવબાહાદુર ભોળાનાથ સારાભાઇ, રાવસાહેબ મહિપતરામ રૂપરામ, પ્લીડર વાસુદેવ જગન્નાથ, રાવસાહેબ મોગીલાલ પ્રાણવલભદાસ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ, પ્લીડર ભાઇશંકર નાનાભાઇ, શેઠ મોરલીધર કશનદાસ, હેડમાસ્તર કેસરાજી રૂસ્તમજી, એવા એવા સાબાહેબોએ મને મદત આપ્યાથી આ ગ્રંથ રચ્યો છે. મારી ચોપડીઓ ખરીદ કરી છે તે સરવેનો હું ઉપકાર માનું છું.



# સાંકળીયું.

# જાદુ કપટ પ્રકાશ.

## મંગળાચરણ*

દોહરો.

ઇચ્છા ઇચ્છારામની, કરવા કપટ પ્રકાશ;
પ્રથમ વીનવું પ્રેમથી, એ માટે અવિનાશ. ૧

શાર્દૂલ વિક્રીડિત છંદ.

જે અંબે જગદીશ્વરી જગભરા જોગેશ્વરી જોગણી.
ભકતાધીન ભવાની મા ભગવતી ભદ્રેશ્વરી ભોગણી;
પ્રારંભુ કપટપ્રકાશ પ્રણમી પ્રેમથી પરમેશ્વરી,
ઇચ્છાશંકર વ્યાસની પુરિ કરો ઇચ્છા ઉમા ઇશ્વરી. ૧

ગ્રંથના આરંભે અને અંતે મંગળિક વારતા લખવી. એવો અશલના ગ્રંથકારોનો મત છે; માટે હું પણ પહેલ વહેલો દીવા કરવાનો ખેલ લખુ છું મતલબ કે, જેમ અંધારામાં કાંઇ જણસ પડી હોય તે દીવા કરવાથી ઝટ જણાઇ આવે છે; તેમજ કપટ રૂપી અંધારામાં, એક વસ્તુને બદલે બીજી વસ્તુનો વેમ પડે છે; તે વેમને પ્રકાશ કહેતાં અજવાળુ થવાથી ઓળખી શકાશે, માટે મારા ગ્રંથને મેં કપટપ્રકાશ નામ આપ્યું છે.

## ખેલ ૧ લો*

**ચારે ખુણે ચાર દીવા કરીયે, ઓલવીયે અને પાછા પ્રગટે છે તે વિશે.**

કોઇ જોગી, જતી, ખાખી, ફકીર કે બાજીગર એ લોકો

તરેહવારના ઢોંગ કરે છે, માટે ઢોંગને ઢાંકી નાંખે એવો સામન પણ તે લોકો પોતાની પાસે તૈયાર રાખે છે; તેથી કોઇના કાવ્યામાં કપટ આવતું નથી.

ચારે ખુણે ચાર દીવા કરાવે છે અને લોકોની પાસે રાણા કરાવે છે, તે એવી રીતે કે એકે એકે ઓલવવા. એટલે કોઇ માણસ દીવા ઓલવવા ઉઠે છે અને વારાફરતી દીવા ઓલવે છે. જેમ જેમ પેલો માણસ દીવા ઓલવે છે, તેમ તેમ ઓલાએલા દીવા ઝડપોઝડપ એની મેળે પ્રગટાય છે. ઓલાએલા દીવા પોતાની મેળે ફરીથી સળગે છે, એવું જોઇને જોનારા લોકોના દીલમાં ખાત્રી થાય છે કે, આ કાંઇ નહાનોસુનો ખેલ નથી ગમેતો બાવાજીને દેવીનો હાથો હશે, અથવા આગીઓ સાધેલા હશે એમાં શક નથી; નહિ તો કેની મગદુર છે કે વગર દેવતાએ દીવા કરે.

લોકો પેલા સિદ્ધને હાથ જોડીને પુછેછે, બાપજી સાચું બોલજો આતે કોઇ દેવનો હાથો છે, કે આગીયાના મંત્ર ઉપરથી આ કામ ચાલે છે? હવે પેલો સિદ્ધ લોકોના સામા ડોળા કાઢીને મગરૂબીથી બોલે છે, અબે [1]બાબુડે દેખો એસા કામ મંત્ર બિના બનેગા? આગીયાબૈતાલ જીસકે બસ હોવે ઇશકાઆગે અગ્નીદેવ હાથ જોડકર ખડા રહેતાહે. મેને બી આગીયા સાધાહે, તુમ તો ચાર દીવેમેં ગુલતાન હોગએ પણ આકાશમેં રાતકુ દીવા દીખાંઉ, પાતાળમેં દીવા દીખાંઉ, ઝાડપર દીવા કરદું, પીંપળાકે પત્તે પત્તેમેં દીવા દીખાંઉ, એવું સાંભળીને સરવે લોકોને મોટો ભ્રમ ઉત્પન્ન થાય છે. અને લોકો બોલી ઉઠે છે કે, સાબાસ છે, રંગ છે બાવાજી કળજુગમાં પણ હજી આપ જેવા મોટા પુરૂષ છે ખરા, એવું સાંભળી બાવોજી બોલે છે—અરે ભાઇ કળજુગમે ૧૮॥ બિસા પાપકા ઓર ૧॥ બિસા સતકા હે. ઇનસે ઇતના દેવકા આધાર અબીહે. પણ સાલે પાપી લોક અમારી નીંદા કરતાહે. ઇકતો ઇંગરેજી પડેલા જીતનાહે ઇતના સબ લોક મંત્રકુ નહિ ગાંઠતાહે દુસરે પણ થોડે થોડે લોક હમકું

[1] દુનિયાદાર.

નોંદતાહે તાકે નામ સુનો, સામીનારાયણકે મુંડીએ; ઔર છાપખાનાંવાલે, ઔર સરકારી નિશાળ પઢાવનાર મહીંતે, એસે એસે લોક જાદુકું નહી ગાંઠતે, એવું સાંભળી લોકો હાજી હાજી કરે, અને બાવાજીને જે જોઇએ તે આપીને ખુશી કરેછે. અને પરસ્પર વાતો કરેછે કે, આ બાવાજી પાસે બાવન વીરની સાધના હશે તથા ચોસઠ જોગણીઓની સાધના હશે, અને વશ કરવાની વિદ્યા તો હશેજ હશે; મોહની મંત્ર પણ જાણતા હશે. એવું ધારી ધારીને ભોળા લોકો ઠગાયછે. હવે દીવા કરવાની રીત નીચે લખીએ છીએ જેથી બાવાજીનું ભોપાળુ ભડાક લેઇને ભળાશે.

પ્રથમ ગંધક લાવી તેને વાટીને ભુકો કરવો, અને એક સઘડીમાં કોયલા સળગાવીને તે કોયલા ઉપર માટીની ઠીબ મુકવી, તે ઠીબમાં દીવાસળિયો કરવાનો ઉપર લખેલા ગંધકનો ભુકો નાંખવો. હવે જોવું કે ગંધકનો પાણી સરખો રસ થયો એટલે તેમાં સુરોખાર વાટેલો નાંખવો. તેની વિગત—ગંધક જેટલો હોય તેનો અર્ધ ભાગ સુરોખાર નાંખવો. જો ૩૧) ભાર ગંધક હોય તો અરધા રૂપિયાભાર સુરોખાર. ગંધકને સુરોખાર એકરસ થાય એટલે તેમાં રૂની દીવેટો કરીને બોળી લેવી, અને એ દીવેટો રાખી મુકવી તે જ્યારે એવું દેખાડવું હોય ત્યારે એ દીવેટો કોડીઆમાં મુકીને દીવા કરવા. તેનું કારણ એ છે કે, દીવો કર્યા પછી ફુંકીને ઓલવીએ પણ દીવેટના મોગરામાં દેવતા રહે છે તેથી ફરીને ગંધક અને સુરોખારના જોરથી સળગી ઉઠે છે, એજ એનો મંત્ર છે બીજો મંત્ર નથી.



# ખેલ ૨ જો*

## પોતાની મેળે દીવો તથા ભડકા થાય તે વિશે.

કેટલાક ધુતારા તરેહવારથી ભોળા માણસોને ઠગે છે. તેમાં દીવાની વાત એક એવી કરેછે કે, અમારા દેવને દીવા કરીએ છિયે તેમાં અગ્નિ-

નું કામ પડે નહીં તથા દીવાસળી પણ જોઇએ નહીં, એતો મંત્રના જોરથી બધું કામ બને છે. એવું સાંભળી લોકોને આશ્ચર્ય લાગેછે કે, વગર અગ્નિએ દીવો કરે એવા તો ઇલમી જેવલ્લાજ હોયછે.

પછી પેલો ધુતારો બોલેછે, જો ભાઇ ઘેર ઘેર એવા ઇલમી પાકતા હોય તો વરસાદનું શું કામ પડે! અને બીજી વસ્તુનું પણ શું કામ પડે? જે જે જોઇએ તે દેવ લાવીને આપે, એમ કહીને જરા હસે છે. અને પાછો પોતે બોલે છે. ભાઇસાહેબ દેવ હોય તે જે જોઇએ તે મંત્રવાળાને હાજર કરે પણ દેવના હુકમ વિના અમારાથી રખાય નહીં. ને જો રખાતું હોય તો નાણાવટીની કોથળીઓ અમારા ઘરમાં શા માટે મંગાવીને ન રાખીએ એવી એવી વાતો કરીને પછે દીવો કરવાનું કોડિયું તથા તેલ કે ઘી મગાવે છે, અને દીવેટ સુદ્ધાં તૈયાર કરીને એક કાગળની ચીઠીમાં જંત્ર લખીને એ ચીઠીનું પડીકું વાળીને ત્રાહીત માણસ પાસે એ પડીકું કોડિયાના મ્હો આગળ મુકાવેછે, પછે વેગળે બેશીને ફડ ફડ ફડ ફડ હોઠ હલાવે છે એટલામાં ભડક દઇને પેલું પડીકું સળગેછે અને તથી દીવેટને એ ભડકો અડેછે એટલે ઝડપ દેઇને દીવો થાયછે એવું જોઇને જોનારા લોકો અચંબો પામે છે અને બોલેછે કે જુઓ ભાઇયો મંત્રના કામ કેવાં બનેછે પેલી [2]ઓડી બામણીનું છોકરૂં અંગ્રેજી ભણે છે એતો વળી મંત્રને ગાંઠતું નથી પણ એનું ઘર બળે તો તરત માને એવું સાંભળી પેલો ધુત્તો બહુ ખુશી થાય છે અને બોલે છે કોહોતો જ્યાં ફુક મારૂં ત્યાં ભડકો કરૂં, કહોતો કુવામાં ભડકા દેખાડું કહોતો ગમે તેવા લીલા ઝાડને બાળીને ભસ્મ કરૂં એવા એવાં ગપાં લોકો સાચ્યા માની લે છે અને વેમમાં કુટાયાંજ કરે છે. હવે દીવો કરવાની યુકિત પ્રકાશ કરૂંછું.

ફોસફરસ નામની ઓષધી થાય છે, એ બુટી અંગ્રેજ લોકોએ ઘણી મહેનતથી ખોળી કહાડી છે તે ફોસફરસ મુંબાઇમાં મળે છે, અમદાવાદમાં

---

૨ રાંડેલી.

પણ મોહોટા વેપારી વહોરા લોકોની દુકાને મળે. એ ઓશધી પાણીમાં રહેછે, માટે સીસામાં પાણી ભરીને તેમાં નાંખીએ ત્યારે રહી શકે છે.

ધુતારે ચોકીમાં જંત્ર કરીને પડીકું વાળ્યું તેજ વેળા ફોસફરસની એક કરચ એ પડીકામાં ઘાલી હતી, પછે થોડીકવાર થઇ એટલે ફોસફરસથી આખું પડીકું સળગ્યું, અને પડીકું સળગવાથી દીવો થયો એમ જાણવું.

એ ઓષધીમાં એવો ગુણ રહેલો છે કે, પાણીમાંથી બહાર પડયા પછી થોડીકવારે ભડકો થાયછે. માટે ઉપર લખેલી વસ્તુથી દીવો થયો એમ સમજી લેવું, બીજી મંત્રની વાત તમામ જુઠી છે.



# ખેલ ૩ જો*

## લુગડામાં દેવતા ભરવાનો.

કેટલાક ઢોંગી લોક સીધાઇ દેખાડવા સારૂ લુગડામાં દેવતા ભરીને લોકોને ઠગે છે. પ્રથમ ઢોંગી બોલે છે કે આ મારી પછેડીમાં ૧૧ વ-રસથી ધુપ કરૂં છું, હવે એક વરસ થશે એટલે બાર વરસનું તપ પુરૂં થશે તે સાંભળી લોકો પુછવા મંડી પડેછે, ભાઇ સાહેબ પછેડીમાં ધુપ શી રીતે થાય છે? ત્યારે જાદુગર બોલેછે? કહોતો કહિ દેખાડું અને કહોતો કરી દેખાડું, ત્યારે ભોળા લોકો બોલેછે જે કહેનારાતો ઘણાય મળે પણ કરે એનેજ અમ તો ગાંઠીએ છીએ. અમ કાંઇ ઓછી અકલના નથી, કાચા ગુરૂના મુંડેલા નથી, એવું સાંભળી ધુતારો મનમાં હરખાયછે કે, આ સાળા લોકો ઘેલફાડયા છે માટે મને ઠીક પડશે. ધુતારો એક તપેલી મગાવેછે તેને પોતાની પાસેના લુગડાથી બાંધવા જાયછે અને બોલેછે કે આ લુગડું દેવતાથી પણ બળશે નહિ ત્યારે કેટલાક લોકો વીચાર કરીને બોલેછે કે તમારૂં, લુગડું મંત્રેલું હશે અથવા કાંઇ ચોપડ્યું હશે. માટે નહિ બળે એવી અમારી ખાત્રીછે, પણ અમારૂં લુગડું આપીએ અને એ લુગડું ન-

બળે ત્યારે તમારી વિદ્યા સાચી, પછી બીજાનું લુગડું તપેલી ઉપર લપેટીને તપેલી ઉંધી પાડેછે, અને તપેલીના ઉપર ધખધખતા અંગારા થાળી ભરીને નંખાવેછે, તે અંગારામાં બત્રીસો ધુપ કરેછે. થોડીકવારે એટલે આશરે ૦। ઘડી થયા પછી અંગારા કાઢી નાંખીને લુગડું તપેલીથી છોડી લેછે પણ એક દોરડો એ બળતો નથી, એવું ને એવું સાજું લુગડું રહેછે.

લોકોને અત્યંત અજાએબ સરખું લાગેછે, અને જણાયછે કે, અગ્નિબંધન કરવાના મંત્રથી આ લુગડું બળ્યું નહિ જો આ મંત્રવાળો, ગઇ સાલે અણુદા પટેલનો ઓઘલો બાળ્યો તે વખતે હોત તો અગ્નિનો શો ભારછે કે, એક સાંઠા સરખાને બાળત, ઓહો હો! હો! આતો ઇલમી જબરોછે. એ રીતે ભોળા લોકો ઠગાયછે, માટે હવે એ અગ્નિ બંધનના મંત્ર નીચે લખું છું તે વાંચશો તથી તમે પણ એ રીતે લુગડું બચાવી શકશો.

અગ્નિનું જોર વાયુથીછે માટે વાયુનો સંચાર બંધ થયો ત્યાં અગ્નિનું જોર નથી. ઉપર લુગડું ન બળ્યું તેનું એજ કારણછે કે, તપેલી ઉપર ખુબ જોર કરીને લુગડું બાંધી અને તપેલી ઉંધી પાડી, તથી તપેલીનું બુંદું અને લુગડું તેના વચ્ચે વાયુનો ભાગ રહેતો નથી, માટે લુગડું નથી બળતું, જો લુગડાની જરાક પણ કરચોલી રહેછે તો બળેછે, માટે એવી હીકમતથી બાંધવું કે કરચોલી રહે નહિ. એજ એના મંત્રછે બીજા મંત્ર મિથ્યા છે.

કદાપી કરચોલી રહેવાથી થોડાક દોરડા બળેછે તો ઠગારા લોકો એવું બહાનું કહાડેછે કે, કળજુગમાં એટલું દેવત મંત્રમાંથી હઠ્યું છે; તેથી જરા દાઝી ગયું.

## ખેલ ૪ થો*

### લુગડામાં ધાણી શેકવાનો.

જ્યારે બાજીગર ભરચોટાની વચે રમેછે, અથવા ભવૈયા લોકો રાત્રીએ

રમ છે, ત્યારે લુગડામાં ધાણી શેકે છે. તે બીજા માણસની પાસેથી લુગડું માગી લેછે, પછી એક આદમી પાસે સામો છેડો ઝલાવેછે અને એક તરફનો છેડો પોતે ઝાલી રાખેછે, અને એ લુગડાં હેઠે થોડોક દેવતા કરેછે અથવા દીવો રાખેછે, પણ એવો રાખેછે જે પેલા લુગડાને અગ્નિની આંચ લાગે નહિ. એ લુગડામાં ૧ વાંસની સુપડીથી જાર નાંખીને હલાવેછે, ત્યારે ફટ ફટ ફટ ફટ થઇને ધાણીનાં કાલાં પડેછે, અને એ ધાણી કોઇ માગે તો ખાવા આપેછે. એ ઊની ઊની તાજી ધાણી ખાનારા દંગ થઇ જાયછે, અને કહેછે રંગછેરે રંગછેરે રંગછે; દેવતાની આંચ પણ કાંઇ થઇ નથી, ને કેવી ધાણી શેકી છે, પણ આ ખેલ ઘણુંકરીને રાત્રીએ કરવામાં આવેછે, એવું સાંભળીને લોકો સમજેછે કે, આ તો આગીઓવેતાળ સાધેલા જણાય છે હવે ધાણી શેકવાની રીતી નિચે લખુછું.

એ બાજીગર એક વાંસની સુપડી રાખે છે, તે સુપડીમાં અંતરપડ રહેછે અને એ અંતરપડમાં ઝીણો કાગળ ઘલાવેછે. અને એવી રીતની સુપડી કરાવેછે કે એમાં શેકેલી ધાણીનાં કાલાં થોડાંક ભરે છે તે જ્યારે એ સુપડી ઊંચી વાળીને હલાવિયે ત્યારે તેમાંથી ધાણી લુગડામાં નીકળી પડેછે, તથા હલાવતી વખતે કાગળ કડ કડ કડ કડ બોલેછે એ સાંભળી તે જોનારા સમજે છે કે, ધાણી ફુટે છે. માટે કાચી જારના દાણા તરાઇત પાસે લુગડામાં નખાવેછે પછી એ જારમાં સુપડી વાંકી વાળીને હલાવે છે એટલે પેલી એની ભરી મુકેલી ધાણીછે તે જારમાં પડે છે અને ધાણીની જાત હળવીછે માટે જારને ઢાંકીને ઉપર રહેછે. લુગડાં હેઠે અગ્નિની થોડીક આંચ હોય તેથી ધાણી જરા ઉની થાય છે, એજ એનો ઉપાય છે અને એજ આગીઓ સાધવાનો ઉપાયછે, બીજા મંત્ર જુઠ્ઠાછે.



# ખેલ ૫ મો.*

## ભડાકે દસ દીવા પ્રગટ થાય તે વિશે.

કોઇ જાદુગર મનીશ ગ્રહસ્થ લોકોને ઘેર જાયછે ત્યારે આભલું તુટી પડે એવાં નહાના નાહનાં ગપ્પાં મારે છે. અને પોતાને હાથે જે ક્રીયા બેઠી હોયછે તેનો ખેલ કરી બતાવેછે. એક સમે કોઇ શાહુકારને ત્યાંહાં ૧ બાજીગર આવ્યો, અને આવીને બોલ્યો કે મને અગ્નિદેવ પ્રસન્ન છે તેથી હું વગર અગ્નિએ રાંધી આપું. કહોતો વગર અગ્નિએ ભડકો કરૂં, દીવા કરૂં, એમ કહીને કોડીઆં દશેક મુકાવે છે એમાં તેલ તથા દીવેટ નાંખીને તૈયાર કરાવેછે, પછી વગળો બેશીને પથરા ઉપર પથરો ઘસેછે એટલે પીસતોલના સરખો ભડાકો થાય છે અને તે વખતે જેટલાં કોડીઆં મુકયાં હોય તેટલામાં ઝડપો ઝડપ દીવા સળગે તે જ્યાં સુધી તેલ બળી રહે ત્યાં સુધી દીવા બળેછે, તે જોઇને લોકો આશ્ચર્ય પામ્યા વગર રેહેતા નથી. એની સિદ્ધાઇ ઉઘાડી પાડુંછું, ધીરે ધીરે વાંચશો તો તેમાં તમ પણ સિદ્ધ થશો.

જે કોડીઆં મંગાવીને તેલ પૂર્યું તેમાં દીવેટો મુકી તે બાજીગરે પોતાને હાથે મુકી દરેક કોડીઆમાં દીવેટને મહોડે ૧ જારના દાણા જેટલો ફોસફરસનો કડકો મુકયો હતો તે કોઇના જાણવામાં આવતું નથી. એ ફોસફરસ અંગ્રેજી ઓષધી છે, તેમાં એવો ગુણ છે કે જળમાંથી કહાડીને બહાર મુકયા પછી થોડીકવારે એની મેળે ભડકો થાયછે, માટે એ દીવાના જોરથી દીવા પ્રગટાયા. હવે ભડકાનું ભાષણ કરૂંછું; તે વાંચવાથી પણ જાણશો કોહોયડો કોડીનો થશે એમાં શક નથી.

કલેરાપોટાસ ( અંગ્રેજી ઓષધીછે, ) તેમાં આંબલસારો ગંધક બે વજને બરોબર લેઇને તેને વાટવાં, વાટીને એક ડાભડીમાં ભરી રાખવું. તે જ્યારે ખેલ કરવો હોયછે ત્યારે એ ડાભડીમાંથી ૧ ચપટી ભરીને પથ-

રા ઉપર મુકીને એના ઉપર એક નાહાના પથરથી વાટવું એટલે તેજ વખતે ધંમ લેઇને ભડાકો થાયછે. માટે ઉપરનો ભડાકો પણ એ પ્રમાણે કર્યો અને દીવા પ્રગટ થયા એ પણ ઓસડથી એમાં કાંઇ મંત્રની સિદ્ધાઇ નથી. ભડાકો એ દીવા સાથે કેમ થાય? એવું કોઇ ધારે તો એનું તો એમ છે જે, જ્યારે ફોસફરસ સળગવાની તૈયારી થાયછે, તે બાજીગર જાણે છે માટે તે વખત ભડાકો કરે છે.



# ખેલ ૬ ઠો*

## લુગડાની ગાંઠ છોડવા વિશે.

કોઇક સભામાં, કચેરીમાં, રાજદ્વારમાં લાલભટ અથવા જાદુગર આવેછે; જેટલા ઢોંગીછે તેમાં બ્રાહ્મણ હોય તે લાલભટ કહેવાયછે, અને વાણિયા વગેરે મધ્યમ વરણવાળાને અંબાનો લાલ એમ કહે છે, બીજી વરણવાળાને બાજીગર, વાદી, ગારૂડીઓ બલાઉ એમ કેહેછે, માટે આ ચોપડીના આરંભથી ઇતી સુધી જે જે નામ આવે એમાં કોઇનું નામ ઉઘાડું સમજાય એવું આવી જાય તોપણ વાંચનારાઓએ નામને ઠેકાણે બાજીગર એવો અર્થ સમજી લેવો, પણ ફલાણા ગામનો ફલાણો એવું ન સમજવું, કારણ કે કોઇનું નામ પ્રસિધ્ધ રીતે લખીને નીંદા કરવી એવી રૂચજ ન રાખવી, એવી શિખામણ મને મારા ઉસ્તાદે આપેલી છે.

ઉપર લખેલા જાદુગરની સાથે એક બે ચેલા પણ હોયછે, તે જાદુગર હાથમાં ત્રોશુળ ઝાલેછે, માથે પાઘડી ઉપર ઘાટડી અથવા ચુંદડી બાંધેછે, અને કપાળમાં કંકુનો કંટેવાળો પણ ખાસો કરેલો રાખે છે.

રાજસભામાં જઇને પ્રથમ તો પોતાની રૂઢી પ્રમાણે રામરામ કરેછે. પછે સભામાં બેશીને જે જગદંબા કહીને હાથમાંથી ત્રીશુળ હેઠું મુકીને

તમાંથી બે ચાર સોપારિઓ એક હાથે ને એક હાથે કહાડેછે. તે જોઇને ભોળા માણસોને અચંબો થાયછે, ને બોલી ઉઠેછે. ધન્યછે મારી અંબામા અરે માવડી, હાજરા હજુર આવીછે કે શું? એવું સાંભળી લાલ બોલ્યા અરે મારા સાહેબો આમાં તે તમો શું નવાઇ ધારોછો, પણ મારી પાસે એક ગ્રંથીછેદન મંત્રછે, તે મંત્રથી લુગડાની ગાંઠ વાળેલી છુટીજ જાયછે. પછી સભામાં બેસનારા લોકો બોલી ઉઠેછે કે, અમને દેખાડો શી રીતે છોડોછો? ભલા અમે પણ શું જાણીશું જીવ્યાથી જોયું એ સારૂં એવી ઘપડાની કેહેવત છે માટે આટલો એલતો કરી બતાવવો જોઇશે.

પછી લાલભટ તરાઇત આદમી પાસેથી એક વસ્ત્ર માગી લે છે, અને એ વસ્ત્રના સામસામા બે છેડાની બાજુ ગોળ કાકડી જેવી કરીને ગાંઠ વાળેછે. એ ગાંઠ ઘણી શકત વળેછે, અને બે હાથે કરીને છેડા પણ ખેંચેછે. અને લોકોને બતાવેછે કે દેખો આ ગાંઠ કેવી મજબુત વાળી છે, ચટ દેઇને કોઇનાથી છુટે એમ નથી, તથા બે હાથે મથ્યા વિના છુટે એવું પણ નથી. પણ આ લુગડું વેગળુ મુકીશ અને મારા મંત્રથી આ ગાંઠ છુટે તો મારી વિદ્યા સાચી કે જુઠી?

લોકો જવાબ આપેછે અહોહોહોહો એની મેળે ગાંઠ છુટે તારે તો પરમેશ્વરમાં ને તમારામાં ઝાઝો તફાવતજ શાનો કહેવાય? એવું સાંભળી લાલભટ લુગડાનો દડો કરેછે, અને એ દડો ઉપર ત્રીશુળ કે બીજી વસ્તુ ફેરવીને હોઠ ફડફડાવે છે, લોક ધારે છે કે એતો મંત્ર સાધે છે. પછી કોઇ તરાઇત આદમીને બોલાવીને લુગડું ખંખેરાવેછે, તો તેમાં ગાંઠ કે બાંઠ કાંઇ જણાતી નથી; છેડા છુટી ગએલા જોઇને લોકો વીસ્મે પામેછે. વાહરે વાહ! રંગછે લાલભટ! આ કામ કાંઇ જેવું તેવું ન કહેવાય, તમારા મંત્ર તો રામબાણ જેવા દેખાયછે.

મંત્ર કે યંત્ર કાંઇ નથી હાથની ચાલાકી છે તે નીચે લખીછે. જ્યારે લાલભટ ગાંઠ્યો બાંધી ત્યારેજ જુગતી કરીછે, તે શી જુગતી

કરી છે તે એછે જે, બે છેડાને ખુબ આંબળીને એક છેડો હેડે અને એક ઉપર એ રીતે ગાંઠયો વાળી, પણ એક હાથ તરફના છેડાની સેર ઉભી ચઢાવી દે છે અને બીજી સેર આડી રહે છે, પછી લોકોને પોતે દેખાડેછે પણ જોનારાના કળ્યામાં આવતું નથી. પછી પેલા લુગડાનો દડો વાળતી વખતે, એક હાથનો અંગુઠો અને અંગુઠા પાસેની આંગળી એ બેનાથકી ગાંઠ છોડી નાંખીને દડો વાળે છે, માટે પ્રથમથીજ ગાંઠ છોડીને લુગડાં મુકે છે, તો પછી ગાંઠ કયાંથી આવે મંત્રની વાત બોલેછે તે તમામ જુઠી છે, હસ્તક્રિયા સાચી છે. ઉપરનો ખેલ એવો સુખમ છે કે નહાના છોકરાના દેખતાં એક વખત કરીને સમજ પાડીએ તો તેના અંતરમાં પણ ચટ દઇને ઉતરેછે.



# ખેલ ૭ મો.*

## કાંકરાનો રૂપીઓ કરવા વિશે.

બાજીગર કાંકરાનો રૂપીઓ દેખાડે છે, તે એવી રીતે કે પ્રથમ તો ડાબા હાથની ખાલી મુઠી વાળે છે, અને જમણા હાથમાં એક વાંસળી રાખેછે, અને મુઠી ઉપર વાંસળી ફેરવીને કહેછે કે, જા, જા, જા, જા, જા, એવું કહીને મુઠી ઉઘાડે છે તો ખાલીને ખાલી દેખાય છે.

પછી એક માટીનું પોકું કેજીકરૂં ડાબા હાથમાં લે છે અને સહુ લોકોને દેખાડે છે કે, દેખો યારો એ ઠીકરાકા કયા બનાઉં? કહો તો મોતી બનાઉ, ઓર કહોતો હીરા બનાઉ, કહોતો સોનેકી મહોર બનાઉ, ઓર કહોતો રૂપીઆ બનાઉ. એમ કહીને પોતાની પાસે એક છોકરો રાખેલો હોય છે એને પુછેછે, એ છોકરાનું નામ જંબુરો કહેવાયછે. બાજીગર કહેછે અબે

જંબુરે દેખ ઉસ્કા ક્યા બનાઉ ? જંબુરા મુંબેગરા કલદાર ઔર રાણીકા સાકાવાળા, ઔર ખરા દુપેરકા પડેલા, એસા રૂપિયા કર દો, તો ઇલમકું રંગ દેઉગા, જો ચુક પડ જાય તો સબકે દેખતે તેરા નામપર થુકુંગા એવી રીત કપોળ કથા કરીને, હાથમાંથી ઝડપ લઇને રૂપીઓ ખરેખરો દેખાડે છે. એ રૂપીઓ કાંઇ ખોટો હોતો નથી બરાબર ૧૬ આનાનો રૂપીઓ હોય છે, એવું ભાળીને જોનારા આશ્ચર્ય પામે છે કે, આતે શું થયું? ઠીકરૂં ક્યાં ગયું અને આ રૂપીઓ ક્યાંથી આવ્યો. વળી કેટલાક ડોડડાહ્યા વચમાં બોલી વળેછે, અરે રૂપીઓ ક્યાંથી એના બાપની ઘોરમાંથી? એ તો આપણી નજર બાંધીછે માટે આપણે ઠીકરાનો રૂપીઓ દેખીએ છીએ.

મુઠીમાં રૂપીઓ ક્યાંથી આવ્યો તેની વાત નીચે લખુંછું. તેથી ખુલાસો થશે.

ડાબા હાથની મુંઠી વાળે છે અને જમણા હાથમાં વાંસળી રાખે છે, જ્યારે વાંસળી હાથમાં રાખે છે ત્યારે વાંસળીવાળા હાથની હાથેળીના બેવનમાં રૂપીઓ રાખે છે. અને પછી વાંસળી ઝાલે છે, શામાટે જે વાંસળીના દબાણથી રૂપીઓ મજબુત રહિ શકે છે, પછી કાંકરાવાળી મુઠીમાં રૂપીઓ લેછે અને રૂપીઆવાળી મુઠીમાં કાંકરો લે છે, પણ કોઇના જાણવામાં આવતું નથી એવી રીત આડાઅવળી વાત કરતાં નજર ચુકાવે છે, બાજીગરના હાથના જેવી બીજો કોઇ ચાલાકી કરવા જાય તો આવડવી મૂશકેલ છે, એવી રીતે સાવધાન રહે છે.

જો કાંકરાના રૂપીઆ બનતા હોત તો એને ભીખ માગવાની વખત આવતજ નહિ, અને સરકારને ટંકશાળનું કામ પણ શું કરવા જોઇએ? એવા મંત્રવાળા એક બે માણસ રાખે એટલે હજારો ગાડાં ભરાય એટલા રૂપીઆ થઇ જાય, પણ ઇશ્વરે જે વસ્તુ કરી છે તેની બીજી વસ્તુ થાયજ નહિ. અને થતી હશે તો કોઇ અનુપાનથી બીજે રૂપે થાય, જેમ હળદર પીળી છે અને ખારો ધોળો છે પણ એ બેવાના ભેગા થવાથી

કંકુ થાય છે માટે હરેક પદાર્થમાં બીજું પદાર્થ ભળવાથી ગુણ તથા રૂપ બદલાય છે એમાં શક નથી પણ જાદુની વાત તમામ જુદી છે.



# ખેલ ૮ મો.*

## પ્યાલામાંથી દડીયો ઉડાવે છે તે વિશે.

બાજીગર લાકડાની કંકાવટી સરખા ૩ પ્યાલા રાખેછે, તે ત્રણે પ્યાલા પોતાની આગળ જમીન ઉપર મુકે છે. અને એ ત્રણે પ્યાલાની આગળ સોપારી જેવડી લુગડાની દડીઓ મુકે છે. એ દડીઓ લુગડાના કકડાથી શીવી લીધેલી હોય છે, અને એ દડીઓ હાથેળીમાં સંતાડી શકે એવી નહાની હોય છે. એ દડીઓ એકેકી એકેકી ત્રણે પ્યાલા પાસે મુકયા પછી સઉ લોકના દેખતાં લેછે, પછી ચપટી ધુળ લઈને બોલેછે કે, જા, જા, જા, જા, મેરે ઇલમસેં ઉડજા.' એવું કહીને કોઇના દીઠામાં ન આવે એ રીતે પોતાની કોથળીમાં નાંખી દે છે, અને પછી લોકોની સરત ચુકાવવા હાથની ખાલી મુઠીવાળી રાખે છે. લોકો બીચારા જાણે જે હજી દડી ઉડી નથી. પોતાની મુઠીમાંને મુઠીમાં હશે. પછે પેલા વાદી પોતાના ઓળા-આગળ મુઠી રાખીને કેહે છે કે, જા, જા, જા, અબ દડી તું તેરે ઘરમે પેઠજા, એવું કહીને એકે એકે ત્રણે પ્યાલા ઉપાડે છે. પછી લોકોના દેખતાં એક પ્યાલામાં મુઠી વાળી ઘાલી દેછે. તેથી જોનારા લોકોની નજરમાં આવે છે કે, પેલા પ્યાલામાં દડી ઘાલી છે ત્યારે ગારૂડી બોલે છે કે કીસમે દડી ઘાલી હે,? ત્યારે છોકરાં અથવા બીજા લોકો બોલે છે કે છેલ્લા પ્યાલામાં છે, એટલે ગારૂડી છેલ્લા પ્યાલા વચે મુકીને મધ્યનો પ્યાલો છેલ્લો થયો તેને આંગળી અડાડેછે ને કહેછે કે આમાં? ત્યારે લોકો બોલેછે ના, ના, વચમાં. એટલે વચ્ચેનો પ્યાલો છેલ્લો મુકીને પુછે છે

આમાંઃ એ રીત કેટલીક વાર માથાકુટ કરીને છોકરાઓને ખુશી કરેછે. પણ જોનારા લોકોને ભ્રમ રહેછે કે, પ્રથમ મુઠીવાળીને જે પ્યાલામાં ઘાલી હતી તે પ્યાલામાંજ દડીઓછે. એવું જાણીને મદારી બોલેછે ભાઇ તુમકુ એ પ્યાલામાં ભ્રમ હોય તો બરાબર ખબર રખીઓ એ પ્યાલાબી ખોલતા હું. એમ કહીને જે પ્યાલામાં ખાલી મુંઠી ઘાલેલી હોય છે એ પ્યાલો ઊંચો કરવા જાયછે, એટલે જોનારા સાવધાન થઇને રહેછે જે હવે દડીઓ નીકળશે, પણ દડીઓ કયાંથી નીકળે દડીઓ તો પ્રથમથીજ સંતાડીને પોતાની કોથળીમાં નાંખી દીધેલીછે. વળી કોઇ ભોળા લોકો બોલે છે કે ભાઇ એતો આપણી નજર બાંધીને બેઠો છે માટે આપણ તો એની આગળ આંધળાભીંત જેવા છીએ. એ બાજીગર બધું દેખતો હશે પણ આપણ નથી ભાળતા વળી કોઇ વખાણેછે કે વાહરે વાઃ આટલામાંથી કેવી દડીઓ ઉડાવી દીધીછે ને કોઇને ખબર પણ પડી નથી કે, કયાં ગઇઓ. વળી કંઇ ભણેલા લોકો બોલે છે કે આમાં શું ભારે કામ કર્યું, લાવોને એવું તો હું પણ કરી બતાવું. કપટપ્રકાશમાં ઘણાક ખેલ લખ્યા છે, એ બધી હાથની ચાલાકી છે એમાં કાંઇ મંત્ર નથી. જે લોકો મંત્રની વાત કરે છે તે તમામ જુઠી છે.

એવામાં બાજીગર કોથળીમાંથી હાથમાં દડી લઇને એક પ્યાલામાં ઘાલી દેછે, એમજ બીજા પ્યાલામાં બીજી દડી ઘાલેછે. ત્રીજામાં ત્રીજી દડી ઘાલે છે, પણ કોઇના દેખવામાં આવતું નથી. પછી હાથની ચાલાકીથી એક દડી લઇને બીજા પ્યાલામાં મુકેછે, એટલે એમાં બે દડીઓ થઇ વળી ત્રીજી દડી પણ એ ભેળી મુકીને કહેછે અબે તીન દડીઓ કાયકુ મીલકર બેઠી હો. સબ પોત પોતાકે ઘરમે પેઠ જાઓ, એમ કહીને વળી જુદી પણ પાડે છે.

લોક જોવા ઉભા હોયછે તેમના પગ તો થાકે છે પણ જોતાં જોતાં મન થાકતું નથી. પછી વળી કંઇક બોલેછે હેડો ભાઇઓ હેડો! જો એ કાંઇ

દહાડો નહિ વળે રળશો તો મળશો. એ પણ રળવા આવ્યોછે; કાંઇ આપવા આવ્યો નથી. એમ કેહેતા કેહેતા લોકો વેરાઇ જાય છે.

દડીઓ ઉડાવવાનું કારણ એમ સમજવાનું છે કે એ હાથની ચપળતા એવી છે કે મોટા પંડીતથી પણ સેહેજ કળી શકાય નહિ. એવી ઝડપ મારે છે. જો એની આંખ્યો સામું જોઇએ છીએ તો ઝડપથી ચુકાવે છે, જો હાથ સામું જોઇ રહીએ તો પગે કરીને જણસ આઘીપાછી કરેછે. અથવા પોતાના સાગ્રીત હોય તે કાંઇ જોઇતું હોય તો લાવી આપે છે, અથવા કંઇ લેઇ જવું હોયછે તો ઝડપથી લેઇ જાયછે, પણ લોકોના કળવામાં નથી આવતું માટે મંત્ર અંતર કાંઇ નથી સરવે હાથની ચપળતાછે એમાં કાંઇ ભુલ નથી.



# ખેલ ૯ મો*

## લાકડાની ચકલી ઊડાવવી તે વિશે.

ચાર આંગળ લાંબી એક વાંસની ખપાટ લેઇને તે ખપાટના ઉપર સુતરનો દોરડો અથવા ઝીણી સુતળી વીંટે છે, તે એવી રીતે કે આશરે દશબાર આંટાફેરી વાળેછે. જેમ બ્રાહ્મણ જનોઇના છનું તાંતણા હાથ ઉપર વીંટેછે એમ એ ખપાટને પણ દશબાર દોરડાની આંટી પાડેછે. હવે દોરડા વીંટેછે તે પછી દોરડાનાં વચ્ચે વાંસની સળી દાતણની ચીરી જેવી પાતળી, અથવા બીજા લાકડાની સળી ઘાલીને વાળી દેછે. જેમ રૂની ગાંસડી બાંધ્યા પછી દોરડાને લાકડું ઘાલી વળ દેછે એ રીત વળ દેછે.

એનું નામ ચકલી કહે છે તે ચકલીને પોતાના સામી મુકીને બાજીગર બોલેછે અરે લકડેકી ચકલી! આઓ મેરે હાથમે, આઓ, આઓ, કયું નહિ આતી? જો ન આવે તો પીરાનપીરકી દુવાઇ હે. આગી-

આ ખીરકી દુવાઈ હે. એટલામાં પેલી ચકલી ઝડપ લેઇને ઉડતી કે બાજીગરના હાથમાં જાય છે.

લોકોને તો અચંબો લાગે છે કે આ લાકડાની ચકલીમાં ચેતન ગુણ ઘાલ્યો છે આતે શું કહેવાય? રંગછે બાજીગરને એવામાં કાંઇક ડોસા ડોસીઓ બોલી ઉઠેછે, અરે ૧૦૦ જોસીને એક ડોસી, આવ બેટા તને એની ખબર પાડું. સાંભળ એણે તો મારે પીટે નજર બાંધી છે, એવું સાંભળી એક છોકરો બોલ્યો માજી નજર તે કેમ બંધાતી હશે? ડોસી બેટા સરત રાખીને સાંભળજે હો! જ્યારે બાજીગર જે ગામમાં રમવા જાયછે ત્યારે એ ગામને સામ છેડે એક ખીલો મંત્રીને ભોંયમાં ગોડી ઘાલે છે, મોટે આપણ સરવે આંધળાં ભીંત જેવાં થઇ ગયાં છીએ, એતો લાકડાની ચકલી ઉડાડી, પણ કીડીનો હાથી કરી દેખાડે તોએ શી નવાઇ? પેલાની વાત વાળુ કહ્યું છે કે મંતરવાળો ધારે તે કરી શકે.

ચકલીનો મંત્ર નીચે લખ્યુંછું, તે સાવધાન થઇને વાંચજો, વાંસની ખપાટ ઉપર સુતળી વાંટી અને એ સુતળી વચ્ચે એક સળી ઘાલીને વળ દીધો છે, એ સળીને નમાવીને ખપાટના મ્હો આગળ આશરે એક બે વાલ મીણ રાખેછે, તે મીના થકી ખપાટને સળી ચોંટી જાય છે.

પછી થોડીકવાર થાયછે એટલે વળના જોરથી ખપાટ મીણથી જુદી થાયછે એટલે સળી ઉછળેછે, અને સળી ઉછળવાથી ખપાટની ચકલી કુદીને બાજીગરના સામી પડે છે. માટે ચકલી ઉડાડવાનો મંત્ર તે મીણછે એમ સમજવું. પણ મીણ સિવાય બીજા છુમંતર જુઠા છે.

એ ચકલીને ફરીને ઉડાડવી હોય તો વળી મુકે છે અને બોલાવી લેછે એ રીતે સવારથી સાંજ સુધી ખેલ કરે. તો એનોએ એકજ ખેલ ચાલે પણ ચકલી ઉડતાં થાકે નહિ; કારણ કે મીણમાં સળી દબાવીને ખપાટ વેગળી મુકે, તે મીણ જરા નરમ પડે કે તરત ખપાટ ઉછળીને

પેગળી પડેછે. વળી ફેર એજ મીણમાં સળી દબાવે છે ને ઉડાડે છે. ઉ-પરના ખેલમાં મીણથીજ કામ ચાલે છે પણ કાંઈ ઘોડાનો વાળ નથી બંધાતો. ઘોડાનો વાળતો રાત્રે બાંધેછે, શાથી જે અંધારે વાળ લોકોના દે-ખવામાં ન આવે. અને એ વાળથી રાત્રે પૈસો અને વીંટી બંનેને લડા-વેછે, માટે ચકલીનો ખેલ તો મીણથીજ થાયછે.



# ખેલ ૧૦ મો.*

## ઘડા ઉપર નાળીએર ભાગવું તે વિશે.

બાજીગર લોકો માટીનો ઘડો એક મંગાવે છે, તે ઘડો તરાઈત માણસ કુંભારને ઘેરથી સારો પાકો જોઈને લાવેછે, એ ઘડાને બાજીગર સિંદુરનું ત્રોશુળ કરે છે તથા બીજા પણ થોડાઘણા ચાળા કરે છે. તે-થી લોકોને ખરેખરો ઉપજે છે કે, આ ઘડો મંત્રી નાંખ્યો, હવે કોઈનો ભાર નથી કે, એ ઘડો ફોડી શકે.

એક છાણું મગાવીને તેના કકડા ત્રણ કરે છે, તે કકડા ઘડા ઉપર મુકે છે તે શી રીતે મુકેછે તો, પાંશરી જમીનમાં ઘડો ઊંધો પાડવો અ-ને ઘડો ઊંધો પાડવો તે જગ્યા પણ પોચી જોઈએ, અથવા રેતાળ જ-મીનમાં નહિતો ધુળની ઢગલી કરીને તે ઉપર ઘડો ઊંધો પાડે છે, પછી તેના ઉપર સદરહુ છાણાના કડકા ગોઠવીને મુકવા. કકડા ઉપર નાળીએર મુકવું, તે નાળીએર ત્રાંબા જેવું વગાડીને તરાઈત માણસ પાસે મંગાવે છે, અને નાળિએરની ચોટલી તથા છાલાં કહાડીને બાડુંરોડું કરાવે છે.

એ નાળીએર અને ઘડાનું બુંદ, એ બંને અડે નહિ એવી રીતે છાણાના કકડા ઉપર શ્રીફળ ઠરાવીને કોકની પાસે ધોયકણા સરખા લાક-ડાથી નાળીએર ભગાવે છે. પેલો આદમી ધોકો મારે છે તેને ચેતાવેછે

કે બરાબર નાળીએરના વચમાં વાગે એવો ઘા કરજે. પછી નાળીએરનાં કાચલાં જુદાં થાય છે અને ઘડો આખો રહે છે. તે જોઇને ભોળા લોકો ભ્રમમાં ભરાય છે કે અલ્યા ભાઇઓ આ તે મંતર કે જંતર, કે નજર બાંધી એમ કહિ કહિને બાપડા ઠગાય છે.

એ મંત્રનું મૂળ ઉઘેડું છું કે, જેથી વાંચનારા મીત્રો ઝટ દઇને દેખી શકે.

ઘડો ધુળ ઉપર ઊંધો પાડ્યો તેથી પૃથ્વીમાં કાના અથડાય નહિ, અને છાણાના કકડા મુક્યા તે એ માટેજ કે, નાળીએરનો ધકો ઘડાને અડે તો ઘડો ફુટે.

ધોકાનો ધક્કો નાળીએરને વાગ્યો, અને નાળીએરનો ધકો છાણાના કકડાઓને વાગ્યો અને છાણાના કકડાઓનો ધકો ઘડાને વાગ્યો પણ છાણું મૂળ પોચુ માટે ઘડો ફુટતો નથી. ઉપરનો ખેલ સમજી લેવામાં તથા કરવામાં સુગમ છે માટે લંબાણ લખીને કાગળ ચીતરવાની મેહેનત નથી કરી.



# ખેલ ૧૧ મો.*

## ઘડામાં ચોખા ભરવા અને તે ઘડો છરી ઘોચવાથી ઊંચો થાય તે વિશે.

કેટલાક બાજીગર ત્રાંબાનો એક ઘડો મગાવેછે, અને તે ઘડામાં સારા આખા ચોખા ભરાવીને એક છરી વચે ઘોચાવેછે તે છરી ઉપર થોડુંક સિંદુર અથવા *કંકુ વેરેછે. અને ઘડાને ગળે નાડાછડી વીંટેછે, તથા પેટે સિંદુરનાં ત્રીશૂળ કરેછે. અને કોઇ માંદા માણસ ઉપર ઉતારીને એ ઘડો પડદામાં મુકાવે છે, અને કહેછે કે આવતે સવારે જેવું હશે એવું

જણાશે. એમ કહીને રાત્રીએ ઘડા ઉપર ધુપ કરવા તથા ઘડાને મંતરવા સારૂ બાજીગર પડદામાં પેસેછે. પડદામાં એક કલાકને આશરે બેસીને પોતાને મુકામે જાયછે, અને ઘડો માંદા માણસના ખાટલાને ઓસીકે મુકતો જાય છે, અને સર્વેને ચેતાવેછે કે રાત્રીએ ઉંદર કોળ જાળવજો ઘડાને અડે નહી, અને જો ઘડો અભડાશે તો અવળુ પડશે.

પેલાં ભોળિયાં માણુસ આખી રાત ચોકી કરીને ઘડાને જાળવેછે, વાહાણામાં બાજીગરને બોલાવેછે, બાજીગર આવીને ઘરના માણુસ પાસે ઘડા વચ્ચે છરી ઘાલેલી હોય છે, તે છરીને હાથે ઝલાવીને બોલે છે, અલ્યા ભાઇઓ સાંભળો. આ ઘડામાં છરી ચોંટી જાય છે, તો ભૂત વીંધાય છે, માટે જો તમારૂં ભાગ્ય પાંશરૂં થનાર હોય તો છરી ચોંટી હશે. હવે ઉપાડો એટલે પેલા માણુસ છરીનો હાથો ઝાલે છે તેથી દસશેર ચોખા ભરેલા ઘડો અદ્ધર થાય છે, એ ભાળીને એ ઘરધણી બાજીગરને પગે પાઘડી મુકીને બોલે છે. ભાઇસાહેબ મારા મરુડાને તમો જીવાડવાજ આવી ચઢ્યાછો, નહીતો આ ભૂત ખસે એવી અમને આશા નહોતી, પણ તમારા મંત્રથી ભૂત સરાઇ ગયો હશે તેથી ઘડામાં છરો ચોંટી ગયો. હવે ઘડાને શું કરીએ? બાજીગર—કોઇ ઇલમીને આપી દેજો, અને જો ઇલમી વીના આપશો, તો આપનાર અને લેનારા બંનેનું રમડભમડ થશે. એવું સાંભળી ઘરધણી થરથર ધ્રુજે છે, અને બોલે છે, ઓ મારા બાપ! લેનારો તો કાલ મરતો તે આજજ મરે ના, પણ મારૂં ખેદાનમેદાન થઇ જાય માટે એ ઘડો તો તમેજ લઇ જાઓ, એ સાંભળી બાજીગર બોલેછે લઇ જઇશે મને ભારે પડે કે ન પડે!.

ઘરધણી—ત્યારે આનું શું થશે!

બાજીગર—શું થવાનુંછે, સારાંવાનાં થશેઃ લાવો એક શ્રીફળ, તથા રૂપીઆ સવાપાંચ રોકડા, અને રૂ ૧। ભાર ગોરમટી માટી, શું કરીએ ભાઇ કાંઇ લીધા વીના છુટકો છેર લાવો હુંજ લઇશ.

ઘરધણી રાજી થઇને જે માગે તે આપે છે, પેલા બાજીગર લઇને મારગે થાય છે. કહેવત છે કે, "વર મરો, કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો".

## ઘડામાં છરી ચોંટવાનું કારણ.

પેલા બાજીગર પડદામાં પેઠા તે વખતે, ઘડામાં એજ છરાથી ચોખા હાંસવા માંડે છે. હાંસતે ખૂબ કઠીણતા પકડે છે એટલે ઘડાની વચ્ચે ઉભો છરો ઘોચી ઘાલે છે, અને ખાંડવાથી ઘડો ઊણો થાય છે તેટલા ચોખા બાજીગર પોતાની પાસેથી ઉમેરીને ઘડો ભરી દે છે, અને કંકુ, સિંદુર ફરીથી વેરે છે, એટલે કોઇના કળવામાં આવતું નથી.

છરો એટલા માટે ચોટે છે કે ચોખા ખાંડાને ભરવાથી ઘડામાં કઠીણતા થાય છે, તે જાણી એ ત્રાંબાના ઘડાને તળીએ જઇને અણી ચોટી હોય એટલે બધો છરાનો એક જીવ થાય છે. બીજું કારણ કાંઇ નથી, તેમજ મંત્રજંત્ર જુદા છે. હસ્તક્રિયા, રસાયણક્રિયા, આકરશણક્રિયા, એવી ક્રિયાઓ સાચી છે,



# ખેલ ૧૨ મો.*

## પાણીનો ભરેલો ઘડો એક લોટાની જોડે વળગે છે તે વિશે.

પાણીનો ઘડો મહોડા સુધી છલકાતો ભરે છે, અને એ ઘડા ઉપર એક ખાલી લોટો મુકે છે પછી ઘડાને કાને લીલી માટી ચોપડીને લોટો ઊંચો કરે છે ત્યારે ઘડો પણ લોટા સંગાથે ઊંચો થાય છે. એવું જોઇને ભોળા લોકો ધારે છે કે, આહા! હા! હા! શી ઇલમી છે, ભાઇ દસશેર પાણી હશે અને ઓછામાં ઓછો ત્રણશેરનો ઘડો હશે, એટલા બધા ભારનો એક લોટાને તળે વળગી ગયો છે. એવું સાંભળી ડાહ્યો કાકો બોલી

ઉઠે છે, અલ્યા છોકરાઓ! આમાં તમે શું અચંબો પામોછો, મેં ઘરડા-ઓના મોહોડેથી સાંભળ્યુંછે કે, દીલ્લીમાં એક બાવો લોટ માગવા ગયો ત્યારે કોઇક નઠારી બાયડી દળવા બેઠેલી તેણે ઉઠીને બાવાને લોટ આપ્યો નહિ, પછી ઉઠવા ગઇ અને બાવો તો ઘંટી મંત્રોને ચાલી ગયો.

પેલી બાયડીની ઘંટી તો સજડ થઇ ગઇ, એકે આંટો ફરી વળે એવું ન રહ્યું. હવે પેલી બાયડી ઉઠવા ગઇ તો ગાંડે પાટલો વળગ્યો આવ્યો, અને બાયડીએ એના ધણીને બોલાવીને કહ્યું કે મારી ગાંડે પાટલો ચોટી ગયો, તમે જુદો કરો. ધણીએ આવીને પાટલાને ઝાલીને ખીંચ્યો પણ મંત્રેલો પાટલો કાંઇ જુદો થાયર પાટલો જુદો થવાની વાત તો રહી પણ વચમાં ત્રીજું ટીખળ જાગ્યું, તે શું તો બાયડીની ગાંડે પાટલો ચોંટયો અને પાટલાને આદમીના બે હાથ ચોંટયા. ધણીધણીઆણી ઘણાંએ મથ્યાં પણ પાટલો ઉખડયો નહી, એનો બેજણાં સુતારને ઘેર ગયાં અને બોલેછે અલ્યા ભાઇ સુતારને ગમે તો રૂ૨) લે પણ આટલો પાટલો ઉખેડી આપ્ય. સુતાર વાંસલો અને વીંધણું લઇને પાટલાને છોલવા લાગ્યો, પાટલાને જેવું વીંધણું અડક્યું કે તરત વીંધણું તો વજરલેપ થઇ ગયું ધણી ધણીઆણી બે હતાં અને ત્રીજો સુતાર પણ ચોંટી ગયો, સુતારે સુતાર-ણને બોલાવી, અલી દોડજે દોડજે, એટલામાં સુતારણ આવી અને વાંસલાને હાથ અડાડેછે એટલામાં તો સુતારણ પણ ચોટડું થઇ ગઇ.

ચાર જણાં ચોંટી ગયાં લોક તો જોવા એટલાં ભેગાં થયાં કે ચોટામાં હેએ હૈયાં દળાવા લાગ્યાં, આખી દલ્લીમાં જ્યાં ત્યાં એજ વાત ચાલી એતો લકડકકડ ચારેજણાં બાદશાહ પાસે ફરિયાદે ગયાં. બાદશાહ બોલ્યા અરે કાયકુ એસા ઢોંગ મચાયાહે? સાલે નફટ લોકકું લાજબી નહી આતીહે, હેઓને નુરખાં, ધુળખાં એ લોકકુ જુદા કરેદો. એવો બાદશાહ-નો હુકમ થતાં જમાદાર બોલ્યા, બંદેનિવાજ એ સાલે ચારૂબી ચોંટ ગયે હે. ઓર અબી ચોંટ જાઉંગા તો મેરે ગરીબ આદમીકા કયા હાલર બા-

દશાહને ઘણો ગુસ્સો થયો અને પોતે સિંહાસન ઉપરથી ઉઠીને પેલાં ચાર જણને જુદાં પાડવા ગયા. એવામાં તો બાદશાહ સુદ્ધાં પાંચ જણ સજડ થઇ ગયાં, બધી દલ્લીની કચેરી ઝાંખી થઇ ગઇ, અરેરે ગજબ થયો હવે શી વલે થશે, એવું એવું સરવે લોકો બોલવા લાગ્યા.

હવે પેલે બાવે વિચાર કર્યો જે બાદશાહ પણ ચોંટી ગયા માટે હવે તો મંત્ર છોડું. પછી જ્યારે બાવે આવીને પાંચે ઉપર ધુપ ધુમાડો કર્યો ત્યારે જુદા થયાં. એ બાવાને બાદશાહે મોટો શિરપાવ આપ્યો, તે દિવસથી આજ સુધી દીલ્લીની બાયડીઓ બાવાઓથી બીહીતી રહે છે, અને બાવાને ભાળીને ઝટોઝટ લોટના વાડકા ભરી ભરીને આપેછે, જો લોટ નહિ આપીએ તો ગાંડ પાટલો ચોંટશે. માટે અસલ તો એવા એવા મંત્રવાળા હતા, તમે લોટાને ઘડો ચોંટયો એમાં શી નવાઇ માનોછો?

એવાં ડાહ્યાકાકાનાં વચન સાંભળીને છોકરાઓ તો દીંગ થઇ ગયા કે, અહોહો! મંત્રનાં કામ તો ભારે ભારે બનતાં દેખાય છે, હવે લોટા સાથે ઘડો ચોંટવાનો ઉપાય નીચે લખ્યું છું તે વાંચવાથી માલમ પડશે.

માટીનો અથવા ત્રાંબાનો ઘડો પાણીથી છલકાતો ભરીને ઉપર લોટો મુકવો. એ લોટાને તળીએ પણ ઘડાનું પાણી અડવું જોઇએ, અને જો લોટો પાણીથી એક કાગળવા પણ ઊંચો રહેછે તો ઘડો નહિ ઉપડે. માટી લીંપવાનું કારણ એછે કે વાયુનું રૂંધન થાય છે, વળી જો માટી લીંપતાં પણ જરાકે વાયુ સંચરે એવું રહી જાય તો ખેલ રદ જશે. ચોંટવાના એજ ઉપાયછે, તે એજ કે લોટાને તળીએ પાણી અડવું જોઇએ તેમજ ઘડાના ગળામાં માટી હીકમતથી લીંપવી કે, લોટો અને ઘડાના કાના એક થઇ જાય પણ વચ્ચે વાયુ જાય એટલી તડ ન રાખવી, એજ એનાં કારણ છે, બીજાં મંત્રનાં પોથાં તે થોથાં છે.



# ખેલ ૧૩ મો*

## ઘડા ઉપરથી કોયડો કુદે તથા પૈસો કે કાંકરો ઘડામાં પડે તે વિશે.

એક ઘડો તથા લુગડાનો આંબળીને કોયડો કરવો તે કોયડો આશરે એક ગજનો લાંબો અને કઠણ ઉભો રહે એવો સખત વણવો. હવે ઘડા ઉપર અથવા માણ હોય તો માણ ઉપર કોયડો ઉભો કરાવવો, તે કોયડાના ઉપર રૂપીઓ, પૈસો, કે કાંકરો મુકવો, પછી પોતાના હાથમાં એક લાકડાનો દંડો આંકણી સરખો લઈને પેલા ગોટિલાને વચ્ચે મારવો, એટલે એ ગોટિલો ( કોયડો ) પાંચ હાથથી પણ વધારે વેગળો જઈને પડે છે, અને એની ટોચે રૂપીઓ કે કાંકરો મુકયો હોય છે તે ઘડામાં આવીને પડે છે.

ઉપરનો બનાવ દેખીને લોકોને ભ્રમ ભાસે છે કે, મંત્ર વીના પોતાની મળે પૈસો કે કાંકરો માણમાં પડે? અને કોયડો પણ એટલે છેટે જાયર એવુ કહી કહીને વેમમાં પિડાય છે, માટે આ ખેલમાં સાફ જણાયછે કે, ધોકો મારવાની હીકમત છે. અને કોયડો સીધો મુકવો, જો ધોકો મારવામાં કંઈક ચુકેછે તો પૈસો ઘડામાં પડતો નથી માટે અભ્યાસથી એવી કળા આવડવી જોઈએ કે ધોકો મારવાથી કોયડો ઉડે અને પૈસો ઘડામાં પડે એજ એનો ઉપાય છે. કોઈ મંત્રનો જંત્ર કે એનો વેમ રાખશો નહિ.



# ખેલ ૧૪ મો*

## લીંબુ કાપવાથી લોહી નીકળેછે તે વિશે.

. એક લીંબુ ચૌટેથી મંગાવવું, તે પોતાની પાસે એક છરી ઉતરાવેલી ઝઘઝઘાટ રાખવી, તે છરીને કપાસનાં રાતાં ફુલના રસમાં બોળીને

સુકવવી, એ રીતે પાંચ સાત ફેરા સુકવવી, અને રસમાં બોળવી. જો ર-સમાં બોળવાનો જોગ ન બને, તો એ કપાસનાં ફુલ છરી ઉપર મસળવાં અને મસળ્યા પછી સુકવીને વળી મસળવાં, એમ આશરે સાત-આઠ વાર કરવું. એ છરીથી લીંબુ કાપીએ છીએ એટલે પેલા ફુલના રસનો પટ લીંબુને અડવાથી લીંબુનું પાણી લોહીની માફક જણાય છે. એ લીંબુ કાપવામાં તો ઠગ લોકો તરેહવારની જુગતિયો ઉઠાવે છે. તેમાંની થોડીક વાત લખુંછું. જ્યારે કોઇ જુવાન માણસ માંદો પડે છે, ત્યારે તેના ઘરનાં માણસ એના ઉપર દાણા ઉતારીને તે દાણા ભુવાને કે જતીને, કે એવા મંતરવાળા બીજાને દેખાડે છે. દાણાનો વધાવો કે વાચા એવું બેચાર ફેરા જોઇને, પેલો દાણાનો જોનાર બોલે છે, અહો હો! આ તો કોઇ દશ્મને કામણ કરેલાં છે.

એવું સાંભળીને પેલા માંદા માણસનાં સગાઓના મનમાં મોટો ધ્રાસકો પડે છે કે, અરેરે! કોઇ કાળામહોને ધણીએ ગજબ કર્યો, અને કામણ કરયાં તે ઘડીકમાં મટનાર છે?

અક્ષત દેખાડનાર માણસ ઘેર જઇને ઘરનાં માણસોને સંભળાવે છે. છાનેમાને બોલે છે હાય હાય! આતો ઘર ઘાલ્યું; દાણામાં તો કામણ બોલે છે. એવું ધારીધારીને પછી એ કામણને કહાડનારા લોકોની પાસે ફેરા ખાવા માંડેછે. અને બોલે છે ભાઇસાહેબ આટલું કામ તો કરવું પડશે, એનું જેટલું ખરચ થશે તે જખમારીને આપીશું, પછી પેલો ધુત્તો બે ચાર રૂપીઆનો તો સામાન મંગાવેછે, ધુપ નાળીએર, ચુંદડી વગેરે સામાન લેઇને માંદા માણસના ખાટલાના ચાર પાઇએ ચાર લીંબુ બાંધેછે, અને પછી એક લીંબુ માંદાના ઉપર ઉતારીને વાઢેછે, એ વા-ઢવાની વીધી પ્રથમ લખીછે એજ છે, તેથી લોકો ઠગાયછે માટે લીંબુ-માંથી લોહી નીકળતુ નથી એ તો છરીનો પાસ રાતો હતો તેમાંથી ખ-ટાશના જોરે રંગ વધુરે છે. માટે લોહી જેવો રંગ દેખાયછે, એ બેલ

કરવા હોય તો સહેજ થઇ શકે એવાછે. બીજી જાદુની વાત તમામ જુદીછે.



# ખેલ ૧૫ મો*

## હાથમાં ભડકા ઝીલવા વિશે.

બે ચાર ચીથરાં લેઇને તેનો એક જાડો કાકડો કરવો, અને આશરે શેર ૦। તેલમાં બોળીને તે કાકડો સળગાવવો. પછી તે કાકડો નીચે નીતરતો રાખવો, એટલે એમાંથી ભડકા થતાં ટપકાં પડે છે, તે ટપકાં હાથમાં લેઇએ પણ દઝાતું નથી. શા માટે નથી દઝાતું ? તેની રીતી જે મીઠાનું પાણી કરી મુકવું તે પાણી હાથે ચોપડીને કાકડાનાં ટપકાં ઝીલવાં અને બે હાથ મસળતા રહેવું; જેમ જેમ ટપકાં હાથમાં પડે તેમ તેમ પેલું મીઠાનું પાણી હાથે ચોપડતા જવું, એ રીતે જ્યાં સુધી કાકડો બળી રહે ત્યાં સુધી હાથમાં ટપકાં પડે અને ભડકા થતા જાય છે, પણ હાથ દાઝે નહિ તથા ફોલ્લા પણ પડે નહિ, એવો મીઠાના પાણીમાં ગુણ રહેલો છે. એ જોઇને લોકોને જાદુનો વહેમ જણાયછે કે, આ બાજીગરે આગીઓ સાધેલોછે તથા અગ્નીથંભન કરવાના મંત્ર પણ એની પાસે હશે. પણ એમાં મંત્ર કે જંત્ર કાંઇ નથી. મીઠાના પાણીથી હાથમાં ટપકાં ઝીલી શકાય છે. જેઓને જોવું હોવ તેઓએ નહાનીસરખી દીવેટનું ટીપું હાથમાં પાડી જોવું તેથી મોટો કાકડો સળગાવવાની હીમત ચાલશે.



# ખેલ ૧૬ મો*

## માટીના લોટામાંથી પાણી ઢળીને ફરી કાહાડવા વિશે.

એક માટીનો લોટો કિસબી કુંભાર લોકો ઉતારે છે, તે લોટામાં

આશરે બશેર પાણી માય છે, તે લોટામાં સઉના દેખતાં બાજીગર પાણી ભરેછે; અને કહેછે કે દેખો યારો ઉસમે ઇતના પાની હે પણ ફેર પીછા નીકસેગા. એમ કહીને લોટાને ફુંકે છે, એટલે લોટામાંથી પાણી ભટભટ થઇને બહાર નીકળેછે. વળી બંધ રાખે છે અને લોટો ઊંધો પાડે છે પણ એક ટીપા સરખું પાણી નીકળતું નથી, ને જ્યારે લોટાને પેટે ફુંકે છે ત્યારે વળી ભટભટ થઇને પાણી ઉભરાઇ જવા લાગે છે. એ રીતે પાણી કાહાડે છે અને વળી લોટો ઊંધો પાડે છે તે જોઇને લોકોને આશ્ચર્ય લાગે છે કે, આતે ખરેખરૂં જાદુછે, આમાં કાંઇ મીનમેખ નથી, ને જો જાદુ ન હોય તો ત્રણ ચાર ફેરા લોટામાંથી પાણી નીકળ્યું અને વળી બંધ થયું એ વાત બને નહિ.

હવે એ લોટામાં શું છે તે જણાવુંછું, માટીનો લોટો કુંભાર કરે છે. તે ભોટવાનો આકાર લોટાના સરખોજ હોય છે. પણ એવો જુગતીથી બનાવેલો હોય છે કે, એમાં પાણી ભરતી વખતે એકદમ પાણી ભરાય છે પણ પાછું પાણી કાઢવું હોય તો એક વખતે ઊંધો પાડવાથી બધું પાણી બહાર નીકળી શકતું નથી. રૂશનાઇ ભરવાના ખડીઆ ત્રાંબાના થાય છે, એ ખડીઓ ઊંધો પડે પણ માંહીથી સઇ ઢળતી નથી, એવી રીતનો એ લોટો હોય છે પણ વેગળા બેસીને જોનારા લોકોને માંહેલા અંતરપડની શી ખબર પડે? વળી એ લોટાને પેટે એક કાણું ઝીણું હોય છે, તે ઉપર બાજીગર કાણે આંગળી દેઇ રાખે છે, જેથી કાણું કોઇ દેખી શકે નહીં. અને એ કાણે ફુંકે છે એટલે લોટામાં વાયરો જાય છે તેથી ભટભટભટ બોલે છે. તેમજ એ લોટામાં પણ પાણી બોલે છે, અને વાયરો માંહી પેઠો એથી પાણી ઉભરાઇ જાય છે એજ એનું કારણ છે બીજી કાંઇ જાદુની કારીગરી નથી.

———*———

# ખેલ ૧૭ મો.*

## આરણીમાં પાણી ભર્યું રેહેવા વિશે.

પીતળની અથવા ત્રાંબાની, એક આરણી લેવી, તે આરણીને કાણાં જીણાં હોય તો ઘણું સારૂં.

લોઢાની આરણી કલાઈવાળા પત્રાની થાય છે. એમાં એ ખેલ બીલકુલ નહિ બને શામાટે જે એ આરણી બે તરફથી સુંવાળી નથી ખાંચા ખાઈયાવાળી હોય છે, માટે ઉપર અને તળે હાથ ફેરવિયે પણ સાફ હોય એવી આરણી પીતળની કે ત્રાંબાની લેવી. એ કળશીઓ પાણીનો ભરીને તે કળશીઆ ઉપર આરણી ઊંધી પાડવી. અને પછી આરણી સુધાં કળશીઓ ઊંધો વાળવો એટલે આરણી સમી થાયછે, તે વખત આરણીને પછવાડે પાણીઆળો હાથ કરીને ફેરવી દેવો એટલે કળશીઆમાં પાણી રેહેશે પણ આરણીમાં થઈને નીકળી જશે નહીં.

તેનો દાખલો એક આપુંછું, પાણીનો લોટો કે ઘડો ભર્યો હોય છે અને એના મ્હો ઉપર ભીનું ગરણું તાણીને બાંધીએ છીએ તો એ પાણી બંધ રહે છે ને નીકળી જતું નથી, શા માટે જે ગરણું બાંધવાથી, વાયુ બંધ થાય છે અને વાયુ બંધ થયો એટલે પાણી નીકળી શકતું નથી તેમજ આરણીના વેમાં હાથ ફેરવવાથી પાણી ભરાઈ જાય છે એટલે લોટાની અંદર વાયુ જઈ શકતો નથી તેથી લોટાનું પાણી બંધ રહે છે પણ આરણીમાં થઇ નીકળી જતું નથી. આ ખેલનો એટલોજ ઉપાય છે, બીજી લાંબી માથાકુટ નથી. અને જે કોઈ જાદુની વાત કરેછે તે જખ મારે છે. તે વાત જુઠી છે.



# ખેલ ૧૮ મો.*

## સોગટી સુવાડીએ પણ બેઠી થાય તે વિશે.

બોરડીના ઝાડ ઉપર કોશંટો જનાવર થાય છે, તે જનાવર પોતાને રહેવા સારૂ સોગટીના આકારે એક ઘર કરે છે. તે ઘર ઝાડેથી લાવીને હેઠેથી એક પાઇ જેટલું કાપવું, એ કાપ્યું તે ઠેકાણે ઠીકરૂં ઘશીને ફુકો બેસતો કરવો, અને એ કોશંટાને સોગટીના જેવો રંગ ચઢાવી રાખવો, જેથી કોઇના કળ્યામાં આવે નહિ.

એક સાચેસાચી સોગટી હાથીના દાંતની કે ગમે તે લાકડાની પોતાની પાસે રાખવી જોઇએ, કદાપી કોઇ જોવા માગે તો કોશંટાને બદલે આપવા થાય.

એ કોશંટાની નીશાની છે કે ગામડામાં કોળી, સીપાઇ, અને રજપુત લોકો એની વાઘચડીથી છરીના મનને ચાપડા પાડે છે એ સોગટીને આડી પાડીએ પણ તરત ઉભી થાયછે, ગમે તો એક હજારફેરા આડી રાખીએ પણ હાથ લીધો કે તરત ઉભી થાય છે, બાજીગર લોકો બોલી કરે છે કે, અરે સોગટી સોજા, એમ કરીને સુવાડે છે પણ ઝડપ લઇને બેઠી થાય છે. એમ પાંચ સાત ફેરા કરીને છેલે ફેરે પેલી ખરેખરી સોગટી, સુવાડે છે એટલે આડીને આડીજ પડી રહેછે, ત્યારે બાજીગર બોલેછે દેખો અબ સોગટી, મેરે હુકમસેં કેસી સો રહી હે, અબતો સોરહેગી એ સોગટી બદલવાની એવી ચપળતા છે, કે જોનારાને સરતજ રહેતી નથી એવી ઝડપથી કોશંટાની સોગટી બદલીને લાકડાની સોગટી મુકી દે છે. એ ખેલ કોશંટાથી ચાલે છે એમાં કાંઇ જાદુનું જોર નથી.



# ખેલ ૧૯ મો.*

## લાકડાની પાવડીઓ પગે ચોંટે તે વિશે.

ભવાઇયા રમત કરેછે તેમાં વાદીનો વેશ કાઢેછે ત્યારે લાકડાની પાવડીઓ લાવીને મુકેછે, અને એક છોકરાને કહેછે અબે જંબુરે તેરે ઇલમસે એ પાવડીપર ચઢકર ચલ. પછી છોકરૂં પાવડીઓ ઉપર ચઢેછે પણ પગે ચોંટતી નથી, એટલે છોકરૂં બોલેછે મેરે ઇલમસેં મેં ચઢ ચુકા અબ તેરા ઇલમ દીખલાવ. પછી વાદી પગ ધોઇને મંત્ર ભણવાના જેવો ઢોંગ દેખાડીને પાવડીઓ ઉપર ચઢીને ચાલવા જાયછે કે પગે ચોંટી જાય છે, એવું કૌતક ભાળીને લોકો વિચારમાં પડેછે, અને બોલેછે. આ મંત્ર કેવા હશે કે લાકડાની પાવડીઓ પગે ચોંટી ગઇ. અને પેલા છોકરાને પગે તો કાંઇ ચોંટ્યું નહિ, માટે આ આદમીની પાસે મંત્ર ખરા, છોકરૂં મંત્રમાં શું સમજે?

હવે એનું કારણ સાફ રીતે દેખાડુંછું જેથી આ ચોપડી વાંચનારા સર્વે એ વાદીના ગુરૂ થઈ પડશે.

બાવળનો ગુંદ વાટીને પાણીમાં પલાળીને લાકડાની પાવડીઓ ઉપર ચોપડીને પાવડીઓ મુકવેછે. પેલો છોકરો પાવડીઓ ઉપર ચઢી ચુકયો પણ એના પગે ચોંટી નહિ શાં માટે જે છોકરાના પગ કોરા હતા, અને પેલા આદમીએ પગ ધોયા, એથી ભીના પગે ગુંદાળી પાવડીઓ ચોંટી ગઈ. એજ એનો ઇલમ છે, બીજો ઇલમ કે બીલમ કાંઇ નથી.



# ખેલ ૨૦ મો.*

## આંગળી ઉપર થાળી ફરેછે તે વિશે.

એક મ્હોટી થાળી કે કથરોટ લઇને હાથની આંગળી ઉપર બોછામાં

ઓાધું આશરે એક મહિના સુધી ફેરવવાની કસરત કરછે. એટલે એ માણસનો હાથ ઠરેછે, પછી આંગળીઓ ઉપર ફેરવતાં ફેરવતાં પાળીની અણી, અથવા સોયા ઉપર ફેરવેછે. ઢાલ ફેરવેછે, તાંસળુ ફેરવેછે, થાળી કથરોટ એટલાં વાનાં ફેરવેછે. વળી બે હાથોમાં બે થાળીઓ એકે વખતે સાથે ફેરવેછે, એ પણ કસરતથી. બે હાથ અને બે પગ ચાર ઠેકાણે સાથે થાળીઓ ફેરવે છે, એ પણ કસરતથી, વળી આંગળીઓ ઉપર થાળી ફરતી જાય છે અને હાથની આંગળીઓ બદલતો જાયછે એ પણ કસરતથી. વળી ફેરવતાં ફેરવતાં થાળી ઉછાળી ઝીલેછે, અને પાછી ફેરવતો જાય છે એ પણ કસરતથી, કસરતથી શી વસ્તુ ન બને?. ઘોળેરામાં કસરતે ચઢેલા વેતરા એકેકો આદમી ૧૮ મણ બોજો ઉઠાવેછે. હિંદુસ્તાનમાં કસરતે ચઢેલા ચોબા એકેકો આદમી, અમદાવાદના તોલના ચોખા ૨૦ સેર તે રાંધીને જમી જાય છે. મારવાડી કાશિદ એકેકે દહાડે ૫૦) ગાઉ સુધી ચાલેછે. માટે કસરતછે એ કાંઇ જેવી તેવી વાત નથી એ પણ એક ઇલમ છે. અને એજ ઇલમથી થાળી ફરેછે, એમ જાણવું, પણ બીજી કરામત નજર બંધીની કે જાદુની નથી.



# ખેલ ૨૧ મો*

## વાદી લોકો આંબો કરે છે તે વિશે.

એક ગોટલા કેરીનો લાવી એને વચેથી ફાડીને એમાં આંબાની કુંપળ ઘાલીને જાણે નવો આંબો ઉગેછે એવો ડોળ દેખાડે છે, અને આંબાના મુળને ઠેકાણે કોઇક ભાજીનાં મુળીયાં ગોટલામાં ઘાલેછે, અથવા પુંવાડીયાંના છોડ થાયછે તે પુંવાડીયાં બારેમાસ પાણીવાળી ભેજાળી ધરતીમાં રહેછે, એ પુંવાડીયાંનાં મુળ અથવા વડ કે પીપરની વડવાઇ એનાં મુળ ગોઠવી દેછે.

જ્યારે ચોમાસુ હોયછે ત્યારે તો ઉગેલો આંબો તૈયાર હોય તે પોતાની પાસે રાખેછે. તે એવી રીતે બતાવે છે કે એક ટોપલીમાં માટી મગાવે છે અને તે માટીમાં આંબો ગોટલા સુધા સંતાડી રાખે છે. ને આંબાનાં ડાળાં પણ માટીમાં કે ધુળના ઢગલામાં સંતાડી રાખે છે અને એક ખાલી ટોપલી મગાવે છે તે ખાલી ટોપલી ઊંચી પાડી રાખે છે, શા માટે જે એ ટોપલી ઉપર લોકોને ભ્રમ આવે છે કે એમાં આંબો સંતાડ્યો હશે, પણ ટોપલીમાં તો કાંઈ સંતાડતો નથી.

જે આંબો કરનાર જાદુગર હોયછે, તેનો શિષ્ય ( સાગરીત ) લુગડું ધરીને પડદો કરી નાંખે છે, શા માટે જે પેલી માટીમાંથી જાળવીને આંબાને જે જે વખતે જોઇએ એવો કરી રાખે તે સારૂ. હવે વાદી પડદો ખોલીને લોકોને બતાવે છે, દેખો યારો એ માટીમેં કુછ હે! પીછે તુમ કહોગે કે માટીમેં ઝાડ છુપાયા થા, એવામાં કોઇ બોલી ઉઠે છે, અરે માટીમાં તો કાંઇ નથીજ તો, પણ પેલી ટોપલી ઊંચી પાડી છે એના ઉપર શક આવેછે. એવું સાંભળી વાદી ટોપલી ઊંચી કરીને હાથમાં ઝાલીને જમીન સરસી પછાડેછે અને બોલે છે, એ ટોપલીમે તુમકું વેમ આતાથા? એમ કરીને વાદી પડદામાં જાય છે, જઇને પેલી માટીવાળો ટોપલો છે તેમાંથી થોડે થોડે માટી જમીન ઉપર અથવા ધુળના ઢગલામાં પાથરે છે, તેમાં પ્રથમથી નહાનો આંબો તૈયાર કરી રાખ્યો હોય છે તે પાણી છાંટીને દેખાડે છે.

બાજીગર—દેખો યારો ગોટલાકા આંબા ઉગ રહ્યાહે, અબ આંબા બધતા જાયગા ઓર મોર આવેગા, ઓર કેરીઆં બેઠેગી તો ઇલમકુ સચા માનીઓ.

લોકોને ભ્રમ ઉપજેછે કે પ્રથમ ગોટલો હતો તે ગોટલામાં સણગો ફુટ્યો અને આંબો એક વેહેંતનો થયો, હવે તે મોટો કેમ કરીને કરશે? એવામાં ફરીને પડદામાં જાયછે, અને એ નહાનાં પાંદડાં ઉપર એક માટી

ડાળખી પાંચ સાત પાંદડાંની ઓશીને વળી દેખાડે છે, એ ડાળખી માટીમાં સંતાડેલી હતી તે.

પેલાં આંબાના પાંદડાંને પાણી છાંટે છે. તેથી પાંદડાંને ખુબ ચળકાટ મારેછે, જાણે ખરેખરો ચોમાસામાં ઉગેલો આંબો હોય એવો ડોળ દેખાયછે, એમ કહીને વળી પડદો કરેછે, ને પડદામાં જઇને આંબાનું ડાળુ આશરે એક હાથનું હોયછે તે ધુળમાં ઓશીને પેલો નહાનો આંબો ધુળમાં સંતાડેછે, અને પડદો ખોલીને દેખાડેછે દેખ લો યારો આંબા મહોટા હો ગયા. અબ ઇસકેપર મોર બેસારતાહુ. એમ કહીને પડદો કરે છે, એ પડદામાં જઇને શીઆળો હોય ત્યારે તો ઘણું કરીને આંબે મોર હોયછે, માટે આંબાના મોર સુધાં ડાળું લાવી મુકીને ધુળમાં કે માટીમાં સંતાડેલું હોયછે તે ગોઠવીદેછે. અને જ્યારે આંબે મોર ન હોય એવી રૂતુ હોય ત્યારે અરીઠાના ઝાડનો મોર અથવા એવી કોઇ વનસ્પતીનો મોર આંબાના મોરને મળતો આવે એવો મોર લાવીને રાખી મુકેછે તે પેલા આંબાના ડાળાને ગુંદથી ચોંટાડે છે, અથવા સુળો ઘોચીને ચોંટાડેછે, ને પછી ઉઘાડો આંબો કરીને બતાવે છે, દેખ લો યારો એ આંબેકું મોર લગગયા. અબ કેરિયાં બેઠેગી, વળી પડદો કરીને કેરિયો વળગાડેછે, જો કેરી તક હોય તો તો ખરેખરી કેરીઓ એ ડાળે બાવળની સુળોએ કેરીને ચોંટાડેછે. કદાપી કેરીઓની રૂતુ ન હોય ત્યારે બીલીનાં બીલાં અથવા આકડાના આકુલાં, અથવા એવી કોઇ બીજી વનસ્પતીનાં ફળ લાવીને રાખી મુકે છે તે આંબાના ડાળાને ટાંકણીઓથી ચોંટાડી દેછે એટલે વગળેથી કેરીના મરવાનો ડોળ દેખાય છે. પછી પડદો ખોલીને સહુને દેખાડે છે કે દેખલો યારો એ કેરીયાં કેસો લટક રહી હે, કોઇ ઇનામ દેણેવાળા હોવે અને સુનાકા કડા ઓર હાથી ઘોડા દેગા તો, એ આંબાકું બડા ઝાડ બનાયદુ. જેસા વડકા ઝાડ હોતા હે એસા ઝાડ બનાયદુ એવાં એવાં ગપ્પાં ખુબ મારે છે.

એવામાં કોઇ બોલી ઉઠેછે કે, અમારે એ કેરી ખાવાની મરજી છે. ત્યારે જાદુગર બોલેછે હા સાહેબ આણેકી મરજી હોવે તો કેરી ખાકર ખટા મહો કરનેમેં કયા માલ હે? મથુરાકા પીંડા, સુરતકી ખરશી, મુંબાઇકા હલવા, બડોદાકી જલેબી, ખંભાતકી સુતરફેણી, અમદાવાદકે માણેકચોકકી મરકી, એસા એસા પકવાન ચહાય ઇતના માંગલો, એક ઘડીકા છઠા ભાગમેં મંગાયદુંગા.

એવો થોડોક લવારો કરીને પેલ ડાળેથી એક મરવો તોડીને છરીથી તેના પાંચ સાત કકડા ઝાલર જેટલા કરેછે. અને પોતાની પાસે લીલી આંબાહળદર રાખે છે તેના કકડા બીજા હાથમાં રાખે છે, પછી આંબાહળદરના કકડા લોકોને વેહેંચે છે તે ખાતાં આંબાના નહાના મરવાનો સ્વાદ લાગેછે; અને તે ખાઇને લોકો ધારે છે કે, આતો જરૂર આંબાની કેરીના મરવા છે.

પેલે ડાળેથી ફળ લેઇને કકડા કરયાછે, એ કકડા તો પોતાની પાસે રાખે છે પણ આપતો નથી. આ ખેલ ખરેખરો તો રાતેજ શોભે છે, પછી દિવસે પણ ઘણાય બાજીગર કરી બતાવેછે, પણ રાત્રીએ બહુ સરસ શોભા આપે છે.

વહેમી લોકો ધારે છે કે; ફલાણોતો આંબો કરી બતાવે છે, માટે એની પાસે વીરવિદ્યા છે, તે વાત સાચીછે શું? તો બાજીગરની પાસે બીજાં માણસ હોય છે તે જણસ લાવી આપેછે. તથા જણસ ઉડાવે છે માટે વીર શબ્દનો અર્થ સાગ્રીત સમજવો. એજ વીરવિદ્યા, બાકી બીજા આકાશમાંથી વીર આવે એ વાત નરાતાળ જુઠી છે.



# ખેલ ૨૨ મો*

## મેથીની ભાજી વાવી દેખાડે છે તે વિશે.

એક ટોપલીમાં માટી ભરીને તે માટી ભેળી મેથીની ભાજી સંતાડે છે, તે કોઇના દેખવામાં આવતી નથી, એ માટી જ્યાં રમવાની જગો હોય ત્યાં લાવીને નાંખે છે, પછી એક મુઠી મેથીના દાણા લઇને લોકોને બાજીગર બતાવે છે દેખો યારો એ સુકી મેથીકા દાણા હે, એ મેથી હાલ મેરે ઇલમસે ઉગેગી, ઉસકી તરકારી સારા ગામકું પહોંચે ઇતની હોવેગી. એમ કહીને સહુને પોતાનાં લુગડાં દેખાડે છે, જુઓ ભાઇઓ મારી પાસે કાંઇ નથી. એમ કહીને લુગડું છોડી પડદો કરેછે.

પડદામાં પેસીને પેલી માટીમાં પાણી છાંટે, અને પડદો ઉઘાડીને બોલે છે દેખલો દેખલો મેથીકી ભાજી હોગઇ, એટલામાં લોકો જોવા મંડી પડે છે, તો ભાજી બાજી કાંઇ ન મળે એટલે સરવે ખડખડખડ હસવા લાગે છે. તેથી બાજીગર બોલે છે અરે કોઇ નાપાક સખ્સકા પડછાયા પડ ગયા, નહિતો મેરે મંતરસે મેથી ઉગેબિન કયું રહે. પાછો પડદામાં વાદી પેસેછે અને પેલી મેથીની ખરેખરી ભાજી માટીમાં સંતાડી હોયછે તે જોડે જોડે રોપી દેછે, અને ઉપર પાણી છાંટેછે, અથવા પાણીમાં ધોઇને સાફ કરીને બબે આંગળને છેટે ચટચટ રોપી દેછે. પછી પડદો ખોલે છે તો લીલાછંમ મેથી જોઇને લોકો આશ્ચર્ય પામે છે, અને કહે છે કે એ મેથી અમને દેખાડો, ત્યારે બાજીગર એ મેથીની ભાજીનાં બે ચાર તયણાં લોકોને આપે છે; લોક જોવા જાય છે તો ખરેખરી ભાજી માલમ પડે છે તેથી ઘણા ભ્રમમાં ભરાઇ જાયછે કે જાદુની કરામત જગતમાં ન હોય તો આવાં આવાં કામ શાથી બને? નજ બને.

ભોળા લોકોના મનમાં વહેમનો વાસો રહેછે, પણ જેણે સારા પુરૂષનો સમાગમ કીધો હોય છે, જેને સુધારાનાં પુસ્તકો વાંચ્યાં હોયછે જેણે

સમજુ માણસનાં ભાષણો સાંભળ્યાં છે, તેના મનમાં કોઇ દહાડો વેમ રહેતો નથી.



# ખેલ ૨૩ મો.*

## માથા ઊપર ચુલો સળગાવવા વિશે.

એક માણસના માથા ઉપર ચુલો મુકીને માંહી કાકડા સળગાવે છે, અને ચુલા ઉપર કડાઇમાં તેલ આશરે નવટાંક પુરે છે, તે તેલ કાકડાના સળગવાથી કડકડકડકડ થઇને ધુંવાડાળુ થાય છે. પછી બાજીગર પેલી કડાઇમાં થોડાક છાંટા પાણીના છાંટે છે એટલે વધારે કડકડાટ થાય છે, પછી બાજીગર બોલે છે, દેખો યારો આગીઆ બૈતાલકા ખેલ. આ મરદકા માથાપર ચુલા ચડાઇ દીઆ હે, ઔર ચુલેપર તેલકી કડાઇ ધરી હે, પણ એ મરદકું કછુ ઇજા નહિ આતી. એસા એસા ખેલતો મેરી પાસ બહોતહે પણ કોઇ દેખનેવાલા સોખી નહિ, ને જો હોવેતો મજેકુ સુનાકે કડે ઓર બેઠનેકુ હથ્થી દેવેગા તો એ મરદકુ જલાદુ, ઓર કોહો-તો એ કડાઇમાં ભજીએ તળદુ, ઓર પુરી, પાપડ, શુંવાળી શેકીદુંગા. એવું એવું લવાકથ્થક કરીને નાકડે એક બે પુરીઓ કરી હોય, અથવા પાપડ, ભજીઆં જે હાજર હોય તેને તળે છે. તેથી લોકો નકી સમજી બેસે છે કે, એતો મંત્રવિદ્યા છે, પણ મંત્ર નથી, અને જો મંત્ર કહીશું તો મંત્ર પણ ખરા છે, શા માટે જે મંત્ર શબ્દનો અર્થ એવોછે કે, જે છાનું કામ હોય તેનું નામ મંત્ર મીટે જેટલા ખેલાકુંછે એટલા તમામ છાનેમાને ક્રિયા કરી લે છે માટે આવા કારણને લઇને મંત્રવાળા કહીએ તો કાંઇ બાધ નથી.

હવે માથા ઉપર કાકડા સળગાવ્યા પણ માથાનો ધણી બાળ્યો નહિ તેનું કારણ કહી સંભળાવુંછું, જેથી વાંચનારા મીત્રો ઢોંગીનો ધિકાર કરશે.

જેના માથા ઉપર ચુલો ચઢાવવાનો હોયછે, તે માણસ પ્રથમથી ચેતીને બેસે છે, તે શી રીતે ચેતે છે તો પોતાની પાસે એક ભીની માટીનો તવો કરી રાખે છે, તે તવો જ્યારે બાજીગર ચુલો માથા ઉપર મુકવા આવે છે ત્યારે ચુલો મુકીને તરત એ ચુલો ઉપાડનારના ઉપર એક લુગડું ઢાંકી દેછે. એટલે પેલા માણસને લાગ મળે છે ને તેના પાસે જે ભીની માટીનો તવો હોય છે, તે પોતાના માથા ઉપર એકદમ મુકી દેછે એટલે તેના ઉપર ચુલો રહેછે માટે પોતાના માથાને ઊનાસ પણ લાગતી નથી, તો બળે ક્યાંથી?

એવી કળાથી લોકોને ઠગે છે, અને લોકોને જાદુ વિદ્યાનો વહેમ ઘાલે છે, માટે જાદુની વાત બિલકુલ જુઠી છે.



# ખેલ ૨૪ મો*

## હુક્કામાંથી પાણી ઊંચુ ચઢાવવા વિશે.

નાવડાના આકારે એક લાકડાનું પાત્ર સુતાર પાસે કરાવે છે, તે પાત્રમાં આશરે શેર ૧) પાણી માય છે. અને એ લાકડાના પાત્ર ઉપર લાકડાની ખપાટ અથવા વાંસની ખપાટ આડી મુકે છે, તે ખપાટ નાવડાને સજડ કરે છે, અને એ ખપાટના વચે એક કાણું હોય છે. એ નાવડામાં પાણી રેડે છે, પછી એક હુક્કો મેર સુધાં લઈને તે હુક્કાની ને કાઢી નાંખવી, અને હુક્કામાં આશરે અદશેર પાણી રાખવું, તે પાણી રાખવાનું માપ એવું છે કે મેર ઊંધો નમાવીએ અને હુક્કામાં ને રેહેવાની જગો થકી એક આંગળ નીચે રેહે એટલું પાણી રાખવું, કાંઈ અદશેરનો મેળ નથી.

હવે ઉપર લખેલું તમામ કામ તૈયાર થયા પછી, હુક્કાનો મેરછે તે

નાવડા ઉપર ખપાટમાં કાણું છે તેમાં બેસાડે છે. મેરનો હેઠલો છેડો ખપાટમાં થઇને નાવડાના પાણીમાં આશરે એક તસુ બુડે છે, એટલે શુમારે મેર બેસાડે છે.

જો ખપાટમાં મેર મજબુત નથી બેસતો તો હુક્કો હેઠો પડી જાયછે, માહો ખપાટમાં બરાબર બેસે એવી જુક્તિ કરે છે. જ્યારે મેર બેશ્યો તે વખતથી નાવડાનું પાણી ઊંચે મેરમાં ચઢવા માંડેછે, એ પાણી મેં-રમાં થઇને હુક્કામાં આવે છે, અને હુક્કામાં ભરાતે ભરાતે પીવાની ને રેહેવાની જગો સુધી પાંણી આવે છે એટલે તરત હુક્કાને કાણે થઇને પાણી બહાર આવે છે.

પાણી ભરવાની તૈયારી થાય છે એટલે બાજીગર બોલે છે, અબે હુક્કા! મજેકું પ્યાસ લગી હે પાની દે, એટલે પાણી હુક્કામાંથી વછુટેછે, એ પાણી એક વાટકીમાં ઝોલી લેછે તે આશરે નવટાંકથી પણ વધારે પાણી આવેછે, પાણી આવી રહેવા થાય છે, એટલે બાજીગર બોલેછે બ-સ, બસ, બસ, એટલે પાણી બંધ થાયછે, એ પાણી પાછું પેલા નાવડા-માં રેડેછે, એટલે ફરીથી એજ પાણી ઊંચું ચઢવા લાગેછે. વળી પાણી માગી લેછે એટલે આવેછે, અને બસ બસ કરતાં બંધ થઇ જાય છે, એવું જોઇને સરવે લોકો વિસ્મય પામે છે. હવે થોડુંઘણું કારણ તો ક-હી ચુકયોછું તોપણ હજુ કેટલુંક બાકી છે, તે નીચે લખવાને કલમ સાવધાન થાય છે.

હુક્કામાં પ્રથમથીજ પાણી ભરયું હતું તેથી નીચેના પાણીને પો-તા ભેળું, ખીંચી લીધું. વળી તેનું પણ કારણ એ છે કે, હુક્કામાં પેટે કાણું છે તે કાણેથી વાયુનો સંચાર થાય છે માટે ઊંચુ ચડે છે. ને જો હુક્કામાં કાણું ન હોય તો મેરમાં પાણી ઊંચું ચઢે નહી. આવ આવ કહે-વાથી પાણીની ધાર છુટી, અને બસ બસ કહેવાથી રહી ગયું, એનું કારણ એ છે જે પાણી ચડતે ચડતે હુક્કાને કાણે નિકળવાની તૈયારી

થાય છે એટલે બાજીગર જાણેછે કે હવે પાણી આવવાની વખત થઇ એ વખતે પાણી માગે છે, ને જો એ વખત બસ બસ કહે તેથી પાણી આવતું બંધ થાય નહી, એતો જેટલું પાણી નાવમાંથી ઝરમાં ચઢ્યું છે તે પ્રમાણે આવી રહે તારેજ બંધ થાય છે.

જ્યારે પાણી આવી રહેવાની વખત આવે છે ત્યારેજ વાદી બસ બસ કરે છે, ને એ વખતે આવ આવ કરેતો કાંઇ કહેવાથી આવે નહિ.

આ ખેલમાં ઘણુંકરીને તંત્રખ્યાલ છે અને હસ્તક્રિયાનું બળ થોડું છે, અને જે ખેલમાં હસ્તક્રિયાનું બળ વધારે હોય છે તો તેમાં તંત્ર વિદ્યા થોડીજ જોઇએ છીએ.

---

# ખેલ ૨૫ મો*

## ઘડાની તળેથી પાણી કાઢવા વિશે.

એક ઘડો કોરો લાવીને તેની નીચે એક કાણું સોયના નાકા જેવડું પાડવું. અને એક કાણું ઘડાને ગળે પણ એવડુંજ પાડવું. પછી તે ઘડામાં પાણી ગળા લગી ભરવું, અને ઘડાનું મહો પલાળેલી માટી તથા લુગડાના કકડાથી બંધ કરવું. જે રીતે વૈદ લોકો ભઠ્ઠીમાં ઘાલવાનો ઘડો કપડમીટ કરેછે, અને જેમ ખાંડ કે સાકરનો ઘડો બાયડીઓ લીંપી લેછે એ રીતે એ પાણીનો ઘડો લીંપી લેવો, અને મહો બંધ કરવું અને નીચે કાણું પાડેલું છે ત્યાં મીણથી દબાવી રાખવું, પછી લોકોને દેખાડવા બોલીએ જુઓ ભાઇ આ ઘડાને નીચેથી જેટલું પાણી માગીએ એટલું નિકળે છે.

ઘડો સીધો રાખીએ તો સરસરસર પાણીની શેર ચાલે છે, અને એ શેર બંધ કરવી હોય. તો ઘડાને ગળે જે છીદ્ર પાડેલું છે તે છીદ્ર

ઉપર આંગળી દાબવી એટલે પાણી આવતું ઝટ બંધ થાયછે, અને જ-રાક ઘડો વાંકો કરવો પડેછે. ઘડો વાંકો કરવો તથા છીદ્રને દબાવવું એ બેજ વાનાં કરવાથી પાણી બંધ રહેછે. વળી જ્યારે કોઇ પાણી માગે ને કાઢવું પડે તો ઘડો સોધો કરીને ગળેથી આંગળી ખસેડવી, એટલે પા-ણીની સેર ચાલશે, જેમ ઉનાળામાં મહાદેવ ઉપર જળાધારીમાંથી પાણી ચાલેછે એવી રીતે ચાલેછે.

ગળે આંગળી દેવાથી છીદ્ર રોકાય છે એટલે વાયુનો આવરોજાવરો બંધ થાયછે માટે પાણી બંધ રહેછે, પણ એ છીદ્ર બંધ કરવું તથા ઘડો વાંકો વાળવો અને કોઇના જાણવામાં આવે નહિ, એવી ચપળતા તો બા-જીગર વિના બીજાના હાથમાં ભાગ્યેજ હોય છે.

આ ખેલ હવાના બંધારણનો છે એમ સમજવું પણ બીજી કશી જાદુ વિદ્યા નથી.



# ખેલ ૨૬ મો.*

## જીભ વચ્ચે દોરો તથા સોઈઓ કાઢવા વિશે.

જીભ વચ્ચે સોઇઓ અથવા દોરો સુંસરો કાઢેછે ને લોકો જાણેછે, જે મંત્રના જોરથી જીભમાં લોહી આવતું નથી, પણ એ વાત તો જુદી છે, વળી જીભમાં સોઇઓ ઘાલે, તો તો મરેજ તો! સુતરનો પાકો દો-રડો અથવા ઝીણી સુતળી પોતાની જીભ તળે બે આંગળ જેટલી દબાવી રાખેછે, અને એક છેડો નીચે રાખેછે તથા એક છેડો ઉપર રાખેછે, એ બે છેડા બે હાથથી ઉપર નીચે ઝાલી રાખેછે, પછી બે દાંતની વચ્ચે જીભને રાખેછે. તે જોઈને સર્વને એવું લાગેછે કે આ દોરો જરૂર જીભના સુંસરો નીકળ્યોછે. પણ એ દોરો જીભમાં આરપાર નથી થયો જો દાંત

ઉઘાડીને જીભ જોઇએ તો પડાક લઇને કપટ પકડાયછે તેમજ વળી લોઢાનો સોઇઓ એક જાતનો થાયછે, એ સોઇઆનો આકાર ——⌒—— આવો હોયછે, અને એક બીજો સોઇઓ ખરેખરો શીવવાના કામમાં આવે એવો પોતાની પાસે રાખેછે.

જ્યારે ખેલ દેખાડવાનો હોયછે, ત્યારે પેલો સારો સોઇઓ હાથમાં ઝાલીને લોકોને દેખાડે છે અને બોલે છે, જુઓ ભાઇઓ આ સો-ઇઓ લોઢાનોછે. પછી કહેશો કે બીજી વસ્તુ હતી, માટે આગળથી ખાત્રી કરી આપુછું. એમ બોલતાં બોલતાં એ સોઇઓ પોતાના પેરવાના કપ-ડામાં ઘોંચી દેછે અને પેલો પ્રથમ લખેલો કપટી સોઇઓ હાથમાં લેછે તે એવી રીતે પકડે છે કે જેથી એ સોઇઆનો વાંક કોઇના દેખવામાં આ-વતો નથી. જેમ લખવાની લેખણ હાથમાં પકડીએ છીએ તેમ તે સોઇઆને પકડેછે. એટલે એ સોઇઆનો ખાંચો, અંગુઠા પાસેની મોહોટી બે આંગળીઓના ટેરવાઓથી ઢંકાયછે. અને સીધો તારની માફક દેખાયછે.

એ સોઇઓ એવી રીતે રહેછે કે, એક બુણો હેઠો રહેછે. અને એક બીજી અણી ઉપર રહેછે, સોઇઆનો વચલો ભાગ મોહોડામાં રહે છે. દાંત દાબેછે અને જીભ બહાર કહાડેછે તેથી દેખનારા લોકો જાણે છે કે, આ સુઇઓ જીભમાં આરપાર થઇ ગયો છે.

આ ઉપરથી કેટલાક ધારેછે કે આણે તો પીરનો પ્યાલો પીધો છે તેથી જીભ વીંધી છે પણ હમણાં સાજી થશે, તેણે પ્યાલો કે બ્યાલો કાંઇ પીધું નથી, જો એનું મ્હો પહોળું કરાવીને પાસે જઇને જોઇએ તો તરત કપટ વરતાઇ આવે.

સોઇઓ જીભમાં ઘાલતી વખતે મ્હો ઉપર લુગડું અથવા આડો હાથ રાખેછે, મતલબ કે કોઇ પેલા સોઇઆનો ખાંચો દેખી જાય નહિ એવા પડપંચ કરીને લોકોને ઠગેછે. એમાં કાંઇ મંત્ર કે જાદુ નથી.

——o❀o——

# ખેલ ૨૭ મો*

## પાણીના ઘડામાંથી કોરા રંગ કાઢવા વિશે.

એક કોરા ઘડાને બાજીગર લોકો દેખાડે છે. દેખો યારો એ કુંભારકા ઘરકા ઘડા ઓર તમેરા કુવાકા પાની, ઉસમે મેરા કુછ નહિહે એમ કહિને ૪ જાતના રંગનાં પડીકાં ૪ ઉકેલીને દેખાડેછે, અને પછે પીળા રંગનું પડીકું છોડીને એ રંગ ઘડામાં નાંખે છે. પછી વળી લીલા રંગ પણ નાંખે છે, એ રીત ચારે રંગ ચાર ફેરે થઇને ઘડામાં નાંખી દેછે. પછી વળી ઘડામા એક બે બાચકા ધુળના નાંખે છે, અને બોલે છે દેખો એ ઘડેમે ૪ રંગ શેળભેળ હોગયા હે ઓર દુસરી ધુળભી ડાલીહે અબ તુમેરી મરજી હોવે તો ન્યારે ન્યારે રંગ નિકાલદુ.

એવું સાંભળી લોકો ઘણા રાજી થાય છે, કે શેળભેળ થઇ ગયેલા રંગ કેમ કરીને જુદા કરશે? અને વળી અધુરામાં પુરૂ છેલીવારે ધુળ નાંખી છે, તેથી સહુને ખરખરો રહે છે કે, રંગ નિકળે ત્યારે જાણું નિકળ્યા, મતલબ જે એ રંગ હવે કોરા થનાર નથી.

પછી બાજીગર કોક બીજા માણસ પાસે ઘડામાં હાથ ઘલાવે છે, અને કહે છે કે જુઓને રંગ કોરા થયા હશે, માટે મુઠી ભરીને કાઢો લ્યો તે ઉપરથી કોઇ માણસ ઉઠીને ઘડામાં હાથ ઘાલી જુએ છે તો મુઠીમાં કચરો ને કાદવ જેવું ચારે રંગે મીશ્રિત એવાથી હાથ ભરાય છે તે જોઇને બીજા લોકો હીહીહી હસવા મંડી પડે છે. હવે જાદુગર ઘડા પછવાડે બે ચાર આંટા ફરે છે, અને મ્હોડામાં હળવે હળવે જીભ હલાવીને હોઠ ફફડાવે છે, તથી લોકો ચેતે છે, અલ્યા જો એણે મંત્ર ભણવા માંડ્યા ખરૂં વારૂં?

બાજીગર—દેખો યારો આ ઘડેમેસે કોરાકાકોરા રંગ નિકાલતાહું, એમ કહિને બે હાથ ખંખેરીને સારો ચોખો ખાલી હાથ ઘાલે છે,

પછી મુઠી વાળીને કહાડે છે, એ મુઠી ઉઘાડે છે એટલે કોરો ઉડીને આંખે વળગે એવો રંગ મુઠીમાંથી નિકળે છે, એ રીતે ૪ ફેરે થઈને ચારે રંગ કોરા કાઢી બતાવે છે. એવું જોઇને ગમે તેવો ડાહ્યો માણસ હોય, તે પણ વિચારમાં પડે છે કે; આ કોરા રંગ પાણીમાંથી શી રીતે નિકળ્યા; હવે તે રંગ કોરા નિકળવાનું કારણ નિચે લખ્યું છે.

ઘડામાં પાણી ભરીને મહી રંગનાં પડીકાં તથા ધુળ નાંખી અને તેમાં તરાઇત માણસ પાસે હાથ ઘલાવ્યો, ત્યાર પછી નજર ચુકાવીને એ ઘડામાં ૪ કોસંટા નાખી દીધા. એ કોસંટાની હકીકત સોગટીના ખેલમાં આપેલીછે, તે કોસંટા અંદરથી પોલા હોય છે, માટે પાણી ઉપર તરેછે. એ કોસંટામાં રંગભરીને જ્યાં કાંણા કર્યા હોય છે તે જગોએ જરા મીણ દાબી દેછે. એવી રીતે ચારે કોસંટામાં જુદા જુદા રંગ ભરીને મીણથી છાંદી દેઇને ઘડામાં નાંખી દીધા હતા. બાજીગરે ઘડામાં હાથ ઘાલ્યો એટલે કોસંટા ઉપર તરતા હોય છે, તેમાંના ૧ કોસંટાના મીણની ડગળી કાઢી નાંખીને તેમાંનો રંગ હાથમાં કાઢી લીધો. પછી લોકોને બતાવ્યો જો મહોટા મહોવાળું માટલું હોય, તો બે હાથ સાથે ઘાલેછે એટલે તો સારી પેઠે રંગ કાઢી લેવાનું બને છે. કદાપી બે હાથ આવે એવો ઘડો નહોય તો એક હાથે પણ કામ નિભાવી લેછે. માટે ચારે ફેરે થઇને જુદા જુદા રંગ કહાડી બતાવ્યા તેનું કારણ કોસંટાજ છે, બીજું કાંઇ નથી. કદાપી કોસંટાની અછત હોય તો મીઢળમાં રંગ ભરી લેછે પણ કોસંટા જેવું મીઢળથી કામ બનતું નથી. માટે આ ખુલાસાથી જણાશે કે, જાદુથી નિકળે છે તે તમામ જુઠું છે.



# ખેલ ૨૮ મો.*

## પાણીનું દુધ કરવા વિશે.

બાજીગર એક રૂમાલ અથવા ગરણું ગજ ૧ પહોળું તથા ગજ ૧ લાંબુ રાખે છે, તે રૂમાલને દુધના પટ ૧૦ અથવા ૧૫ સુધી કરે છે, તે શી રીત કરેછે તો એ રૂમાલ દુધમાં પલાળીને સુકવી દેછે, એ રીતે ઉપર લખ્યા પ્રમાણે ૧૦ પટ દેછે.

કોઇ ઠેકાણે દુધનો ખેલ કરવો હોયછે; ત્યારે એક લોટો ભરીને પાણી મગાવેછે, અને તે લોટા ઉપર પોતાનો રૂમાલ ઢાંકીને સહુને કહેછે જુઓ ભાઇઓ આ લોટામાં કાંઇ નાંખ્યુંછે? અને પેલા લોકોને વળી લોટો દેખાડીને ખાત્રી કરાવેછે, કે લોટામાં તો કાંઇ નાંખ્યું નથી.

પછી એક થાળી અથવા તપેલું મગાવીને તેમાં લોટાની ધાર પાડેછે. તે લોટાનું પાણી પેલા રૂમાલમાં ગળાઇને નીકળેછે એટલે દુધનો રસ થઇને પાણીની દુધ જેવી સાફ ધોળી ધાર પડેછે, તે જોઇને સરવે જોનારા લોકો ધારેછે કે જરૂર આતો જાદુનો ખેલછે, આમાં કાંઇ ડાહાપણ ચાલે નહિ.

કદાપી દુધના પટ દીધેલો રૂમાલ ગંધાયછે તેથી કોઇ વરતીલે એ માટે ગંધને ઢાંકવા સારૂ રૂમાલમાં જરા અતર છાંટી રાખેછે તથા પોતાના કાનમાં પણ અત્તરનાં પુમડાં રાખેછે, જેથી બીજી વસ્તુનો સોરમ ઢંકાઇ જાય. જો દુધ કાહાડ્યું એમાં અત્તરના સુગંધથી જોનારા પુછે છે કે આશું મહેકે છે? તો બાજીગર કહેછે જે મારો રૂમાલ અત્તરવાળો હતો પછી કોઇ ઝાજીવાર પડપુછ કરતું નથી.

સાંભળવામાં આવેલું છે કે કોઇક શક્તિપંથી ઊંચા વરણનો માણસ દારૂ પીતો હતો, એવામાં કોઇક તરાઇત માણસ જઇ ચડ્યો, અને તીરસ્કાર કરીને દારૂ પીનારને ઠપકો દેવા લાગ્યો, કે મારા ભાઇ તમ

જેવા હાવો ક્રીસમ કરવા બેઠા ત્યારે બીજા લોકો અધર્મ કરે એમાં શી નવાઈ! તે ઉપરથી પેલા દેવીના ભકતે દારૂના સાસા ઉપર લુગડું ઢાંકીને એક પ્યાલામાં કહાડી બતાવ્યું તો દુધ થઈ ગયું.

માટે સમજી રાખવું કે એ દુધ પણ ઉપર પ્રમાણેજ બને છે, પણ ઠેઠ પરમેશ્વરની પાસેથી આવેલો કોઈ નથી, જેટલા લોકો આવાં આવાં કામ કરી સિદ્ધાઈ દેખાડે છે તેટલા તમામ હાથચાલાકી વાળા છે એમ જાણવું.



# ખેલ ૨૯ મો*

## પેટમાં પાળી મારવા વિશે.

બાજીગર પોતાની પાસે બે પાળીઓ રાખેછે, અને તે બે પાળીઓ સરખીજ હોય છે, અદલ બદલ થાય તોપણ કોઈનાથી ઓળખાય નહી એવી હોયછે. પ્રથમ રમતી વખત એક ખરેખરી પાળી હોય છે તે લોકોને દેખાડે છે. જુઓ આ પાળી મારા છોકરાના પેટમાં મારૂંછું, અથવા મારા પેટમાં મારૂંછું, એ રીતે કહીને સઉને સંભળાવે છે.

હવે જે પાળી લોકોને દેખાડી હતી તે પાળીને છુપાવવા તથા બીજી પાળી લેવા સારૂ બાજીગર પછેડી ઓઢેછે, અને પછે છરીઓ અદલ બદલ કરી દેછે તે કોઈને ખબર પડવા દેતો નથી. ને બીજી પાળી હાથમાં લઈને પેટમાં મારે છે, ત્યારે લોકોનાં દેખવામાં આવે છે જે આના પેટમાં આખી પાળી જતી રહી, પણ પેટમાં પાળી પેસતી જ નથી એક કાગળવા પણ છરી પેટમાં નથી ઉતરતી, તો પણ એવું દેખાય છે એનું કારણ નીચે લખુંછું.

એ છરીનો હાથો ગોળ જાડો અને આશરે ૬ તસુ લાંબો હોય

છે. એ હાથામાં છરી બેસારેલી હોય છે, પણ હાથો બેસારનારે એવી હીકમત કીધી છે કે, છરી પણ હાથા જેવડીજ લાંબી હોય છે, તે છરી ઊભી રાખીએ તો હાથમાંથી બહાર નીકળીને બધા ઉઘાડી લબડે છે, અને જેવારે છરી ઝડપથી પેટમાં મારવા જાય છે તે વેળા આખી છરી હાથામાં પેશી જાયછે.

લોકો જાણેછે કે આ બાજીગરે રફાઇનો પ્યાલો પીધોછે તેના પ્રતાપે છરીનો ઘા ખમી શકે છે, પણ હથિયાર કોઇના અંગને કાપ્યા વિના છોડે એ તો જરૂર આંતરડાં કાઢી નાંખે.

જે ઠેકાણે પાળી મારે છે તે ઠેકાણે પોથીના રંગનાં બેચાર ટપકાં કરી દેછે તેથી સર્વને ખાત્રી થાય છે કે થોડુંક લોહી નીકળ્યું. એ છરી કાઢી લઇને લોકોને પેલી બીજી છરી દેખાડેછે, કે જુઓ આ છરી પાછી કાઢો આ ઠેકાણે ઘણું કરી પેલી કપટવાળી છરી દેખાડે છે. શા માટે જે એ છરીનો ઘાટ એવો થાય છે જે કોઇને ખબર નથી પડતી કે, આ છરીમાં દગલબાજી હશે.

વળી લોકો બોલવા લાગે છે કે, અરે ભાઇ! શું કરે બાપડો, પેટને અર્થે આટલો દુખી થાય છે, વળી કેટલાક જરા પંચાતિયામાં ખપનારા હોયછે એતો એવો દાખલો આપેછે, કે પેટ કરાવે વેઠ, પેટ પરદેશ કાઢે માટે બાજીગરને પણ બિચારાને પેટ વેળગ્યુંછે. માટે સર્વ પેટના પડપંચછે પણ એવું કોઇ નથી બોલતા કે પેટના પડપંચ સારૂ આ હસ્તક્રિયાથી આપણી નજર ચુકાવે છે અને તંત્ર ખ્યાલથી આટલું કરી બતાવે છે. માટે એ મંત્ર નથી તથા રફાઇનો કે બીજા પીરનો પ્યાલો પણ નથી પીધો એતો ફક્ત છરીનો હાથો તથા છરી બનાવનાર કારીગરની કરામતછે.



# ખેલ ૩૦ મો*

## આંગળીમાંથી દુધ કાઢવા વિશે.

બાજીગર લોકોને ઉપરનો ખેલ કરવો હોય, ત્યારે પોતાની પાસે રૂનું પુમડું દુધમાં પલાળીને રાખી મુકેછે તે પોતાના કાન ઉપર છુપાવી રાખેછે. જો પુંમડું ન રાખેતો વળી એમ કરે છે કે, ડાકટર લોકો વાદળીનો કકડો રાખેછે. તેવી વાદળી દુધમાં બોળી રાખે છે, એ વાદળીને અંગ્રેજીમાં ઇ-સપંજ કરીને કહે છે, ટાઇપના તથા શીળાના છાપખાનાવાળા લોકોને એનું કામ પડે છે. માટે એ લોકો સારી પેઠે એના માહીતગાર છે.

કોઇને ઘેર જાય છે ત્યાં અથવા ખેલ કરતી વખતે બાજીગર કોઇક આદમીની છાતીમાંથી અથવા હાથની આંગળીમાંથી ઢોરને દુવેછે એ મા-ફક દુધ કાઢી બતાવેછે. પોતાના હાથની હાથેળીમાં પુમડું કે વાદળી લઇને આંગળી હાથમાં લઇને પછી દુવે છે એટલે દુધની ધારા વછુટેછે.

લોકતો આંગળીમાંથી દુધ આવતું જોઇને અચંબો પામ્યા વગર રહેતા નથી, પણ કોઇના વરતવામાં નથી આવતું કે એ બાજીગરે પોતાની પાસે દુધનું પુમડું રાખેલું હતું તેમાંથી દુધ નીકળ્યું. જો એમ દુધ નીકળતું હોય તો બાજીગરના છોકરા સારૂં દુધ ચોટેથી લાવવું ન પડે, પણ ઇશ્વરી નિયમજ એવો છે કે, આદમીની ધાઇઓમાંથી તથા આંગળીઓમાંથી દુધ નિકળે નહિ. માટે દુધ કાઢવાનો ઉપાય એજ છે એમાં કાંઇ જા-દુ વિદ્યા નથી.



# ખેલ ૩૧ મો*

## પાણીના માટલામાંથી રૂપિયા કહાડવા વિશે.

કુંભારને ઘેરથી એક કોરૂં માટલું મગાવીને તેમાં બાજીગર પાણી

રેડાવે છે; પછી લોકોને કહેછે ભાઇ કોઇને વહેમ આવતો હોય તો આ માટલામાં તપાસો જુઓ, પછી કોઇ હુંશીઆર માણસ ઉઠીને માટલામાં સંભાળે છે તો પાણી ને માટલું એ વાનાં સિવાય બીજુ કાંઇ જણાતું નથી. હવે બાજીગર કહેછે, દેખો યારો મેરી પાસે કુછ હે? એમ કહીને પોતાના બે હાથ બંબેરીને દેખાડેછે અને પછી કહેછે, મેરે હાથમે કુછ નહિ હે, ઓર માટલેમે પાનિ બિન દુસરા કુછ નહિહે, પણ મેરા ઇલ-મકા જોરસે, એહી માટલામેંસેં જો શીક્કાકા રૂપીઆ તુમ કહો ઓ શીક્કાકા રૂપીઆ નિકાલું. કહોતો મુંબાઇગરા ઓર કહો તો સીકાઇ, ઓર કહોતો સુરતી, ઓર કહોતો બાબુસઇ, ઓર કહોતો ચોતાડી ઓર કહોતો નગરકી કોરી. એવું સાંભળીને કોઇ બોલેછે, ભાઇ તમારી નજરમેં આવે એવા કહાડો; એટલે માટલામાં હાથ ઘાલીને જરા બશીઆણો થઇને ઠાલો હાથ બહાર કાઢે છે, અને બોલે છે અરે ઇતના આદમીમેં કોઇક નાપાક મરદ હે, ઉસકા પડછાયાસેં મેરા ઇલમ જુઠા હો ગયા. એટલે જોનારા લોકો ખુશી થાયછે કે હવે એ બાજીગરની આબરૂના કાંકરા થશે એમાં શક નથી, એટલામાં ફરીને માટલામાં હાથ ઘાલેછે અને જરા હોઠ ફડફડાવે છે, મતલબ લોકોને વહેમ ઠરે કે બાજીગરે ફરીને મંત્ર સાધ્યા.

હાથ ઘાલીને માટલામાંથી તકતકતા રૂપીઆ બે ચારેક કાઢીને દેખાડેછે, પછી બોલેછે દેખો દુસરા નિકાલતા હું, એમ કહીને વળી બાબાસઇ સીકાઇ કે સુરતી એવા કાઢો બતાવે છે, એ રીતે આશરે આઠ દસ રૂપીઆ જુદા જુદા શીકાના મળીને કાઢો બતાવે છે. એ રૂપીઆ ખરેખરા હોયછે પણ કોઇ ખોટા કે ખાડાવાળો નથી હોતો, એવું ભાળીને ભોળાં લોકોના મનમાં તો એટલો બધો ભાર પડેછે કે આ જાદુગરે તો જરૂર મંત્રના જોરથી કોક નાણાવટીની કોથળીમાંથી રૂપીઆ મંગાવ્યા છે. પણ એ રૂપીઆ કયાંથી કહાડયા તેનું કારણ નીચે લખ્યુછું.

એલ કરતી વખતે પોતાના સાગ્રીતને કુંભારને ઘેર માટલુ લેવા મોકલેછે. અને એની સાથે કોક તરાહીત માણસને પણ મોકલે છે કે તમો બંને જણ જઈને સારૂં તયડવિનાનું એક માટલું અણબોલે લેઈ આવો પેલા બંનેજણ કુંભારને ઘેર જાયછે મારગમાં પેલો સાગ્રીત કાંઈક વાતનું મીશ કહાડીને પેલા માણસને કહેછે કે મારે ઉતારે અમુક કામ છે, માટે હમણાં કરતા જઈશું કે આવતી વખતે? એમ વાતો કરતે પોતેજ એવી જુગતી કહાડે છે કે હીંડો માટલું લઈને આવતે જઈશું તમે જરા ઉભા રહેજો એટલે હું જઈ આવીશ.

એમ વાતો કરતાં કુંભારને ઘેર જાય છે, જઈને એક માટલું સારૂં વગાડીને લેછે, પછી પેલો સાગ્રીત બોલેછે ભાઈ તમારે મારગમાં કોઈ સાથે બોલવું પડે, માટે લાવો હુંજ લઉંકે અણબોલે રહીશ. કુંભારને ઘેરથી માટલું લઈને પોતાને ઉતારે જાયછે ત્યાં માટલું અદલબદલ કરે છે. માટલુ કુંભારને ઘેરથી લાવે છે તે પોતાને ઉતારે જેવું માટલું હોય તેવીજ રીતનું લાવે છે.

માટલુ બદલેલું લાવીને બાજીગરને આપેછે માટે તેમાંથી રૂપીઆ નીકળેછે. હવે કોઈ અશંકા કરે કે એ માટલામાં રૂપેઆ શી રીતે રાખતા હશે, તો તેનો ઉત્તર પણ નીચે આપુછું.

બાજીગર ફીસબી કુંભાર પાસે પાંચ સાત એવા માટલા કરાવી મુકે છે કે, જેની અંદર દસ આઠ રૂપીઆ ભરાઈ રહે, માટલુ ઘડે છે તેજ વખત પેટાને ઉપલે ભાગે કાનાથી હેઠે મહીલી કોર હારે હારે રૂપીઆ, લીલા કાચા માટલામાં દબાવેછે, અને તે એવી રીતે ગોઠવેછે કે, માંહેલી કોરનું બહુજ પાતળું પડ રહે છે, તે જાદુગર હાથની આંગળીઓના નખથી ઉખેડી શકે છે.

જો એમ નહિતો બીજી રીત છે, બીજી રીત એ છે જે ઉતારા ઉપર માટલુ રાખે છે એમાં મીણથી દસ આઠ રૂપીઆ ઉપલે પાસે

દબાવી રાખેછે, એટલે કાઢીને એ રૂપીઆ દેખાડેછે.

તરાહઈત માણસ હાથ ઘાલીને કાંઇ એવી બારિક શોધ કરતા નથી કે એ ઉપલે પાસે હાથ અડાડીને જુએ, એતો બસ એટલુંજ જુએછે કે પાણીમાં રૂપીઆ કાંઇ ઘાલ્યા છે.

માટે રૂપીઆતો એવી રીતે નીકળેછે, અને જો એમ સરાફની કોથળીઓમાંથી રૂપીઆ લવાતા હોત ત્યારે તો કોઇ સરાફની દુકાનમાં નાણાં રહેતજ નહિ, અને બાજીગર લોકો તમામ સરાફની દુકાનો કહાડત, પણ એમ કોઇ કાળે થતુંજ નથી.



## ખેલ ૩૨ મો*

### રકેબીમાંથી રૂપીઆ કુદીને બહાર પડે છે તે વિશે.

બાજીગર લોકો રકેબીમાં અથવા થાળીમાં પાણી ભરે છે, અને તે રકેબી આદમીના માથા જેટલે ઉંચી જગોએ તરાહઈત માણસ પાસે મુકાવેછે, અને પછી પોતાની પાસેના અથવા કોકની પાસેથી માગી લઇને આઠ દશેક રૂપીઆ પોતે હાથમાં લઇને તે થાળીમાં મુકેછે; રૂપીઆ મુક્યા પછી થોડીક વાર થાયછે એટલે થાળીમાંથી રૂપીઆ ઉછળીને હેઠા પડે છે, થાળીમાંથી પાણી ઢળતું નથી પણ જરાક છાંટા ઉડે છે ખરા.

આવો ખેલ ભાળીને જરૂર શકે ઉપજેછે કે આ કાંઇ જાદુ વિના જુગતી ચાલે એવો ખેલ નથી, પણ એ રૂપીઆ ઉછળવાનું જાદુ નીચે જણાવું છું.

એક લોઢાની ચાંપ થાયછે તેનો આકાર આ

ચીત્ર જેવો હોયછે, એ ચાંપમાં મીઠાની કાંકરી ઘાલેછે એટલે બંધ રહેછે. માટે થાળીમાં રૂપીઆ મુકતી વખતે, જાદુગર પોતાની પાસે હાથની હાથેળીના દબાણમાં ચાંપ રાખે છે. તે ચાંપ થાળીમાં પ્રથમ મુકે છે અને ત્યાર પછી એ ચાંપ ઉપર રૂપીઆની ઢગલી કરે છે. જ્યારે મીઠું ઓગળતે ઓગળતે છેક નાની કાંકરી રહેછે એટલે ચાંપની કમાન ઉછળેછે, તેના ધકાથી રૂપીઆ ઉછળીને હેઠા પડેછે.

એ ચાંપમાંથી મીઠાની કાંકરી ઓગળી જાયછે ત્યાર પછી ચાંપનો આકાર  આ ચીત્રના જેવો થાયછે. જેમ હુકાના ચીપીઆના બે પાંખા હમેશ પોહોળાં રહેછે પણ એ પાંખાને ભેગાં કરીને મીણથી ચોટાડી રાખીએ, અને પછી એ ચીપીઓ તડકે મુકયો હોય તો તડકે ધીરે ધીરે મીણ ઉકળીને નરમ પડે કે, ચીપીઓ ખણુંગ લઈને વેગળો ઉછળીને પડે છે. એ રીતે ચાંપની કમાન ઉછળે છે માટે રૂપીઆ થાળીમાંથી ઉછળીને હેઠા પડયા એનું એજ કારણછે. એમાં કાંઈ જાદુ વિદ્યા નથી.

—*❋*—

# ખેલ ૩૩ મો.*

## ગળામાં પાળી મારવા વિશે.

મદારી લોક ગળામાં પાળી ઘાલેછે, તથા ભવઈઆ લોક વાદીના વશમાં એ ખેલ કરે છે, એનું એમ છે કે એ રમનાર લોકો પોતાની પાસે બે પાળીઓ રાખે છે, તે બે પાળીઓ લંબાણમાં સરખી, તેમજ બે પાળીઓના હાથા પણ સરખા હોય છે.

પ્રથમ તો ખરેખરી પાળી લઈને લોકોને દેખાડેછે, અને બોલેછે

દેખો યારો આ છરી લડકેકા ગળેમેં ડારતાહું, ઓર એ લડકેકા જાન જાયગા, તો પીછે ઘસકી મા રોવેગી, સો પાપ તુમકું હોયગા એવું સાંભળી ઘણાક બોલી ઉઠેછે, ના ભાઈ અમારે લેવા દેવા નહી, તું જાણે અને તારૂં કરમ જાણે? તારા પેટના સારૂ આટલા પડપંચ કરે છે, એમાં અમને શાનો દોષ? પછી બાજીગર હસે છે. નહી નહી સેઠ ફિકર મત રાખીઓ લડકા સલામત રહેગા.

એમ કહીને પેલી ખરેખરી પાળી ઝગઝગતી હાથમાં લેછે, અને છોકરાને લુગડું ઓઢાડીને સુવાડી દેછે. પછી પેલી છરી છોકરાની સોડમાં અથવા ઓશીકે મુકીને બીજી છરી છોકરાના ગળામાં બેસાડે છે. નહિતો એ ખેલ કરવાની છરી છોકરો પોતાના ગળામાં ઘાલીનેજ સુઈ જાયછે, તો પછી બાજીગરને બીજી તસ્દી લેવાની કાંઈ જરૂર રહેતી નથી.

છોકરા ઉપરથી લુગડું ખસેડી લેછે એટલે જાણે ખરેખરી પાળી છોકરાને ગળે બેસાડી છે એવું દેખાય છે, એનું કારણ એ છે કે, એ પાળી વચેથી વાળેલી હોય છે, અને હાથાના થડમાં આશરે બે તસુ સુધી ધાર દેખાય છે, તથા અણીની તરફથી તસુ ચાર અથવા એથી પણ વધારે ઉઘાડી દેખાય છે, બાકીની મધ્ય ભાગની છરી છોકરાના ગળામાં ખેડેલી છે, એવી જોનારા લોકોની ખાત્રી થાય છે. એ છરીનો

આકાર આ ચિત્રના જેવો હોય છે, એટલે ગળામાં ઘાલવાથી એક હાથની તરફ હાથો રહેછે અને બીજા હાથની તરફ અણી રહે છે, અને વળેલો ભાગ પછવાડે ગરદન તરફ રહેછે. સુઈ રહેછે એટલે છરીનો વળેલો ભાગ જમીન તરફ રહેવાથી એવુંજ દેખાય છે કે જાણે આખી પાળી ગળામાં ઘાલી છે, વળી પોથાનો રંગ થોડોક ગળા ઉપર નાખે છે તથી જણાય છે કે, જાણે લોહીની ધારા વછુટીછે.

એ છોકરો હાથ પગ વેરી નાંખેછે, અને શ્વાસ ઘુંટીને સુઇ રહે છે. તથા આંખ્યોનાં ચણિયારાં પણ ફેરવી નાંખેછે. તેથી જણાયછે કે જાણે હમણાં મરી જશે કે મરી ગયો હશે. એવું ભાળીને લોકોને ઘણી દયા ઉપજે છે અને પેલા બાજીગરને કહેછે કે, ભાઇ એ આના જોઇતા હોયતો લે પણ છોકરાને ગળેથી પાળી કાઢી લે, પછી બાજીગર વળી એક લુગડું ઢાંકીને પેલી પાળી કાઢો લેછે, અને ખરી પાળી હોયછે તે હાથમાં લેછે અને તે ખરી પાળીને પણ થોડો રંગ અડાડે છે, તેથી લોકો ધારે છે કે આ છરી ગળામાંથી તાણી કાઢી માટે લોહીઆળી થઇ છે. એ રીત ગળામાં છરી મારે છે, તે શિવાય બીજો ઉપાય નથી.



# ખેલ ૩૪ મો*

## લખોટા દોરામાંથી પરોવેલા છુટી જવા વિશે.

બે સુતળીની દોરીઓ એક જાતની લાવે છે. અથવા ૪ હાથને આશરે સુતળી કે એવી બીજી સુતરની દોરી લઇને તેના બે કકડા વચ્ચેથી કાપીને કરે છે.

હવે બે કકડા થયા છે તેમાં વળી એકેકી દોરી બસરી વાળવી. આ ચીત્ર કરયું છે એ રીત બે કકડા બસરા વાળેછે. પછી બે વાળેલાના વચ્ચે સુતરનો દોરડો કાચો, બે ત્રણ આંટા ફેરી વાળેછે, ત્યાર૰ કેડે ત્રણ લખોટા લાકડાના રાખે છે, તેને પેલી સુતળીમાં પરાવે છે, મધ્યનો લખોટો સુતરનો ત્રાગડો વેંટ્યો છે એના ઉપર રહેછે, બીજા બે લખોટા એક એક સુતળી ઉપર કરે છે.

ત્રણે લખોટા પરોવીને બાજીગર બોલેછે, દેખલો! અબ તુમ દેખ

સો એ તીન ચોરકું પકડકે બાંધતા હું પણ તુમ ખબડદારી રાખિયો નહિ તો સાલે ભાગ જાયગા. એમ કહિને ત્રણે લખોટાને સુતળીને એક ઘેર કરીને ગાંઠ વાળે છે, પછી બે માણસ તરાઈત ઉઠાડીને તેમના હાથમાં પેલી દોરી આપે છે, પેલા બે આદમી પોતાના હાથમાં સુતળીના બબે છેડા ઝાલીને ઉભા રહે છે, બાજીગર હાથમાં એક ધોકો લે છે અને લખોટા સામું જોઈને બોલે છે, સુનો બે ચોર! તુમ બહોત બુરે કામ કરને વાલે હો. ઉસવાસ્તે તુમકું એસી સજા મને દીની હે, પણ મીન્કું ભરપૂર ભરૂસા હેકે તુમ ભાગ જાઓગે.

પેલા દોરી ઝાલનારા લોકોને પણ કહે છે ખબડદાર પકડીઓ હો! નહિતો તુમેરી ઈજત જાયગી એમ કહીને ૧ ધોકો લખોટા ઉપર મારે છે, તેથી પેલા સુતરના ત્રાગડા તુટી જવાથી ત્રણે લખોટા હેઠા પડે છે; અને સુતળીના બબે છેડા અકેક જણાના હાથમાં રહે છે, તે એવી રીતે કે અકેકી સુતળીના હાથમાં આવે છે.

માટે એમાં કાંઈ બીજી કળા નથી એતો સુતળી વચ્ચે સુતર વેંટયું હતું ને તેમાં લખોટા હતા તે સુતર તુટવાથી એ લખોટા હેઠા પડ્યા એમ સમજવું.

---

# ખેલ ૩૫ મો.*

## સાપ પકડવા વિશે.

સાપ કાંઈ એક જાતનાજ હતા નથી, લીલા રંગના, પીળા રંગના, વાદળી રંગના, કાળા, ભુરા એ વગેરે રંગવાળા સાપ હોય છે તેમ તેઓનાં નામ પણ જુદાં જુદાં કહેવાય છે, સાપ, ધામરાળા, પયડવાં, ડોંડો, કોડિયાળાં, ચીતરા, અજગર એ વગેરે એની જાતના નામ છે.

ઉપર લખેલા સાપોમાં લાલ, વાદળી રંગના એ બે સાપની ડાઢમાં

એવું ઝેર રહેલુંછે, જેને કરડેછે તેને સો મણ રૂની તળાઇમાં સુવારી દેછે તો ફરીને જાગતાજ નથી, એવી રૂપાળી ઊંઘ આવે છે.

ચીતરો સાપ જે માણસને કરડે છે, તો તે માણસનું અંગ જ્યાં સાપનો દંશ લાગ્યો હોય છે ત્યાંથી ધીરે ધીરે કોહોતું જાય છે ને એમ કરતાં કરતાં આખું શરીર સડી જાય છે, અને છેવટ એ માણસને ધરમરાજાની હજુરમાં જવાની જરૂર પડે છે.

સાંભળવામાં આવ્યુંછે કે સાપના દાંતમાં ઝેરછે પણ સાપ દંશમારી ને ઉલટ મારેછે, ત્યારેજ એનું ઝેર અસર કરેછે. નહિતો સાપના કરડેલા ઘણા લોકો જીવતા ફરે છે, પણ બધા લોકો મરી જતા નથી, માટે એ વિશે એમ અનુમાન થાય છે કે જે જીવતા રહે છે અને બરાબર ઝેર નથી ચડતું તેનું કારણ એજ કે કરડ્યા પછી સાપે પોતાની ડોક નીચી વાળેલી નહિ.

હવે તો પાછા રસ્તે પડીશું, આતો વાદીની વાતમાંથી દાકતરના કોહોળમાં ભળી જવાયું.

જે સાપ ઝાઝા ઝેરી નથી, તે સાપજ ઘણુંકરીને પકડવામાં આવે છે, તેમાં જે સાપના ઉપર લીલો રંગ હોય છે અને લાંબો પણ હાથ ૧॥ અથવા બે હોય છે એ સાપ સહેજમાં પકડાય છે, એ સાપ પાણી માં રહે છે. એ સિવાય કાળા રંગના પણ પકડવામાં આવે છે, ચીતરા, ધામરાળા, એ પણ પકડાય છે.

હવે પકડવાની રીત કહીએ છીએ, સાપને પુંછડેથી દબાવીને પછી એનું મ્હો દબાવીને પકડી લેવું, મ્હો દબાવવું પણ જો સાપનું મ્હો બે તસુથી વધારે ખુલ્લું રહી ગયું, તો વાંકુ જોતો કે અથવા ડોક મરડીને ભડાક કરેછે, માટે એના મ્હો ઉપર પકડી લેવો, પ્રથમ પુછડું દબાવવાનું કારણ એટલુંજ છે કે, કદાપી સાપનું મ્હો તો પકડાયામાં આવે છે પણ પુછડું છુટું રહેતો આદમીને હાથે વીંટાઇ જતો કે ચુડ ભરવી દે છે અને

તે ચુડ એટલું દબાણ જણાવે છે કે, નહાના બાળકનો હાથ હોયતો તેના હાડકાના કકડા થઈ જાય છે, માટે પ્રથમ પુંછડું એક હાથમાં લઈને બીજે હાથે ડોક ઝાલવી.

પુંછડું તથા ડોક ઝાલીને સાપને દસ આઠ ફેરા હીલાળવા એટલે એના ગાત્ર નરમ રેશમ જેવાં થઈ જાય છે. પછી પુંછડું મુકી દીધું હોય તોપણ કાંઈ ચુડ ભરી શકવાને શકતી રહેતી નથી. વળી કેટલાક લોકો સાપને પકડતાં એક લાકડાના ડંડાથી પ્રથમ એનું મ્હો દબાવીને પછી હાથમાં એની ડોક ઝાલી લે છે. અને તરત પુછડું વગર ઝાલે હીલાળે છે એ રીતે પણ ઝાલે છે. ખરેખરી વાતતો એજ છે કે, હીંમત અને હીકમત એ બે વાનાં મુખ્ય જોઇએ બીજી કાંઈ જરૂર નથી, અને એ બે વાનાંથી શું થઈ ન શકે તે કાંઈ કહી શકાતું નથી.

ખુબ જોરથી મ્હો પકડેલું હોય છે. ત્યાર પછી તે સાપના મ્હોડામાં લહોઢાનો વાળો ઘાલીને મ્હો પહોળું કરવું. ત્યાર કેડે સાણશીવતે એના તાળવામાંથી ઝેરી દાંત ઉખેડી લેવા. સાપના મ્હોમાં પોહોળા અણીદાર દાંત બધાએ હોય છે પણ જે દાંતમાં ઝેર છે તે દાંત કાળાશામ રંગી હોય છે, અને બીજા દાંત ધોળા હોય છે એ એની નીશાની છે.

ઝેરી દાંત પાડયા પછી સાપને રમતા મુકીએ પણ કોઇને કરડતા નથી. ને જો કરડે તોપણ ઝેર ચહડતું નથી. વળી કંઇક વાદી લોકો સાપના બધાએ દાંત ખેંચી કાઢે છે, પછી પેલા સાપ બીચારા સુકાઈ સુકાઈને મરવા પડે છે, શા માટે જે એનાથી દાંત વીના ચારો ખાઇ શકાતો નથી. દાંત પાડેલા સાપ એકએક કરડતો નથી પણ ફુફવાડો એવો ઝડપથી કરે છે, કે જેથી હિંમતવાળાના પણ ટાંટીઆ નરમ થઇ જાય છે.

• સાપને ઝાલીને વાદી લોકો કંડીયામાં ઘાલી લેછે, અને બાજીગર લોકો પાળી પણ શકે છે, અને ગળી ગુંછળું વાળીને સંતાડી મુકે છે તો પણ

એ સાપ રહે છે. અથવા નહાનો સાપ હોયતો અંગરખાના ગુંજામાં પણ રહે છે તથા કોથળીમાં પણ રહે છે.

સાપ પકડવો એના તો મંત્ર જોઇએ નહિ તો કરડ્યા પછી ઉતરાવો એવું બોલનારા ભુલે છે એમાં શક નથી. મંત્ર એવી વસ્તુ આ દુનીઆમાં છેજ નહિ, એવી પાકી ખાતરી કરીને હું તો બેઠો છું. તેમજ સાપ કરડે છે અને સાપ કરડેલાં માણસને જાદુવાળો માણસ મંત્ર ભણીને પાણી છાંટે છે એથી સાપ બોલીને ઉતરે છે. એ વાત પણ તમામ જુઠી છે.

એનું તો એમજ છે જેને સાપ કરડે છે તે માણસના મનમાં એવો વહેમ પ્રથમથીજ રહેલો હોય છે કે, સાપ કરડ્યા પછી બોલે છે. માટે એવા વહેમના શકથી એ માણસ ધુણે છે.

અને દાકતર લોકોનો એવો મતછે કે, સાપ કરડેલા માણસને આંખોમાં પાણી છાંટવાથી ઝેર ઉતરે છે, માટે જો સાપનું ઝેર બરાબર વ્યાપી ગયું ન હોય, તો આંખોમાં પાણી છાંટવાથી જરા સુખ થાયછે એમાં શક નથી. લોકોના ગપાટા સાંભળીએ છીએ તો તેમાં કાંઇ મણા રહેતી નથી, શું તો ફલાણો મંત્રવાળો ફકીર, બાવો, ગોરજી, એતો સાઠો મંત્રીને તેના કકડા કરે છે એટલે સાપના કકડા થઇ જાયછે અથવા ચાર દીશાએ ચાર સાઠાના કકડા મંત્રીને નાંખે છે એટલે ચાર નોળીઆ આવે છે, એ નોળીઆને મંત્રવાળો હુકમ કરે છે કે જાઓ જ્યાં આ કરડનારો સાપ હોય ત્યાંથી તેડી લાવો પછી તે નોળીઆ સાપને તેડી લાવે છે તે એવી રીતે કે સાપના ઉપર સ્વાર થઇને સાપને લાવે છે.

એ સાપને જાદુવાળો હુકમ કરેછે કે તુ તારો દંખ ચુસી લે, ત્યારે સાપ પોતાનો ડંખ ચુસી લેછે.

એવી એવી વાતો સાંભળીને મારા કાન બહેરા થઇ જવા આવ્યા છે, કાંઇ સાંભળવામાં કસર નથી રહી, પણ મારા અનુભવની વાત એજ

કરી છે કે, મંત્રથી કામ કશું બનતું નથી, તમામ કામ હસ્તક્રિયા વગેરે ક્રિયાઓનું છે.



# ખેલ ૩૬ મો*

## પારકી પાઘડીમાંથી સાપ કાઢવા વિશે.

બાજીગર જ્યાં જાયછે ત્યાં પોતાની પાસે એક સાપ અથવા વીંછી રાખી મુકેછે, તે સાપને છુપાવી રાખવાની રીત એ છે જે, એક કોથળીમાં નહાનો સાપ ભરી રાખેછે, અને તે કોથળી પોતાની બે સાથળો વચ્ચે રાખે છે, અથવા એ કોથળીમાંથી સાપ કહાડીને, ફક્ત એકલો સાપજ ગુંછળું વાળીને બે પગ વચ્ચે ધોતીઆમાં રાખેછે, તે પોતાની બે સાથળોમાં ભીડવી રાખે છે, બીજા માણસને તો અમથુ સહેજ સાપ જેવા જાનવરને પગ અડી જાય તોપણ ચીતરી ચડે છે, અને બાજીગર તો સાપને જઇને કેડે ભરાવી મુકેછે તોપણ તેને ખોટું લાગતું નથી.

જ્યાં રાજસભા કે માણસની મંડળી બેઠી હોય ત્યાં એ બાજીગર જાયછે, જઇને મહોડાની ઝાળ ભાગે એવા મન માન્યા તડાકા મારે છે, કહોતો આ ભાઇની પાઘડીમાંથી બરફી કહાડું, કહોતો સોપારીઓ કહાડું, કહો તો નાળીએર કહાડું, કહોતો સાપ કહાડું,

એ સાપ કહો તો નદીમાંથી બોલાવું, કહો તો પાતાળમાંથી બોલાવું, કહો તો કુવામાંથી બોલાવું, કહો તો આબુના રાફડામાંથી બોલાવું, કહો તો કોઇના ઘરમાંથી બોલાવું, અને કહો તો દરમાંથી બોલાવું.

સારા સારા માણસો બેઠા હોય છે તે તો આવું સાંભળીને બહુ હરખાય છે જે જોઇએ તો ખરા શી રીતે સાપને બોલાવે છે, અને વળી બધાએ એક એકના કાનમાં વાત કરેછે, જો જો! ઉપર નેવામાંથી

સાપ પડશે, ખબરદાર થઇને સરવે સાવધાન રહેજો નીકર કોકની પાસે સાપ આવી જશે, એમ કહી સરવે બાજીગરના સામું જોઇ રહે છે.

પેલો જાદુગર ધીરે ધીરે માણસના વચ્ચે ફરવા માંડે છે અને બોલે છે, આ પેલી પાઘડીમાં સાપ આવ્યો, આ પેલા ભાઇના અંગરખાની બાંહ્યમાં સાપ હાલે, એમ કરી કરીને સરવેને ચમકાવી મુક્યા જેવું કરે છે. એટલામાં ઝડપ લેઇને કોકના માંથેથી પાઘડી ઉપાડીને જમીન ઉપર નાંખી દેછે, અને એ પાઘડી ને પોતાની પાસેનો સાપ એ બંને એકેજ વખત પડતાં નાંખે છે, તે શી રીતે તો પાઘડી લેઇને પોતાના પગ તળે પછાડે છે અને સાપ પણ પગની વચ્ચેથી હેઠો પડે છે, માટે જોનારા લોકોની નજરમાં એવું લાગે છે કે, આતો પાઘડીમાંથી સાપ પડ્યો.

સાપ પડતાં વાતજ નાસાનાસ કરવા લાગે છે, એટલામાં તો આ-દમી ઉઠી ઉઠીને ભરૂરૂરૂરૂ વેરાઇ જાય છે, ખડખડખડખડ બધી સભા હસવા લાગેછે, પેલી પાઘડીવાળાને બાજીગર બોલેછે, લ્યો મારા ભાઇ! પાઘડીમાં આઓ સાપ રાખી મુકોછો! તમને ચીતરી નથી ચડતી? તમે તો જબરા દેખાઓ છો, એવું સાંભળી લોકો ઠીઠીઠીઠી દાંત કાઢવા મંડી પડે છે.

ઉપરનો બનાવ દેખતાં ભોળી લોકોને નક્કી લાગે છે કે જાદુના જોરથી આ સાપ કહાડ્યો, કેટલાક લોકો જાણેછે, કે આતો આપણી નજર બાંધીછે તેથી આપણને સાપના જેવી ભ્રાંતી પડે છે પણ એ તો સોવસા આમડાની પાટી હશે, શામાટે તો આપણા બાવાજી વાત કરતા હતા કે, કામરૂદેશમાં આવા આવા મંતરૂ છે, એજ મંતર આ બાજીગર પાસે આવેલા જણાય છે.

હવે પેલા સાપને જાદુગર પકડી લેછે, અને લોકોને કહેછે કે, આ સાપને વગડામાં મુકી આવીશું માટે લેઇ લઊછું, એમ કહીને પોતે અ-થવા પોતાના સાગ્રીતને હવાલે કરે છે.

બાજીગરને સરવે વખાણેછે, રંગછે રે રંગછે ઘણીવાર તમને રંગ દેઇએ છીએ, હજી સુધી કળજુગમાં પણ મંત્ર આધીન દેવછે ખરા? નહિતો આ કામ કીનો ભાર છે તે ભજવી જાણે.

માટે ઉપર પ્રમાણે સાપ નીકળવાનો જોગ બને છે પણ મંતર કે જંતર મુદલ નથી.



# ખેલ ૩૭ મો*

## દોરાનો દડી બાળીને પાછી કહાડવા વિશે.

મદારી લોક અથવા બીજો કોઇ એવો ધંધો કરતો હોય છે તે સુતરની અથવા નાડાછડીની બે દડીઓ પોતાની પાસે રાખી મુકે છે, તેમાં એમ છે કે ઘણું કરીને તો બે દડીઓ સરખી કુદરતથી વીંટે છે, અથવા એક દડી ગબડ સબડ વીટેછે. અને એક દડી જુગતીથી વીટેછે, એ રીતે બે દડીઓ રાખે છે.

જ્યાં ખેલ કરવાનો હોય ત્યાં પેલી બે દડીઓમાથી ૧ દડીને બાળી દેછે. તે સઉના દેખતાં થાળીમાં કે નેવામાં દેવતા મુકીને તેમાં સળગાવી દેછે, એ દડીની રાખ લેછે તે રાખમાં, અધોળેક પાણી નાખી હલાવીને સર્વેના દેખતાં એ રાખાળુ' પાણી પી જાયછે, અને પેટ ઉપર હાથ ફેરવે છે, અને બોલે છે કે હવે એ દડીનો દોરો પેટમાંથી ખીંચી કહાડુંછું. એમ કહીને એક છરી લઇને તે છરીની અણીવતે જરાક પેટમાં ખોતરીને લોહીની અસર જેવું દેખાડેછે, અને એ લોહીઆળી જગો ઉપર પોતાનો હાથ દબાવી દેછે, એ હાથમાં પેલી જુગતીથી વીંટેલી દડી સંતાડી રાખેછે, તે દડીનો માંહેલો છેડો કાઢીને ૧ તરાઇત માણસ પાસે ખીંચાવેછે, પોતાના હાથની આંગળી વચેથી ૧ દોરડો નિ-

કળતો જાયછે, અને પેલો માણસ ખીંચી કાઢેછે. એ રીતે એ દડીનો આ- ખો દોરડો ઉકલી રહેછે ત્યાં સુધી પેટ ઉપર હાથે દબાવી રાખેછે અને એ દોરડો પણ આશરે ૨૦ હાથનો તો હોય છે.

હવે દડી વીંટવાની જુગતી જણાવવાની રહી ગઈ છે માટે એ દો- રડાઓની દડી વીંટવાની વીગત લખું છું. એક લોઢાનો શોઈઓ અથવા લાકડાનો કડકો તે એવો સોઇઓ જોઇએ કે, તેનો એક છેડો જાડો અને એક છેડો અણિવાળો  આ ચિત્ર જેવો, તે સોઈઆ ઉપર દોરડો વાંટવો અને એ દોરડાની દડી (કોકડી) કરવી. તે દડી પણ એ- વી રીતે થાયછે કે, એનો અંદરનો છેડો પ્રથમથી ખેંચાએ એટલે બ- ધી કોકડી ઉકલી જાયછે, માટે એ દડીનો દોરો અંદરથી ખીંચો એટલેજ બધી દડી ઉકલી ગઈ.

એ દડી શી રીતે પેટ ઉપર ઠરાવી તેમ પુછશો તો એતો એની હા- થેળીના બેવનમાં રાખેછે તે કોઈના દેખવામાં આવતું નથી, માટે હા- થની ચપળતા અને દડીની જુગતી એ બે સિવાય આમાં બીજું કાંઇ વિશેષ બતાવા જેવું નથી, બસ એટલાથી આટલો બધો ડોળ દેખાણો.

---

# ખેલ ૩૮ મો.*

## કાપેલો દોરો આખો થવા વિશે.

એક દોરો વાદી લોકો બીજા પાસે કપાવેછે અને પાછો આખોને આખો દેખાડેછે, તેની રીત ભાત નીચે પ્રમાણે છે.

એક દોરો આશરે ગજ બેનો લઇને તે દોરાને ત્રણ સેરો કરે છે, એ ત્રણ સેરોના બંને છેડા પોતાના બે હાથમાં ઝાલી રાખે છે એવી રી- તે કે એ ત્રણસેરો દોરો પણ એને છેડા તો બેજ હોય છે, આ-

ચિત્ર પ્રમાણે એનો ડોળ થાય છે, તેમાંનો ૧ દોરાનો છેડો અંગુઠા તથા આંગળી વચ્ચે દબાવી રાખે છે.

પછી બાજીગર બોલે છે દેખો યારો એ દોરાકા ટુકડા કરડાલતા હું ઔર પીછા આખાકા આખા હોયગા.

કોઇ તરાઇત માણસ પાસે છરીથી પેલી ત્રણ સેરોમાંથી ૧ સેર કાપી નંખાવેછે, તે કેઇ સેર કપાવે છે તો જે શેરનો છેડો અંગુઠા તથા આંગળી વચ્ચે જેનો ૧ છેડો લબડે છે, તેને કપાવેછે એટલે એ દોરાનો આકાર આ ચિત્ર જેવો થાયછે. પછી વચલી સેરમાં પેલા નહાના કકડાને ઉલટાવીને બે છેડા ચપટીમાં ઝાલી દેખાડે છે, અને એક હાથમાંથી મુકી દઇ બે છેડા લબડતા દેખાય છે, એ રીતે ચાર છેડા જુદા જુદા દેખાડે છે.

લોકોને બાજીગર સંભળાવે છે દેખો! એ દોરા આખાકા આખા હો જાયગા, એમ કહીને એ દોરા ઉપર લુગડું ઢાંકીને તેમાંથી એક છેડો નહાનો હોયછે તે ફેંકી દેછે, અથવા ગમેતે રીતે છુપાવી દેછે, અને જે લાંબો દોરો રહ્યોછે તે દોરો ખીંચાવેછે, પછી દોરો મોટો હતો એવડોજ દેખાયછે, તે જોઇને લોકોને વહેમ ઉપજે છે કે આતો ખરેખરો મંત્ર વાળોછે, ને જો મંત્રવાળો ન હોયતો કાપેલો દોરો આખો થાય?

એ દોરાનો છઠ્ઠો ભાગ ઉરાડી દે છે અને પાંચ ભાગ આખા રહેછે, ત્રણ સેરો કરી તેમાંથી પણ અરધી સેર કાપ્યામાં ગઇ માટે એટલું ઓછું થવાથી ચટ લઇને કોઇના જાણ્યામાં આવતું નથી.

જો દોરો ભરીને આપ્યો હોય અને પાછો ફેર પણ ભરી જુવે તેને ખબર પડેછે કે છ ઇંચ હોય તો પાંચ ઇંચ રહે છે, એટલે કપટ પકડાય; નહિ તો ખબર ન પડે. તેથી જાદુના વહેમમાં પડી લોકો ગોથાં ખાય છે પણ તપાસ કરી જોશે તેને માલુમ પડશે.

# ખેલ ૩૯ મો.*

## વાદી લોકો મુંઠ ચોટ સામા સામી રમે છે તે વિશે.

કોઈ એક શેહેરમાં વાદીલોકો રમવાને આવેછે ત્યારે ભર બજારની વચ્ચે પોતાનો કંડિઆ કે કોથળી રાખેછે તેમજ વગાડવા સારૂ ઢોલ તથા મોરલી વગેરે સામન રાખેછે તે સાથેજ લેતા આવે છે.

પ્રથમ ત્યાં નુકતા કરેછે, ઢોલ વગાડેછે, સાપ દેખાડેછે, અને લોક ભેગા કરે છે. પછી પોતાની પાસે એક છોકરો રાખેલો હોયછે તેને જંબુરો કહેછે તે ઢોલક વગાડવામાં ઘણો કાબેલ હોયછે, તે ઢોલ વગાડ-વા માંડેછે કે સો બસે આદમી એકઠાં થઈ જાય છે.

દસ પાંચ નુકતા કરેછે એવામાં એક ખાત્રી ત્યાં આવેછે તે ખા-તરીનો ડોળ એવો હોયછે કે કપાળમાં સિંદુરનો ચાંલ્લો કાળી બંદગી કે રાખનું ટપકું કરેછે. તેના હાથમાં એક ટોપરાની કાચલી લેતો આવેછે, ને તે જુએછે કે હવે લોકની ઠઠ સારી મળીછે તે વખતે લોકોને દુર ખશેડી પેલી ટોપરાની કાચલી મદારીના સામે મુકી તેના ઉપર સિંદુર ભભરાવી તેમાં રૂ ૦ાા મુકી મદારીને કહેછે કે જો તારી જાદુ વિદ્યા સાચી હોયતો આ મારી કાચલી ખાઈજા ને રૂ ૦ાા પણ તારો નહિતો આ તારો તમામ સામન મુકી મારા શેહેરમાંથી જતો રહે એવી હોડ પાડેછે.

પછી પેલો બાજીગર બીજી રમતો પડી મુકીને તે કાચલી સામો બેઠો, પછી જેવી કાચલી લેવા જાયછે ખાતરીએ એક ચપટી ધુળ લઈ તેના સામી ફેંકી કે વાદી ત્રણ ગોઠમડાં ખાઈ ગયો ને પોતાની પથારી આગળ લોહીના કોગળા નાંખ્યા એ રીતે સામસામી ચોટમ ચોટા થાયછે, પછી વળી બાજીગર બોલેછે કે જંબુરે તું કાચલી ખાજા મરેસેતો નહિ ખવીતી હે પછી જંબુરો જેવો લેવા જાયછે કે, તે પણ અમળાઈ જાયછે ને ઢોલક

પણ બંધ થઇ જાય છે, વાજું વાગતું હોય તો વાજું પણ બંધ થઇ જાય છે એ રીતે સામસામી થયા પછી છેવટ વાદી તે કાચલી ખાઇ જાયછે તથી લોકો દંગ થઇ જાય છે ને કહે છે કે, બાજીગર પાસે સાચી જાદુ વિદ્યા છે. હવે એ જાદુ નીચે લખ્યુંછું.

વાદી તથા ખાત્રી બંને સહીઆરીજ હોય છે ને પ્રથમથી તાળ જોડ કરી રાખે છે ને તેથી લોકોનો જમાવ થયો કે ભાઇ સાહેબ આવીને કાચલી ગોઠવે છે, હવે એ વાતનો તમામ ઢોંગ છે વાદી ગોઠમડાં ખાઇ ગયો ને મહોમાંથી લોહી નિકળ્યું તેનું એ છે કે વાદી ગોઠમડાં ખાતો ખાતો પોતાના બીછાના ઉપર ગયો ને ત્યાંથી પોથીનું પુમડું મહોમા ઘાલી તેમાંથી રંગ કહાડે છે. લોહી બિલકુલ નિકળતું નથી. મુંઠ ચોટ મારવાની વિદ્યા ઉપરના ખેલ પ્રમાણેજ સમજવી.



## ખેલ ૪૦ મો.*

### આંખમાં સોઇયો મારવા વિશે.

એક લોઢાનો સોઇઓ પાતળો સળી જેવો જાદુગર તથા વાદી લોકો પોતે રાખેછે, ને લોકોને બતાવે છે કે જુઓ! આ સોઇયો મંત્રથી મારી આંખ્યમાં ઘોચુંછું, પણ મારી આંખ્ય ફુટશે નહિ. એમ કહિને પેલા લોઢાનો સોઇયો આશરે આઠેક આંગળનો હોયછે તે ઝીણો સોયના જેવો હોયછે, તેને હાથમાં ઝાલીને સરૂને દેખાડે છે, દેખો યારો! એ સોઇયો મારી આખમાં ડાલતાહું. એમ કહીને મહોડા ઉપર લુગડાનો છેડો ઢાંકે છે અને લોકોને કહેછે કે ગેતા મંત્ર પઢતાહું, એવું બાનું કાઢીને પેલા સોઇયો છે તે પોતાની હાથેળીમાં છુપાવે છે, તે શી રીતે તો, એ સોઇયાની અણીનો ખુણો વચલી આંગળીને અડીને રહે છે, અને ના-

કાવાળો ખુણો છે તે અંગુઠાના થડમાં રહે છે, અને હાથ છે તે અતોને અતો રહે છે, અને સોઇયાની નહાની એક તસુ જેવડી કરચછે તે આં-ખ્યના ખુણામાં ભરાવી મુકે છે.

પોતાનો હાથ આંખ્ય ઉપરથી ઉઠાવી લે છે એટલે આંખ્યમાં સો-ઇયો પેઠેલો છે એવું જોનારા લોકના દેખવામાં આવે છે, પણ જે મહો ટા સોઇયો હતો તતો હાથેળીમાં છુપાવી રાખ્યો છે, તે કોઇના દેખવામાં આવતો નથી.

પછી બાજીગર પોતાની આંખ્ય લોકોને દેખાડે છે કે દેખો યારો! એક વહેંતકા સોઇયા મેરી આંખ્યમ પેઠ ગયા હે, ઓર કહેત હોતા ફીરકર નિકાલું. એવું બોલીને પેલો સોઇયો છુપાવેલો હાથ પોતાની આંખ્ય ઉપર ઢાંકી દેછે, અને બીજા હાથની ચાળવણીથી પેલી આંખ્ય-માં કરચ છે તે ચપટીમાં લઇ લે છે.

જે ચપટીમાં કરચ પડી છે તેજ ચપટીથી સોઇયો ઝાલીને બીંચી કાઢે છે અને એક હાથ આંખ્ય ઉપર ઢાકેલો રહેછે, તેથી જણાય છે કે જાણે આંખ્યમાંથી સોઇયો કાઢેછે, પણ એવું કોઇના જાણવામાં નથી આવતું જે આતો હાથમાં છુપાવી રાખેલો સોઇયો કાઢેછે, અને આંખ્ય-માંતો એક નહાની કરચ ઘાલી હતી એવું વરતવામાં આવતું નથી.

ઉપરનો ખેલ જોવાથી વેહેની માણસો એવો સાર લે છે કે, આતો ખરેખરો મંત્રવાળો છે, તથા રફાઇનો પ્યાલો આ બાજીગરે પીવેલો હશે-જ માટે પ્યાલાના જોરથી અને પીરના પ્રતાપથી આંખ્ય ફુટી નહિ.

આ ખેલ બંગાળા મુલકમાંથી પ્રસરેલો માલુમ પડે છે, પણ એવો સેહેલો છે કે એક નહાનાં છોકરાને કરી બતાવીએ તો તેને પણ આ ખેલ કરતાં આવડે એવો સુગમ છે.

હિંદુ કરતાં મુસલમાન લોકો આવા ખેલ બહુ કરે છે, અને પછી તડાકા હાંકે છે જે આતો પીરનો પ્યાલો પીધો છે તેથી આટલું દેવત

અમારામાં છે. એમ કરી કરીને બીચારા પીરને ફજેત કરે છે. પણ એવી વાતો કરનારા ઉપર તો પીર કોપતો હોય એવું મારા તો સમજવામાં છે કારણ કે માણસ પડપંચ કરીને પછી દેવને માથે નાખી દે છે, એ કાંઇ દેવનો દોષ કહેવાય નહી, જેમ નવરાતરમાં ધુણનારા વાઘરી લોકો, મને કાળકાદેવી આવી છે. તથા મને બેહેચરાજીમાતા આવી છે. એમ કરીને એક બોકડો અથવા એક પાડો માગેછે તથા દારૂનો શીસો પણ માગેછે, માટે એવા એવા ઢોંગ કરીને માતાની ફજેતી કરે છે, એના કરતાં બીજો અધર્મિ કોઇ જાણવો નહિ.

જો માતાને બોકડો જોઇતો હોય તો શ્રાવકવાણીઆના દેહમાં અથવા કુંડીઆ પુજના દેહમાં, અથવા વૈષ્ણવ બ્રાહ્મણના દેહમાં આવીને માતા કેમ ધુણતી નથી ?

માટે દેવનું નામ અને કપટીનું કામ એવી વાત છે એમાં શક નથી, આખ્યમાં સોઇયો ઘાલવામાં હાથ ચાલાકી સિવાઇ બીજું કાંઇ નથી.



## ખેલ ૪૧ મો.

### કંકુનો ઘડો ભરવા વિશે.

કંકુ કાઢવાનો ખેલ વડાદરા બ્રાહ્મણ કરે છે, પણ આ ખેલ તો બાજીગરજ ઘણુંકરીને કરે છે, અને બ્રાહ્મણ કરે છે પણ થોડા કરે છે તોપણ આ કંકુનો ખેલ બ્રાહ્મણને સારા શોભે છે માટે બ્રાહ્મણનું મીશ લઇને લખ્યુછું.

કોઇ જગાએ ઉતારો કરીને, પોતાનું મકાન ઠરાવીને, કાંઇ સામાન મકાનમાં મુકીને, થોડાઘણા સાથે લઇને એક સાચીત સહિત મહારાજ પોળમાં કે ગામડું હોય તો ગામમાં જાય છે.

કોઈ રાજા અથવા અમીર, પટેલ, દેશાઈ, અમીન એવા આબરૂ-દારની ખડકીમાં કે સભામાં જઈને જમીનપરથી ધુળની ચપટી એક ભરે છે અને પછી લોકોને કંકુના ચાંલ્લા કરવા માંડે છે એક ફેરો ધુળની ચપટી ભરે છે તેના પાંચ સાત જણાઓને ચાંલ્લા થાયછે. ધુળની ચપટી ભરીને કંકુના ચાંલ્લા કરે છે, એટલે લોકો ચેતી જાય છે ખરા, કે આ કોઇ કામણટુમણિયો છે.

બીજા લોકો બોલે છે મહારાજ! કયાં રેહેવા? કાંઇક ચમત્કારીક દેખાઓ છો એટલે લાલ બોલ્યા—હા ચમતકાર તો હશે પણ ગમતકાર કોઇ નથી, એટલે કોઇ બોલી ઉઠે છે—મહારાજ! ગમતકાર કોણ? એટલે લાલ બોલ્યા—આ કોણ તે અમારી પાસે બેલ હોય તે કરાવે ને અમારી પરીક્ષા કરીને પછી પાકી રસોઇનું સીધું આપે. એટલે અમે પ્રસંન થઇએ, એ ગમતકારનો અર્થ, હવે સમજ્યા?

પછી વળી કોક બોલી ઉઠેછે કે, એવી ગમત તો અમે પણ કરાવી શકીએ. પાકું સીધું આપવું એમા શું ભારે ખરચ છે.

એટલામાં તો પાંચ સાતક સોપારીઓ અને કાંઇ લવીંગ અને ઇ-લાયચી થોડીક સાકર એવી એવી જણસો કાઢવી શરૂ કરી એટલે પેલા સભામાં બેસનારા તો એક એકના સામું જોઇને દંગ થઇ ગયા, કે આ કયાંથી કાઢેછે? એ કાંઇ ખબર પડતી નથી. પછી કોઇક ઉતાવળીઓ આદમી બોલે છે—લાલભટ તે તમારૂં નામ કે? એટલે ભટ બોલ્યા—અરે લાલભટ જેવાતો અંબાના આગળ બાણું લાખ સેવક છે. ચોદ લોકની કરામત તો એકલો હુંજ જાણુંછું, અને જુઠું લાગતુ હોય તો લાવ્ય એક ઘડો.

ઘરધણી—ઘડાને શું કરશો? લાલ—આજ વરસનો વચલો દહાડો છે, માટે એક ઘડો કંકુનો ભરી આપું કહેતા હોય તો એક ગાલ્લું ભરાય એટલું કંકુ કાઢી આપું, કાંઈ આઇના ઘરમાં ખોટ છે?

ઘરધણી—અરે મહારાજ આપણે તો એક ઘડો ભરી આપશો એ-ટલે ઘણુંએછે. તમને બ્રાહ્મણના દીકરાને એટલી બધી વધારે તસ્દી દેવી એ કોણે કહ્યુંછે. એમ કહીને એક ઘડો માટીનો મગાવીને લાલને આપ્યો.

હવે ઘડો હાથમાં લઇને પેલો લાલભટ જુએ છે, તે શું જુએ છે તો એમ જુએ છે કે, આ ઘડો મારા કામનો છે કે નહિ, ( એનું કારણ આગળ સમજાશે ) જો એ ઘડો પોતાના કામમાં આવે એવો હોય છે તો એજ ઘડામાં કંકુ ભરી દે છે, અને જો કાંઇ વહેમ હોય તો બીજો ઘડો કુંભારને ઘેરથી મગાવે છે. પછી કુંભારને ઘેરથી એક કોરો ઘડો મગાવીને એ ઘડો સૌને દેખાડે છે કે, જુઓ ભાઇઓ આ કુંભારના ઘરનો કોરો ઘડો છે. આમાં કાંઇ કંકુ ભરી રાખેલું નથી. એમ કહિને ઘડો ઊંધો પાડીને માંહિથી રાખ ખંખેરી કહાડેછે, અને ઘડો પણ દેખાડેછે.

પછી એ ઘડો લઇને એક પછેડી ઓઢે છે એટલે કોઇ બોલી ઉઠે છે કે તમારી પાસે કંકુ હશે. પછી લાલ લુગડાં ખંખેરીને સર્વને ત્રાડો આપે છે. અને પછી રજા માગી લે છે કે, આટલી પછેડી તો મારે ઓઢવી જોઇએ, શા માટે જે કોઇ ભલા હોય, ભેલા હોય, દેવીનું કામ; પ-રછાયો પડે તો ગજબ થઇ જાય.

એવું સાંભળતાં પેલા લોકો કહેછે કે સુખેથી એક પછેડી તો ઓઢો અમને શક નથી એતો તમારા બોલવા ઉપરથીજ અમાએ જાણી લીધું છે કે તમારી પાસે ઠગવિદ્યા નથી સાચી વિદ્યા (જાદુ) છે. પછી લુગડાં ઉતારી વેગળાં મુકીને એક ધોતિયું પહેરેલું રાખી પછેડી ખંખેરીને એ પછેડી ઓઢી લે છે. પડદામાં ઘડો લાલને પેસે છે, અડધીક ઘડી થાયછે એટલે ઘડો કંકુનો ભરીને લોકોને કહે છે દેખો ભાઇઓ ! માજીએ તમારી અને અમારી બધાયની પત રાખી. પછી વળી કોઇ બોલી ઉઠેછે કે, ઘડો કંકુ તે ક્યાંથી હોય? ઘડાના મ્હોમાં કંકુ છે અને હેઠળ તો કોડીયું ઢાંકેલું હશે. પછી ખાત્રી કરી આપવા લાલભટ એક છરી મગાવે છે, એ

પછી ઘડાના ગળામાં કંકુની વચ્ચે ઘોચે છે એટલે છરી સરરરરર માંહિ ઉતરી પડે છે. અને પછી એમાથી કાઢેછે ત્યારે સર્વે લોકોને ખાત્રી થાય છે કે, આતો ખરેખરો અંબાનો લાલ છે, અને આને દેવી પણ હાજરા હજુર છે એમાં શક નથી.

પછી લાલભટ એ કંકુમાંથી એક બે પડીકાં થાય એટલું એ ઘરધણીને આપે છે અને કહે છે જાળવજો. આ ચીજ દહાડી દહાડી મળવાની નહીં, માટે ધનતેરશને દહાડે આ કંકુએ ધન પુજજો. ભાઈવાઈબાયડી પીડાતી હોય તો આ કંકુના ચાંલા ત્રણ ખાટલાની જમણી ઈસે કરજો, તરત સારૂ થશે. એવું એવું બકીને એ કંકુ આપી પછી બોલે છે, હવે તો કંકુ માજીના દરબારમાં મોકલીશું, એ તો આઈના હુકમ પ્રમાણે કામ ચાલે છે; કામ ખાંડાની ધાર જેવું છે કાચું પોચું ધારવું નહિ. હવે બાવ્ય, તને જે પહોંચે તે દક્ષણા.

પછી પેલા જોનારા લોકો પૈસો, કોઈ પાઈ, કોઈ બેઆની, કોઈ બાયડી હોય તે તો કાનની જણુસ આપેછે. કોઈ શેર એક દાણા આપે છે, એ રીત ચાર ઘડીમા પાંચ સાત રૂપિઆનું ભક્ષ પાડેછે પેલા ઘડો છે તે પછેડીમાં ઘાલીને ઉતારે લાવે છે, એ રીતે કંકુનો ખેલ કરે છે. હવે એ ખેલને પ્રકાશ કરીએ છીએ.

પ્રથમ ધુળમાંથી ચપટી ભરીને કંકુના ચાંલ્લા કર્યા તેની રીત એવી છે કે કંકુની પાણીમાં નહાની નહાની ગોળીઓ કરીને રાખમા રગદોળીને સુકવી રાખે છે, એ ગોળીઓ પોતાની પાસે રાખે છે તે મારગમાં જતા આગળ ફેંકતા જાયછે, અને પછી હેઠા નમીને પેલી ગોળી ચપટીમાં લઈને મસળે છે એટલે રાખ ખરી પડે છે અને કંકુ નિકળે છે તેના ચાંલ્લા કરે છે.

સોપારી, લવીંગ, સાકર એ પણ પોતાની પાસે રાખેછે, તે લોકોની નજરે ચુકાવીને કાઢી આપે છે, એવા ખેલની રીત પ્રથમ કહી છે, અને

વળી આગળ આવવાની છે, માટે આ ઠેકાણે લખવાની જરૂર નથી.

કુંભારને ઘેરથી ઘડો મગાવાનું શું કારણછે? એનો ઉત્તર એ છે કે, એ ખેલાડું માણસ જેટલા ખેલ કરી જાણે છે તેટલા તમામ ખેલની સામગ્રી પોતાની પાસે તૈયાર રાખેછે. માટે કંકુ કાઢનારા પોતાની પાસે અદશેર અથવા પાશેર કંકુની પોતે પગ વચ્ચે લબડતી કોથળી રાખેછે, તે બે સાથળની દબાણમાં રહે છે.

તેમજ ઘડાના મ્હોમા બેસતી આવે એવી એક વાસની ખપાટ વાળી મુકેછે, તેનો આકાર બાયડીઓના બલૈયાના જેવો થાય છે, પછી તેને કાગળ અને ગુંદ કરી એક તરફ મઢી લેછે જેમ ડાબડી વગાડનારા ખંજરી આમડાની રાખે છે, એ આકારે એ ખપાટની ચુડ કરી રાખેછે, અને તેનું માપ પણ ભરી રાખે છે કે, આટલા માપે ઘડાનું મ્હો પહોળું હોય તોજ એ ખપાટ એ ઘડામા આવી રહેશે.

માટે પેલા ઘરધણીનો ઘડો નહાનો મોટો હોય છે તથી પોતાના સાગ્રીત પાસે કુંભારને ઘેરથી ઘડો મગાવેછે, અને એ સાગ્રીત પણ જાણી રહેલાછે કે આવો અને આવડો ઘડો જોઈશે માટે સાગ્રીત જેવો જોઈતો હોયછે એવો ઘડો લાવી આપે છે.

ઘડો આવ્યા પછી પેલી પછેડી ઓઢી તે વખત એ ઘડાને મ્હોડે ખપાટ બેસાડીને ઉપર અદશેર કંકુ પોતાની પાસે હોયછે તે ભરેછે. એટલે જાણે બધો શેર પાંચ કંકુનો ઘડો ભર્યો છે એવું દેખાય છે, પછી ભરી આસે છે પણ એ કાગળના આધારથી કંકુ ઘડામાં પડતું નથી, અને ભરી કાગળનું પડ ચીરીને ઘડામા ઉતરી ચુકેછે, આ ઘડો ભરીને કંકુ કરવાનો ખેલ પુરો થયો. એમાં માતાએ નથી ને પીતાએ નથી એતો કસ્ત કીધા છે.



# ખેલ ૪૨ મો*

## પાઘડીમાંથી રૂપીઓ કાઢવા વિશે.

ખેલ કરનાર માણસ કોકની પાસેથી એક રૂપીઓ માગી લેછે, પછી તે રૂપીઓ હાથમાં ઝાલીને સર્વને બતાવે છે કે જુઓ સુરત રાખજો કોઈ નજર ચુકશો નહીં, આ રૂપીઓ જાયછે. એમ કહીને એ રૂપીઓ એક હાથમાં રાખેછે અને બીજા હાથમાં નાખી દે એ રીતે ઝડપ મારે છે, અને જે હાથમાં રૂપીઓ નહોતો એ હાથની મુંઠી વાળી દેછે, તે મુંઠી વાળતાં આંગળીઓમાં એવી ચપટી બોલે છે કે, જાણે સામા હાથમાંથી જોર ભેર આ મુંઠીવાળા હાથમાં રૂપીઓ જઈને પડ્યો છે, એટલે કડાકો બોલેછે, એ બીજા હાથમાં કડાકો બોલેછે એટલુંજ, પણ રૂપીઓ તો પ્રથમથી જે હાથમાં લીધો હતો તે હાથમાંજ રહેછે, અને એ રૂપીઆ વાળો હાથ પછી ઊંધો રાખેછે. એટલે હાથેળીના દબાણમાં રૂપીઓ રહે છે પણ કોઈના દેખવામાં નથી આવતો. જોનાર લોકો તો પેલી કડાક દેઈને મુંઠી વાળી એ હાથ ઉપર વહેમ રાખેછે કે, આ મુંઠીમાં રૂપીઓ છે.

બાજીગર બોલે છે કે કહો ભાઈઓ! રૂપીઓ કયાં છે? ત્યારે કોઈ બોલે છે કે આ મુંઠીવાળી છે એ હાથમાં અમને તો ભરૂંસો છે કે એમાંથી નીકળશે, માટે બે હાથ પહોળા કરીને દેખાડો જોઈએ ત્યારે પેલો રૂપીઓ હાથમાં હોયછે તે ખોળામાં નાખી દેછે, તે કોઈના દીઠામાં આવતો નથી, અને બે હાથ પહોળા કરીને ખાલીખમ દેખાડે છે. એટલે વળી કોઈક બોલી ઊઠે છે કે, તમે ઉભા થઈને બતાવો તમારી નીચે રૂપીઓ છે. ત્યારે ઉઠતી વખતે રૂપીઓ ખોળામાંથી પાછો હાથમાં લે છે, તે પણ ખબર કોઈને પડતી નથી, અને ઉભા થઈને પોતાના બેઠાની જગો દેખાડે છે તોપણ રૂપીઓ કોઈને દીઠામાં જોગ બનતો નથી. પછી વળી હેઠો

બેશીને એ રૂપીઓ પોતાના પગ તળે અથવા પગની પાસે સંતાડેછે, કદાપી લાગ આવે તો પાઘડીમાં પણ ઘાલી દેછે.

વળી કહેછે કે આ ભાઇના ધુંબામાંથી રૂપીઓ કહાડું, કહો તો પેલા ભાઇની પાઘડીમાંથી કહાડું, કહો તો પેલા ગોખલામાંથી કહાડું, એમ કહીને જે તે પ્રકારે પેલા લોકોની નજર ચુકાવી દેઇને, પાછો પોતાના હાથમાં રૂપીઓ લેઇ લેછે. પછી ઝડપ લેઇને કોકની પાઘડી ઉપર હાથ નાખતો કે રૂપીઓ હેઠો પાડેછે, અને આદમીની આગળ બોલેછે, લ્યો મારા ભાઇ સારા આદમી દેખાઓ છો અને આવા કીસબ કરોછો? લોકોના રૂપીઆ ચોરીને પાઘડીમાં ઘાલો છો? અથવા પાઘડી માંથી ઉપાડીને એક હાથમાં ઊંચી મુકેછે, અને હાથમાંથી રૂપીઓ પાઘડીમાં મુકી દેછે, એ રીત પણ કરેછે. એવો ખેલ જોઇને સરવે બાજીગરને રંગ દેછે, કે આટલા આદમીઓની નજર આગળ આવો ખેલ દેખાડયો.

જે સમજી રહ્યા હોયછે એ તો જાણેછે, કે આપણી નજર ચુકાવીને આ રૂપીઓ કહાડી દેખાડયો માટે આની હસ્તક્રિયા સારી છે. અને જે ઘરડા કાકા અથવા બાવાઓની મંડળીમાં બેસનારા, એવા હોય છે તે તો નક્કી સમજે છે કે આ તો કામરૂદેશના મંત્ર છે, એટલા માટે વીરવિદ્યાથી આ રૂપીઓ ઉડાવીને ભાઇચંદભાઇની પાઘડીમાંથી કહાડયો, તે નજરબંધીનો ઉપાય હશે, તોપણ મંત્રના જોરથીજ આવાં કામ થએ જાયછે, એવું સમજેછે. પણ એમાં મંત્ર કે જાદુ નથી.

---

## ખેલ ૪૩ મો.*

### એક દોરડાના આઠ કકડા થાય, અને એજ દોરો પાછો આખો થાયછે તે વિશે.

એક દોરો સુતળી જેવો જાડો લેવો, અને તેને વચેથી ગાંઠ વાળવી,

તે દોરા આથરે બે ગજ લાંબા લેવા, એ દોરાની વચ્ચેથી એક આંટી નાખવી, અને અંગુઠા તળે પેલી ગાંઠ આવે અને બીજા અંગુઠા તળે પેલી આંટી આવે. એ દોરાની ચાર સેરો કરવી, અને પેલી આંટીને ગાંઠ છે, એ બે હાથોના અંગુઠા તળે દબાવી મુકવી, પછી કહેવું જે જુઓ ભાઈઓ આ માં કાંઈ કપટ છે? અને દગો હોય તો કહેજો, એમ કહીને કોઇક તરાઇત માણસ પાસે એવા બે અંગુઠાની વચ્ચે સેરો ચાર મગથી કપાવવી, એટલે ચાર કકડા ડાબા હાથમાં અને ચાર કકડા જમણા હાથમાં એવી રીતે દેખાયછે. અંગુઠાની ચપટીમાં રહેછે તે સહુને દેખાડવા કે જુઓ! આ આઠ કકડા થયા પણ તે સંતાઇ જશે એમ કહીને પેલા આંટીના ચાર કકડાં હોય છે તે છાનામાના કાંઇક છુપાવી રાખવા, અને પેલા દોરા રહ્યા તેની દડી જેવું કરીને હેઠું નાંખી દેવું.

તરાઇંત માણસ પાસે એ હેઠા પડેલા દોરા જુદા કરાવવા, જુદા કરવા જશે તો આખો એક દોરડો ઉકલી આવશે. જોનારા તો ખરેખરો અચંબો પામશે કે, આ તો મંત્રમાં મણાજ નથી.

આ ખેલ નજરે દેખ્યા વિના ચોપડી ઉપરથી સાફ સમજાવવાને ઘણું લખાણ કરવું પડે તોપણ સહુના સમજવામાં બરાબર આવે એવું નથી. પણ સારાંશ એ છે કે એકું તરફના તે કકડા થાયછે અને બીજો વચ્ચેનો ભાગ વધ્યો તે આખો રહે છે, એવી રીતે એ આંટી અને ગાંઠની ગોઠવણી છે એમાં જાદુનો શક આવે છે તે નથી.



# ખેલ ૪૪ મો.*

## લાકડાનો સિપાઈ, લાકડાના હરણને તીર મારે તે વિશે.

મદારી લોકો પોતાની પાસે એક વેંહતનો લાકડાનો આદમી રાખેછે

એનું નામ સિપાઈ કહેવાય છે, અને એક વહેંતનું લાકડાનું એક હરણ કરી રાખે છે, તે હરણના પગને ઠેકાણે ચાર વાંસની સળિયા ગોઠવેલી હોય છે. એ સળિયાના પગ એવા ગોઠવેલા હોય છે કે જરા અડીએ તો તરત પડી જાયછે.

લાકડાના સિપાઈના બે હાથ હોય છે તેમાં જે જમણો હાથ છે તે લાંબો હોય છે, અને ડાબો હાથ ટુંકો હોય છે, જમણા હાથમાં એક કમાન વાળેલી કામઠી હોયછે, તે કામઠી હાથની સાથે બાંધી લીધેલી હોયછે, ડાબા હાથમાં એક તીર લાકડાનું આપે છે, તે જેમ માણસના હાથમાં ચડાવેલું કામઠું હોય ને જે રીતે તીર ખેંચે છે, એ રીતે એ સિપાઈના હાથમાં કમાનનો ડોળ કરે છે.

બાજીગર ઉભો થઈને બે ચાર ફેરા એ લાકડાના સિપાઈની પછાડી ફરેછે અને વાંસળી વગાડે છે, અને વળી બોલેછે, અબે લકડેકા સિપાઈ એ હરણ અગાડી ખડાહે ઉસકું તીર લગાદે, એમ કહિને લોકોને સંભળાવેછે. દેખો યારો! એ લકડેકા સિપાઈ હરણકુ મારતા હે, એમ કહિને વળી સિપાઈને કહેછે કે અબે કાયકુ તીર નહિ છોડતા? છોડ, છોડદે એમ કડાકુટ કરે છે એટલામાં તડાક દેઈને તીર વછુટે છે, તે હરણના પગમાં વાગે છે એટલે તુરત હેઠું પડી જાયછે, એ જોઈને લોકને તો ખુબ વહેમ આવેછે કે આતો અધિક મંત્રવાળોછે, બીજા ઢોંગી જગમાં ઘણાય છે, પણ આ તો રામબાણ ખરેખરો ખેલ છે. હવે એ તીર વાગવાનું કારણ નીચે લખ્યું.

લાકડાના સિપાઈના ડાબા હાથમાં ૧ કાણું હોય છે, એ કાણામાં તીરનું પુંખલું ઘોચી ઘાલેછે, એ તીર શાથી હાથમાં રહી શકેછે, તેનું એમ છે જે, એ સિપાઈના હાથના કાણામાં મીણ ઘાલેલું હોયછે તે મીણના જોરથી તીર તથા પણછ રહ્યાં પણ (દોરી) ધીરેધીરે જોર કરે છે, એટલે થોડી વાર થયા પછી પેલું મીણ નરમ પડેછે એટલે, તરત તીર

છુટે છે, જ્યાં સુધી મીણની કઠીણતા હોયછે, ત્યાં સુધી તીર છુટતો નથી, તીર બરાબર પગમાં જઈને કેમ વાગ્યો? બીજા અંગમાં ન વાગ્યો તે કેમ એજ જુગતી કરી હતી કે હરણના પગમાં વાગે એવું ધારીને બરાબર તપાસ કરીને સિપાઇના હાથમાં તીર આપેછે, તેથીજ પગમાં વાગેછે પણ બીજી જગ્યાએ વાગતો નથી.

કદાપી હરણના પગમાં તીર ન વાગ્યો ને ખાલી ગયો તો ગારૂડી બોલેછે કે મારા મંત્ર ભણવામાં ચુક થઇ ગઇ, માટે ફરીથી મંત્ર ભણી જાઊંછું. એવું બાહાનું કહાડીને બીજીવાર ખેલ કરેછે, એટલે કાંઇ વારે વારે તો ચુક ન પડે? માટે મંત્ર ને જંતર કાંઇ નથી, હાથની ચાલાકી છે એજ ખરી છે; મીણથી છુટવું એમાં જાદુ કાંઇ નથી.



# ખેલ ૪૫ મો.*

## ગાંસડીમાંથી છોકરો ઝાડ ઉપર જતો રહેછે તે વિશે.

વાદી લોકો એક જાતની જાળી ગુંથે છે, તેમાં એક જંબુરાને ઘાલે છે. જંબુરો એટલે નાના છોકરાને બાજીગર લોકો જંબુરો કહેછે.

તે જંબુરાના હાથ પગ બાંધેછે, અને પેલી જાળમાં ઘાલેછે, એ જાળને મ્હોડે ત્રણ ગાંઠ્યો વાળેછે. પછી એ છોકરાની ગોળમટોળ ગાસડી કરીને, એક વાંસની ઝાંપી રાખેછે તેમાં એ ગાંસડી નાખેછે. તે ઝાંપી આશરે દોઢ ગજ લાંબી, અને એક ગજ પહોળી હોયછે. તે છોકરો એ-વો ભણાવી મુકેલો હોય છે જે, જ્યારે ઝાંપીમાં ઘાલે ત્યારે એ ઝાંપીમાં માય પણ નહિ, ઊંચો ને ઊંચો રહેછે પછી તેના ઉપર એક ખાદીની ચાદર ઓઢાડેછે, એટલે પેલો છોકરો ઝાંપીમાં ઊંચો ને ઊંચો રહેછે.

વાદી હોયછે તે લોકોની નજર ચુકાવવા સારૂ બેઠો હોય ત્યાંથી વેગળે ઝાડ હોય તેના સામી આંગળી કરીને બતાવેછે, દેખો જંબુરા ઉડ ગયા. ઓ પેલા ઝાડપર બેઠ ગયા, લોકો તો ઝાડ સામી નજર કરી જુએ છે તો ખરેખરી વાત છોકરો ત્યાં દેખાયછે.

એ છોકરો ઝાડ ઉપર દેખાયો તે કાંઇ પેલી ગાંસડી બાંધીને નાંખ્યો હતો એ છોકરો નથી, એક બીજો છોકરો એના જેવડોજ અને એના સરખાં કપડાં પહેરાવેલાં હોયછે, તેને ઝાડ ઉપર પ્રથમથીજ ચડાવી દીધેલો હોય છે, તે છોકરાને દેખીને લોક ભુલવણી ખાયછે.

પેલા ઝાડપર છોકરો હોયછે એને વાદી ઘાંટો પાડીને બોલાવે છે, અરે જંબુરે તું કીધર ભાગ ગયા હે? જંબુરો મેંતો ઝાડપર બેઠા હું. વાદી—કીસકે ઇલમસે ઉડ ગયા? જંબુરો—મેરે ઇલમસે મેં ઉડકર આયા હું. વાદી—અરે બચ્ચા ઇધર આવ, ઇધર આવ. જંબુરો મેં તો નહિ આઉં, એ ઝાડકું લેકર જંગલમેં ઉડ જાઉંગા.

લોક તો આવી વાતો સાંભળીને દંગ થઇ જાયછે કે, આ છોકરો ઝાંપીમાંથી કયમ કરીને ઝાડ ઉપર બેઠો? અને વળી શું બોલેછે?

પેલી ઝાંપી ખાલીખમ જેવી દેખાયછે, શાથી જે પેલો છોકરો ઝાંપીના એક પસવાડામાં લપાઇ રહેછે, તે કોઇના દીઠામાં પણ આવે નહિ; એ રીતે માંહીનો માંહી સમાઇ રહેછે.

પછી પેલો વાદી બોલેછે, અરે એ જંબુરેકું મને જાલમેં બાંધાથા, ઓર ઝાંપીમેં ડાલાથા ઓર ઢાંકણ બી ઢાંકાથા, ઓર ચદર બી ઓડાઇથી, ને દેખો કીસ બખત સાલા ભાગ ગયા. અબ મેરા ઇલમ જુઠા પડ ગયા, જંબુરેકા ઇલમ સચા પડા, અબ મેં કયા કરૂં? એમ કહી કહીને ઘણું કલ્પાંત કરેછે. પછી પેલી ઝાંપીને આગળ પાછળ ઠોકી પણ જુએ છે, પછી તેના ઉપર ઢાંકણું ઢાંકે છે. પાછી ચાદર ઓઢાડે છે, પછી પેલા લોકને કહેછે, દેખો અબ મેરે ઇલમસે ઓ ઝાડપર જંબુરા બેઠા હે,

ઉસકું એ ઝાપામેં બોલાતાહું એવું કહીને પાછો હાથમાં ડુગડુગી લેઇને વાંસળી વગાડેછે, અને કહેછે] કે પીરાનપીરકી આન્તાસેં આઓ, ઓર નારસાંધ્રાકી આન્તાસેં આઓ, ઓર આગીઆબેતાલકી આન્તાસેં આઓ, એવી રીતે દેવતાઓનાં નામ દેછે.

વાદી—અબે મેરે ઇલમસેં આઓ, ઇહાં આઓ એ રીતે કહે છે, એટલે લોકો ઝાડ સામી નજર ચુકીને ઝાંપી સામું જોવા લાગેછે, એવામાં પેલા ઝાડ ઊપરનો છોકરો ઉતરતો કે નાશી જાયછે.

પેલી ઝાંપીમાં જે છોકરાની ગાંસડી બાંધીને નાંખ્યો હતો ને છોકરો ખદબદ ખદબદ હાલવા લાગેછે, લોક તો હસવા મંડી પડેછે કે, ઝાડ પરથી મંત્રના બળે આ તો પાછો આમાં આવ્યો દેખાયછે, અને છોકરો ઝાંપીમાં ઉછળે છે એટલે વાદી બોલેછે, દેખો દેખો અબ તો આયા હે, એવું કહીને જોનારાઓને બતાવેછે.

પાછો વાદી જંબુરાને બોલાવેછે; અબે જંબુરે! એ જંબુરે! એમ પાંચ સાત ઘાંટા પાડેછે પણ પેલો ભણાવી મુકેલો હોયછે તે શું કરવા બોલે. જવાબ પણ ન આપે. પછી બાદી કહેછે કે ઇતના ઘાંટા પાડ્યા તોપણ સાલે લડકા નહિ બોલતા તો દેખો અબ ઉસકી બાત. એમ કહીને ઉઘાડી તરવારો ત્રણ કરેછે, અને એ છોકરાને વાગે નહિ એ રીતે ઝાંપીમાં એક એક તરવાર ઘોચેછે.

એક ડાબી તથા એક જમણી બાજુ બે તરવારો ઘોચે છે. પછી એક તરવાર વચોવચ ઘોચેછે; એ છોકરાને ભણાવી મુકેલો હોય છે; તે જે વખતે જ્યાં તરવાર ઘોચવાની હોયછે એ જગોએથી ખશીને પાંગથીમાં જતો રહેછે, અને છેલ્લી તરવાર ઘોચેછે તે વેળા જંબુરો બુમ બુમા પાડી મુકેછે, અરરરરર મેરેકુ કીને મારારે; અરે કોઇ મહાજન લોક મીલ્કેકુ છોડાવરે. મેં મરજાતાહું, એ રીતે બુમરાણ કરી મુકે છે, અને પછી બોલતાં બંધ પડેછે, એટલે તરવારો ઘોચી હોયછે ત્યાં લોહીના

રેલા ચાલ્યા આવેછે, એ જોઇને જોનારાઓની ખાત્રો થાય છે કે આ છોકરાનું લોહી આવ્યું.

છોકરો દેવનો ખાવેલો એવો હોયછે કે જોનારાઓને બધાંએને મારીને છેલ્લી વારે પોતે મરતાં પણ જરા વાર લગાડે એવો હોયછે માટે પોથીના રંગની શીશી ૧ અગાઉથી ઝાંપીમાં મુકેલી હોયછે તે શીશીનો રંગ તરવારોને લગાવેછે એટલે બહારની તરફ લોહી જેવું દેખાયછે.

પછી જરા વાર પછી એ છોકરાને ઝાંપી ઉપાડીને કહાડેછે એટલે બહાર આવીને સભાને સલામ કરેછે, એવું જોઇને ભલભલાઓને ભ્રમ લાગેછે કે, આવું નજરે દેખીએ છીએ અને આપણે જાદુને કેમ જુઠું કહેવાય? માટે આવા આવા ખેલ હસ્તક્રિયા અને નજરચુકવણીના છે પણ જાદુબાદુની વાત જુઠી છે.



## ખેલ ૪૬ મો.*

### કોથળીમાંથી મરઘીનું ઇંડું ઊડાડવા વિશે.

એક ઇંડું મરઘીનું પોતાની પાસે બાજીગર લોક રાખેછે, તે એવી રીતે કે, જાડી ખાદીના લુગડાની સીવેલી કોથળી બેવડા પડની, એટલે એ કોથળીને બે ખાનાં હોયછે, પણ એક ખાનું અંદર હોય છે તે કો-ઇના દેખવામાં આવતું નથી. પછી સર્વે લોકોને એક ઇંડું બતાવેછે, ને કહેછે જે જુઓ આ ઇંડું હમણાં વગર પાંખો આવે ઉડવાની તૈયારીમાં છે. એમ કહીને એ ઇંડાને પેલી કોથળીમાં નાંખેછે, અને એ કોથળીમાં હાથ ઘાલીને મુઠી વાળીને બહાર કાઢોને કહેછે, જે પેલે ઝાડપર ઉડજા, ઓ ભાઇકી પઘડીમાં પેઠ જા, એ બીબીકે પેટમાં પેઠ જા, ઓર ચાડીયાકા કાનમે પેઠ જા, ઓર લડકેકે નગારખાનેમે પેઠ જા. એવું એવું

કહીને એ મુઠી બગલમાં ઘાલી દેછે, અને એ દડુંછે તેને કોથળીના બીજા ખાનામાં નાંખી દીધેલું હોયછે, પછી કોથળી અવળી કરીને સઉને દેખાડે છે ને કહેછે જે દડા તો ભાગ ગયા, ભાઇઓ! કોઇકી પાસ આયા હોય તો મીજેકુ દેઇઓ, એ દડા સાલા બહોત લબાડ હે, મેં મુઠીમેં રખતા હું તો બી ઉડ જાતા હે, અબ મેં કયા કરૂં?

એ દડું તો કોથળીના પડદામાં ઉતરી ગયું હોયછે તે કોઇને ખબર પડતી નથી, અને એ કોથળી તો ઊંધી વાળી વાળીને ખંખેરેછે તથા એ કોથળી ખુબ હાથ ઉપર પછાડેછે, પણ એવી રીતે હાથ ઉપર પછાડેછે કે જેથી એ દડા ઉપર થપડાક વાગે નહિ, ને બીજે ઠેકાણે હાથ ઉપર પછાડેછે એવું ઘણીવાર કરીને એ કોથળી ભુંઇ ઉપર નાંખી દેછે અને કહે છે કે દેખો ભાઇ અબ તો દડા ભાગ ગયા.

પછી જંબુરાને પુછેછે. અબે જંબુરે! ઓ દડા કીદર ગયા? ત્યારે જંબુરો બોલે છે કોઇકી પઘડીમે પેઠ ગયા હોયગા, પછી જોનારા લોકોને એવો શક આવેલો હોયછે જે પેલે બાજીગરે મુઠી વાળીને બગલમાં ઘાલી હતી; માટે બગલમાં દડું હશે, એવી જોનારાઓની ખાત્રી હોયછે અને વળી ભુલવવા સારૂ તથા વેહેમ પડાવવા સારૂં બગલ ત્યાં સુધી સજ્જડની સજ્જડ રાખેછે માટે બગલમાં છે એમ જાણેછે.

કોઇ જોનારો બાજીગર પ્રત્યે બોલેછે કે તારી બગલમાં દડું છે, એટલે બાજીગર બોલે છે, અબે દડે બગલમેસે ભાગ જા, એમ કહીને બગલ ખુલ્લી કરીને દેખાડેછે. પણ બગલમાંથી દડું કયાંથી નીકળે.

હવે પેલી કોથળી ભુંઇ ઉપર પડી હોય ત્યાંથી પાછી હાથમાં લેછે, અને પછી કોઇક ગરીબ ઘરનો છોકરો આવ્યો હોય એ છોકરાને ઉપાડી લેઇને જો નાનું છોકરૂં હોય તો તો ઠીકજ છે. નહિ તો એ છોકરાને નાગો કરીને એની ગાંડ આગળ પેલી કોથળી ધરીને પછી કોથળીના અંતરબડમાંથી દડું બહાર કહાડીને સઉને એ દડું દેખાડેછે, અને બોલેછે દેખો

એ લડકેકી નગારખાનેમાંસે પુંડા નીકાલા, જોનારા લોકો ખડખડ ખડખડ દાંત કહાડેછે, અને પેલો છોકરો બીચારો લજવાઇને ખશીઆણો પડેછે, અને કોઇ પોચાકપાળનું હોય તો રોવા પણ લાગેછે, ને જો રાંડીરાંડનો છોકરો હોય તો ગાળો ભાંડવા મંડી પડેછે, "રાંડીપુત્ર શાહજાદા" એ કહેવત ખરી છે. રાંડીરાંડનો દીકરો બહુ વઢકારો હોયછે.

જોવા આવેલા લોક ખુશી ખુશી થઇ જાયછે તોપણ બીચારા બાજીગરનું કરમ પાતળું હોયછે, માટે ૩૦ાા થતાં પણ આકાશને પૃથ્વિ એક થઇ જાયછે (ઘણા કાલાવાલા કરેછે ત્યારે એટલું થાયછે.) આ ખેલ જોઇ ભોળા લોકો વહેમમાં ભરાયછે કે અહાહાહા! મારે બેટે શા ભાઇ મંત્ર ભણી નાંખ્યા, કે છોકરાની ગાંડમાંથી પુંડું કહાડી આપ્યું. ને જે સુધરેલા છે તે તો સમજે છે કે એ સરવે નજર ચુકાવીને એવું દેખાડ્યું અથવા સો વસા તો એ કોથળીમાં કાંઇક અંતરપડ જેવું હશે એવી અટકળ ડાહ્યાના દીલમાં આવેછે.

---

# ખેલ ૪૭ મો*

## ત્રણ આંકડાની સાંકૂળ કરવા વિશે.

એક લહોડાની સાંકળના ત્રણ આંકડાઓ કમાડની સાંકળ જેવા હોયછે તેને એક ફુંક મારીને ઉછાળેછે, કે એકઠા થઇને સાંકળ થાયછે. તેની રીત એ છે જે પ્રથમ તો સાંકળના ત્રણે કકડા સર્વ લોકોને બતાવેછે, કે દેખો યારો! એ સાંકળકા તીન ટુકડા હે, અબ મેરે ઇલમસે કહો તો એકઠા કર દેઊ. તેનો એક તરફનો ખુણો કાપેલો હોયછે, તે કોઇના દીઠામાં આવતો નથી, ને દાંતાને ચપટીમાં રાખીને પહોળો કરેછે, તે વેળા પેલી બે સાંકળના કકડા તુરત પેલા કકડામાં બેસારી દેછે ને તુરત તેને ઉછાળી દેછે. પછી તે સાંકળ હેઠી પડેછે, પછી વાદી લોકોને

દેખાડેછે કે જુઓ! આ તીન ટુકડા એક હો ગયા, તે વેળા જાણે ત્રણે કકડા એકઠા કર્યા હોય એવા દેખાયછે.

પછી એ સાંકળ હાથમાં ઝાલીને ખેંચેછે, અને કહેછે કે અબ એ સાંકળ ટુટ જાતી હે એમ કહીને ઓચીંતાની સાંકળ હાથમાં ઊંચી રાખતો કે પેલા વચલા આંકડાને વળી ચપટીથી દબાવેછે, અને ઉપર એક ચપટી ધુળ નાંખેછે એટલે એક દાંતો પહોળો થઇ એ સાંકળો નીકળી પડેછે, પછી કોઇ માણસ સાંકળના આંકડા જોવા માગે તો પેલો કપાએલો આંકડો આપતો નથી. પણ એને બદલે બીજો આંકડો આપેછે એટલે પોતાની પાસે ચાર આંકડા રાખેછે, તેમાં ત્રણ આંકડા આખા હોય છે, અને એક આંકડો મ્હોડેથી કાપેલો હોય છે,

આ સાંકળનો ખેલ છે તો સુગમ સરખો પણ જોનારા લોકો વ્હેમી હોય તે તો જાણે ખરેખરા મંત્ર છે કે આ તો જાદુનો ચમત્કાર છે પણ જાદુ એવી વસ્તુ જગતમાં નથી.



# ખેલ ૪૮ મો*

## વાંસની બે ભુંગળીઓમાંથી દોરો કાઢવા વિશે.

બાજીગર લોકો વાંસની બે ભુંગળીઓ રાખેછે, તે ભુંગળીઓ બે એકસરખી હોયછે, ને એકેક હાથની લાંબી હોયછે, વળી તે વચેથી પહોળી હોયછે, તેમાં એક જાતનો દોરો એમાં બરાબર રાખેછે. તે દોરીને છેડે ભુંગળીમાં લોઢાની અથવા શીસાની ગોળી બાંધેલી હોય છે, બે ભુંગળીમાં બે દોરી અને દરેક ભુંગળીમાં એકેક ગોળી એ રીતે હોય છે.

દોરી ભુંગળીથી બહાર હોય છે, તે છેડે ફુમતું હોય છે, વાસની ભુંગળીઓ એવી હોયછે કે, એક તરફ પોલાણનું મ્હો અને એક તરફનો છેડો બીડેલો હોયછે, જેથી પેલી શીસાની ગોળીઓ નિકળી પડે નહિ. એ વાસના નીચેના છેડા બંને હાથની મુઠીઓમા રાખેછે, અને પછી બે ભુંગળીઓમાં એક ભુગળીનું મ્હો ઊંચું રાખેછે, અને એક ભુંગળીનું મહો નીચું રાખે છે, અને બે ભુંગળીઓના બીજા છેડા એક એકને અડાડે છે, એટલે જાણ્યે બે ભુંગળીઓમાં એકજ દોરો પરોવેલો છે એવું દેખાય છે.

જે ભુંગળીનું મહો ઉચું રાખેછે એ ભુંગળીમાં દોરીને છેડે શીસાની ગોળી છે તે નીચી નમી જાયછે એટલે ઉપરની દોરી ભુંગળીમાં ઉતરેછે, અને જે ભુંગળીનું મહો નીચું રાખેછે, એમાથી દોરી બાહાર નિકળે છે, કારણ કે એ ભુંગળીમાથી પેલા શીસાની ગોળી નમીને મહો તરફ આવેછે, એટલે દોરી હેઠી ઉતરી જાયછે. માટે એવું દેખાયછે, કે જાણે આ ભુંગળી-માથી દોરી ખેંચાયછે અને પેલી ભુંગળીમાં નિકળેછે, વળી એ રીતે ઉલટું કરે એટલે બીજી ભુંગળીમાથી દોરી ખેંચાઇને બહાર હોય તે અંદર જાયછે.

એવું દેખીને જોનારાઓને લાગેછે કે, આ બે ભુંગળીઓનાં કાણાં એકમેક હશે એટલે એની એ દોરી આવજાવ થાયછે, પછી બે હાથમાં બે ભુંગળીઓ જુદી જુદી દેખાડેછે કે દેખો ભાઇ કોઇને વહેમ આવતો હશે કે આ એક દોરી કળાથી એક ભુંગળીમાંથી બીજી ભુંગળીમાં આવેછે પણ એમ નથી. આ તો મારા મંત્રનો પ્રતાપ છે.

લોકો બીચારા જોઇજોઇને વહેમનો આફરો ખાયછે જેથી પેટ ઢમઢોલ થઇ જાયછે, પછી વળી કોઇ આવી વૈદકની ચોપડી શીખ્યો હોય તો જરા ચપટી ભરીને ઉપદેશરૂપી અજમા આપેછે તો આફરો ઉતરી જાયછે. નહિતો બામણોના દરીઆમા ગોથાં ખાયાજ કરે છે.

# ખેલ ૪૯ મો*

## પાઘડી બાળીને સાજી કરવા વિશે.

બાજીગર પાઘડી બાળીને સાજી કરે છે, તથા ભવાઇઆ લોકો પણ વાદીના વેશમાં એ ખેલ કરેછે, તે જ્યારે એ ખેલ કરવો હોય છે ત્યારે અગાઉથી એવી ગોઠવણ કરેછે કે, ઘણુંકરીને જોનારા લોકો કેવા રંગની પાઘડીઓ બાંધેછે, જો શેહેર હોય તો તેમાં રાતી પાઘડીઓવાળા ઘણા હોયછે, અને ગામડું હોય છે ત્યારે તેમાં તો ધોળી પાઘડીઓ બાંધનારો ઘણા હોયછે. માટે જે જાતની પાઘડીઓ વધારે બંધાતી હોય તે જાતની પાઘડીનો કકડો એક આશરે ચાર હાથનો વાદી પોતાની પાસે રાખે છે.

તે એવી રીત રાખે છે કે પોતાના અંગરખાની બે બાંહ્યોમાં એ પાઘડીનો કકડો રહે છે, અને પછવાડે બયડા ઉપર ખભામાં પણ એ કકડો સળંગ રહે છે.

પછી એ વાદી ખેલ કરતાં કરતાં કોઇકની પાસેથી પાઘડી માગી લેછે ને કહે છે જરા કામ છે પાઘડી આપો, એટલે એ માણસ પાઘડી આપે છે. એ પાઘડી હાથમાં લેઇને વાદી બોલે છે કે, આ પાઘડીના બે કકડા કરીને પાછી આખી કરી આપું, જો જોનારા સાહેબોની ખુશી હોય તો, પછી જોનારા લોકો બોલેછે કે, પાઘડી કાપો જોઇએ તો ખરા?

પછી પેલી પાઘડી હાથમાં લેઇને, પેલા કકડો બાંહ્યમાંથી કહાડીને એક હાથમાં પાઘડી રાખીને જયમ ત્યમ ઊંડળગુંડળ કરીને પોતાની બાંહ્યમાંનો છેડો કહાડીને તૈયાર કરેછે, પછી કોઇક તુરાઇત આદમી પાસે છરીથી એ છેડો કપાવે છે, અને લોકોને વળી સંભળાવે છે કે જુઓ આ પાઘડી કાપુછું, તમને કોઇને કાંઇ શક હોય તો બોલજો, પેલા બિચારા

ભોળા લોકો શું જાણે જે બાંહ્યમાંથી પાઘડીનો કકડો કહાડીને કપાવશે માટે જેમ કહે છે તેમ હાજી હાજી કરે છે. પછી પેલા કકડો વચ્ચેથી અથવા છેડેથી કપાવે છે. અને વળી દીવે ધરીને કાપેલા બે છેડા બાળે છે, પણ ખરો આ ખેલ રાતેજ થાય છે. શાથી જે પેલી મોટી આખી પાઘડી બદલે બીજી પાઘડીનો કકડો બાળવે તે ઉઘાડું પડી જાય, માટે દીવશે આ ખેલ કરવામાં નથી આવતો.

જોનારા તો જાણે છે જે પેલી પાઘડીને વચ્ચેથી કાપી અને બાળી પણ છે એવામાં વાદી પેલા બળેલા છેડા તથા આખી પાઘડી બધો લોચો વાળીને ભેગો ઝાલેછે. અને બોલવા લાગેછે કે અરરરરરર આ પાઘડી આ ભાઇએ કાપી નાંખી એ બહુ ખોટું કર્યું, પાઘડી તો સારી હતી પણ હવે શું કરીએ? પેલા ભાઇ છરી લઇને કાપવા આવ્યા એઓએ પણ વિચાર ન રાખ્યો. હવે આ પાઘડી કપાણી તથા બાળી તે કાંઇ સંધાતી નથી.

એવું સાંભળતાં પેલો પાઘડીનો ધણી જો હિમત વિનાનો અથવા કૃપણ જેવો હોય છે તો મનમાં પસ્તાવા લાગે છે કે મારા કયાં ભોગ લાગ્યા કે આના હાથમાં પાઘડી આપી. એવામાં પાછો વાદી બોલેછે કાંઇક સિરપાવ મળે તો આ પાઘડી આખી થાય એટલે વળી કોઇ બોલે છે અથવા એ પાઘડીવાળો બોલે છે. હા જો પાઘડી સાજી હતી એવી કરી આપો તો તમને રાજી કરીશું, એટલે એ વાદી છે તે પેલા બાળેલા કકડા પોતાની બાંહ્યમાં ઘાલી દે છે અને એ પાઘડી પાછી આપે છે, અને કહે છે કે જુઓ ભાઇ સાહેબ સંભાળી લેજો.

પછી પેલો પાઘડીનો ધણી બે છેડા પ્રથમ તો સંભાળે છે અને ત્યાર કેડે વચ્ચેથી ખોપાવીને જુએ છે તો જેવી પાઘડી હતી એવીને એવીજ હોય છે પણ કાંઇ ડાઘ સરખો પણ થતો નથી. એવું જોઇને એ પાઘડીનો ધણી તથા જોનારા બીજા લોકો સરવે ખુશી થઇ જાય છે,

અને વાદીને વખાણે છે કે, રંગ છે. આના મંત્રે તો હદ વાળી નાખી, મારા ભાઇ આખી પાઘડી વચ્ચોવચ્ચથી કાપી, અને પાછી સાજી પણ કરી નાખી, એ બધું વીરવિદ્યાનું કામ હશે, ને જો વિરવિદ્યા નહિ હોય તો નજરબંધી હશે, એમ કહીકહિને વહેમમાં કુટાતાજ રહે છે.

માટે વિચાર કરવો જોઇએ કે વળી કપાએલી પોતાની મેળે સંધાય ? ને બળેલું પાછું સાજુ થાય ? એ તો એવા એવા ખેલ ગમે તેટલા કરે છે પણ સરવે ઠગાઇનું કામ છે.



# ખેલ ૫૦ મો.*

## સાકરનું મીઠું થાય તે વિશે.

કોઇ ગ્રહસ્થને ઘેર અથવા રાજદરબારમાં હાથ ચાલાકીવાળો ( બાજીગર ) જાય છે ત્યારે પોતાની પાસે કેટલોએક સામાન તો અખંડ રાખે છે. કેટલોએક સામાન પાઘડીમાં રહે છે, કેટલાક સામાન અંગરખાના ખુંજામાં રહે છે, કેટલાક સામાન પોતાની પાસે એક બે સાગ્રીત હોય તેની પાસે રહે છે. બાજીગર એટલે કાંઇ એમજ સમજી લેવું, કે મુસલમાન પેલાં ચકલ ચકલ ધુળવાળીને રમે છે, અને ચપટી ચપટી દાણા માગી લે છે એ, પણ ઘણાખરા લોકો એ ધંધો કરેછે તે ગાડીએ અને ઘોડે બેશીને ફરે છે અને મોટા ગ્રહસ્થના સરખો આડંબર રાખેછે, માટે રાજસભામાં જાયછે ત્યાં પણ સારા સારા માણસો સતકાર કરીને બેસવાનું આસન આપે છે.

એ ખેલ કરનાર પોતાની પાસે ઘણુંકરીને તો નીચે લખેલી ચીજો તૈયાર રાખે છે.

| | | | |
|---|---|---|---|
| સોપારી. | પાન. | ફુલ. | ૧. ૨. લીંબી. |

| | | | |
|---|---|---|---|
| લવીંગ. | થોડાક રૂપીઆ. | ફોસફરસ. | ૧ નાનોસરખો સાપ. |
| ઇલાયચી. | કાંઇક છુટા. | ૧ ચાકુ. | ૧ કંકુની કોથળી. |
| જાયફળ. | પતાસાં. | ૧ સોય. | બે ચાર રૂમાલ. |
| અત્તરની શીશી. | બરફી. | અફીણ. | થોડાક દોરડા. |
| | પેંડા. | મીઠું. | |

એ વગેરે કેટલોક સામાન હમેશ પાસે રાખે છે, અને જ્યાં રમત કરવી છે એવું ધારીને જાય ત્યારે તો પોતાને જેટલા ખેલ આવડતા હોય એટલા તમામ ખેલ કરી શકે એટલા સામાનની એક પેટી ભરી રાખે છે તે પેટી સાથે લઇ જાય છે.

જ્યાં દશવીસ માણસ બેઠાં હોય છે ત્યાં જાય છે, એટલે ઘણું કરીને તો લોકોને ખબર હોયજ કે, આ અંબાના લાલ આવ્યા, પછી પેલા લોકોમાંના કેટલાક બોલી વળેછે, આવો લાલ! કાંઇ પાનસોપારી મંગાવી આપશો કે? લાલ—અરે પાનસોપારીનો શો ભાર છે, જે જોઇએ તે માગી લ્યો, કાંઇ અંબાના ભંડારમાં ખોટ નથી. કહો તો લવીંગ આપું, કહો તો જાયફળ, જાવંત્રી, ઇલાયચી, તજ, કેસર, કસ્તુરી, દ્રાખ, ચારોળી, સાકર, બરફી, પેંડા, જે જોઇએ તે મગાવી આપું. એવું સાંભળી લોકો તો વિચારમાં પડે છે કે, આની પાસે તો કાંઇ દેખાતું નથી અને આટલી બધી ચીજો ક્યાં રાખી મુકતો હશે?

એવામાં તો દસવીસ સોપારીઓ કહાડે છે, અને વળી કોઇની પાઘડીમાંથી લવીંગ, કોઇના હાથમાંથી જાયફળ, કોઇના કાનમાંથી અત્તરની શીશી એ રીતે ઝડપો ઝડપ કાઢી કાઢીને બીછાનામાં મુકી દે છે.

એ રીતે કહાડે છે તે તો એમ કરેછે જે પોતાની પાસેની જણસો નજર ચુકાવી ચુકાવી કહાડી દેખાડેછે, એવામાં કોઇને હાથે વીંટી કે વેઢ હોયછે તે માગી લે છે લાવોને જોઇએ, એટલે પેલો આદમી વીંટી કે વેઢ કાઢો આપેછે, પછી બીજા ગપાટા મારતે મારતે નજર ચુકાવીને, એ

વીંટી પેલા સાગ્રીતને હવાલે કરે છે અથવા પોતાની પાસે છુપાવી દેછે, અને પછી હાથમાં સાકરની ૧ કાંકરી લેઇને મુઠીવાળીને પેલા માણસને કહે છે કે લ્યો તમારી વીંટી તથી પેલા માણસ હાથ ધરે છે. એટલે તો હાથમાં સાકરનો કાંકરો જણાય છે પેલો માણસ તે વિચારમાં પડે છે, કે મારી વીંટીને બદલે તો સાકાર આવી પણ વીંટી ક્યાં? એટલે લાલ બોલે છે મારા સાહેબ મ્હો તો ગળ્યું કરો, એમ કહીને પોતે પેલાના હાથમાંથી સાકરની કાંકરી લેઇને તેને બદલે એક મીઠાની કાંકરી પેલા માણસના મ્હોડામાં નાંખેછે. પેલો તો થુથુથુથુ કરે છે, એટલે બધી સભા ખડખડખડખડ દાંત કાઢે છે, અને પુછે છે અલ્યા ભાઇ તમે સાકર ખાવાગયા અને થુંકોછો કેમ! એટલે ખાનારો બોલેછે કે મારા મોઢામાં ખારૂં ખારૂ ઉસ જેવું કાંક નાંખ્યું હતું. તેમ તેમ બહુ હસે છે.

પછી પેલી વીંટી છે, તે પાછી આપે છે, માફ કરજો ભાઇ સાહેબ આ તો ખેલ કહેવાય માટે આ વાતનો કાંઇક ખરખરો લાવશો નહિ એ રીત પાછો એને રાજી કરે છે.

આવી રીતે પારકા મોહોડામાં મીઠાની કાંકરી નાંખવી તે સાધારણ પક્ષના માણસના મ્હોડામાં નાંખે છે. કાંઇ સારા આદમીની સાથે એવું કામ કરતો નથી. અથવા ઘણુંકરીને જ્યાં દસવીસ બાયડીઓ બેઠી હોય છે ત્યાં જઇને કોક બાયડીનો કાંટો ઉડાવે છે અને પછી સાકરને બદલે મીઠું ખવરાવી દે છે.

એ હાથની ચપળતાછે જે, એક જણસ હાથમાં દેખાડીને મુઠી વાળે એટલામાં તો એ મુઠીવાળા હાથમાં જણસ અદલ બદલ કરી નાખે છે એવી રીતે માણસની નજર ચુકાવે છે.



# ખેલ ૫૧ મો.*

## અફીણના કકડાનો માટીનો ગાંગડો કરવા વિશે.

કોઈક ગામમાં લાલભટ જાયછે ત્યારે પ્રથમ તો કોઈ જગાએ ઉતારો કરીને, પછી ગામને ચોરે માણસ બેઠાં હોયછે ત્યાં જાયછે, જતેવાત ભુંઈથી ધુળની ચપટી ભરીને પહેલો પોતાના કપાળમાં ચાંલ્લો કરીને, પછી પેલા લોકોમાં બે ચાર ડાઉકા હોય તેને પણ ચાંલ્લો કરે છે.

એટલા ઉપરથી લોક તો સમજી જાયછે કે આતો વિરવિદ્યાવાળો લાલભટ હશે. હવે લાલભટ પોતાના હાથમાં એક કાંકરો લઈને બોલેછે કયમ છે પટેલ! આ જુઓ મારા હાથમાં કાંકરો છે, હવે એ કાંકરાનું તમે કહો એ કરી આપુ, તમારી શી ઇચ્છા છે? એવું સાંભળતામાં કાકા (કણબી) તો હુકાહુક કરી રહે છે. આહોહો! આજ તો આપણા ગામમાં લાલભોટ આવ્યા, એમ કહિને પટેલ બોલેછે પટેલ—તાણે લાલભોટ તમારી વિદ્યા તો વખાણાશે પણ અમે હું જાણીશું? અમારા લાલદાહ કાકાને, ઉજમદાહને, અમારા જેઠુજી મુખીને, તમારી વિદ્યા વતાઓ તાણે અમે જાણીએ ત લાલભોટ ખરા.

લાલભટ—પટેલ! તમારે શું જોઈએ છે, અમને તો અંબાજી માતા હાજરા હજુરછે, માટે જે જોઈએ ત કરી આપીએ. એવું સાંભળી પટેલ બોલ્યા-અરે અમારે તો બીજું કાંઈ જોઇતુ નથી શેર બશેરેક અફીણ કરી આપો, એટલે એક દાહાડો ગામના અફીણીઆને દીવાળી થાય.

લાલભટ—અહોહો! અફીણમાં તે શું કરવુંછે, લ્યો આ એકેકો અફીણનો ગાંગડો મુઠીમાં દાબી રાખો, એમ કહીને સહુની મુઠીઓમાં એક એક માટીનો ગાંગડો આપતો જાય છે અને કેહે તો જાય છે કે,

જો કોઇ મુઠી ઉઘાડીને જોશો તો તેના ઘરમાં બટાભુટ થશે. અને આંખે પણ જોખમ લાગશે, માટે આંખ્યો પણ મીંચી દેજો. એમ કહિને મહોડેથી થોડુંક બડબડે છે હે નારસીંહાવીર! હે આગીયાવેતાળ! હે ચુવાલના ચોકવાળીમા! હે અંબેઆરાસુરી! સહુના હાથમાં આપીણુની ગાંગડીઓ આપી છે ત સાકર કરી નાખજે, અને સરવેના મહો ગળ્યાં કરાવજે, એમ કહિને પછી કહેછે જે સહુ સંગાથે મુખમાં મુકો અને જે અંબે કહિને ગળ્યાં મહો કરો. અને ચટ દઇને ચાવવા વળગજો, માતાની પ્રસાદીનું મહાતમ ઘટી ન જાય.

એવું સાંભળતામાં પેલા બીચારાંઅજાણ્યા માણસ, ભોળિયા, વિશ્વાસી ત મ્હોમાં કાંકરો નાખીને ચાવવા જાય છે, એટલે માટીનો ગાંગડો દાંત તળે ભચડ ભચડ થવા લાગછે, કે થુ થુ થુ કરતા ઉઠી ઉઠી ને વેગળા થુંકવા જાય છે.

ચોરાનું રાવણું દાળજી, ડુંગરદાહ, ભુખણદાહ, દવારકાદાહ, હવાલદાર, મુખી સરવે અચંબો પામી ગયા કે આ શું થયું? સાકરને ઠેકાણે માટી ક્યાંથી? પછી મુખી બોલે છે.

મુખી—અરેરે લાલભાટ! આંમ ચમ કરચું આ, બધાંયને ચમ માટી ખવરાવી? એટલે લાલભટ બોલ્યા—હું શું કરૂં તમારા ઉપર માતાનો કોપ થયો, માટે હોળે તોલું તોલું ઘાલી આપો તો હું માતાનું નૈવેધ કરીને ગામમાં અમીના છાંટા નંખાવું.

મુખી—લાલભાટ! ગમે તો તાલાના બબે તાલા લ્યો પણ ગામની પેળા તો વાળવી પડશે.

લાલભટ—ત્યારે બોલાવો તલાટીને, એટલે મુખીએ હવાલદારને મોકલીને તલાટીને બોલાવ્યો, તલાટીએ આવીને ચોરાને રામરામ કહ્યા અને લાલભટને પગે નમું કહ્યું.

મુખી—વખતા શેઠ! આ લાલભટને આપણા ગામમાંથી હોળે

તોલુ તોલુ બાજરી કરી આપો, અને કાગળ, ત્રાજવાં અને કડાવાળો દહશેરો લઇને તમે સાથે જઇને અપાવો.

તલાટી વાહ વાહ! બહુ સારૂં, વીવાહથી રળિઆમણું, નાસતે પણ ગાય ચરે છે માટે મારા શા ભોગ છે કે હું લાલભટના કામમાં આડી જીભ ઘાલીશ. તલાટીના ઘરમાં છોકરાની વહુને જંન વળગ્યો હતો માટે તલાટીના મનમાં જે હું લાલભટને રાજી કરૂં તો લાલભટ વહુને આયણ કાયણ કરશે, માટે એટલું નમતું બોલ્યો. નહિતો વાણીયાની વાત તો એક કોરેજ મુકવાની છે, લાલભટના બાપની ચોટી મંત્રી જાય એવા વાણિયા તો હોયછે. જીવના પાજી અને વહેમીના તો શિરોમણી હોય છે.

લાલભટ—શેઠ! બેસો બેસો, આ પટલિયાઓને જરા માતાજીનો પ્રસાદ આપીએ, અને પછી આપણ તોલાં ઉઘરાવવા જઇએ.

પછી લાલભટે એક બોબો ભરીને પટેલના હાથમાં સાકર કહાડી આપી. તથા પતાસાં શેર એકને આશરે લુગડું ઢાંકીને કહાડયાં, પાશેરેક કંકુ કહાડયું સરવેને આંલ્લા કરીને લાલભટે સાકર વહેંચી. પતાસાં તો ઘેર તોલાં ઉઘરાવવા જાય ત્યારે બાયડીઓને આપવા રાખ્યાં.

પછી લાલભટને દાણા પચાસ ત્રીસ મણ એક દિવસમાં થાયછે, અને પાકાં સીધાં લેઇને રસોઇ જમે છે. ગામમાં ઘેર ઘેર લાલભટ અકેકો નકતો કરતા જાય અને ફરતા જાય.

પછી લાલભટ ગામને આશીરવાદ દેતા જાય છે, હે મૈઆ ચાચરના ચોકવાળી, માનસરોવરવાળી, તોડાની ધણીઆણી, આ ગામમાં અમીના છાંટા નાંખજે, એમ કહીને ગામને આશિર્વાદ દે છે. પછી ગામમાંથી દાણાનું ગાડું ભરીને લાલભટ વિદાય થાયછે, પેલા ભોળા લોકો બાપડા મંત્રને સાચા માનેછે અને એવા વહેમી લોકો જાદુવાળાથી બીહિ મરેછે, જાણેછે કે રખેને ઘરમાં તીર કે દેરૂં મુકશે તો મરી જઇશું. પણ એવા એવા ભોળા લોકો આજથી વીસ વરસ સુધી રહેશે,

પછી તમામ લોકો પક્કા ધંટજેવા થવાના એવી પ્રશ્નોત્તરી થઇ છે.



# ખેલ પર મો.*

## પાનની બીડીનો વીંછી થવા વિશે.

જાદુગર માણસ જ્યાં જાયછે ત્યાં બે માણસ બેઠાં હોય તો એક ઘડીમાં સો માણસ થઇ જાયછે, એટલા બધો લોકોને ખેલ જોવાનો શોખ હોયછે.

જાદુગરની સાથે એક બે સાગરીત તો હોયછેજ, મારી ચોપડીમાં એવાડું માણસને જાદુગર એવું નામ આપ્યુંછે તે અસલના લોકની રૂડી પ્રમાણે. પણ કાંઇ જાદુવિદ્યા સાચી હોય અને તેને જાણનાર માટે જાદુગર એવી ધારણાથી જાદુગર નામ નથી લખ્યું. પછી એ જાદુગર પાનની બીડીઓ દસ વીસ પુરીને લેતો આવેલો હોય છે, તે બીડીઓ પોતાના રૂમાલમાં રાખેછે, પછી એક ખોબો ભરીને બીડાં કોઇક આદમીના હાથમાં લુગડું ઢાંકીને આપી દેછે, એટલે લોક ધારી બેસેછે કે આ બીડા બીચારા પાનવાળાની દુકાનમાંથી વીર પાસે મંગાવ્યા હશે. પછી કોઇક બોલી ઉઠેછે, કે પાનબીડાં પોતાના પાસે રાખેલાં હશે તે ખોબો ભરીને ક્હાડી બતાવ્યા, નહિતો મંત્રને બંતર એતો તુતમ તુતા છે. એટલે પેલો જાદુગર, એવું બોલનારને બરાબર ઓળખીને સરત રાખી મુકેછે.

પછી લાલભટ એ બીડાં વહેંચવા લાગે છે, એ બીડામાં કાથો, ચુનો, સોપારી, લવીંગ, એલચી, વગેરે સામાન નાંખેલો હોય છે. બીડા સરવેને આપ્યા પછી લાલભટ બોલેછે, ભાઇ સહુ સહુનાં બીડા ખુલ્લાં કરીને ખાજો, શા માટે જે આ તો અંબાનો પ્રસાદ છે, કદાપી અંબાની કોઇ માણસ ઉપર કફા નજર થઇ તો, એનું ભુંડું થયા વિના રહે નહિ.

અને જો માતાજી જેને પ્રસન્ન થાય, તો પાનના બીડામાંથી મ્હોરની-કળે એમાં પણ શક નથી.

પછી સહુ સહુનાં બીડાં જોઇને સરવે મુખમાં મુકે છે. અને પેલા જાદુને નિંદે છે એ માણસ જ્યારે હાથમાં ઝાલીને બીડું ઉકેલે છે તો, માંહિથી વીંછી નીકળે છે, એટલે એ મારા બાપલિયારે કરતો કે બીડું નાંખી દે છે, અને એ આદમી કુદે છે, એ વીંછી કોકના ઉપર જતો કે પડે છે એટલે વળી એ પણ ઉછળે છે.

એ જોઇને સરવે હીહીહીહી હસવા મંડી પડે છે, અને બીજા લો-કો બોલે છે કે, પેલો મંત્રને નથી ગાંઠતો પણ કેવો ઉછળ્યો છે, હવે જ-ખ મારીને મંત્રને સાચા કહેશે, એટલે લાલભટ બોલે છે—અરે આમાં શું તમે નવાઇ ધારોછો પણ અથવા બેસે ત્યાં ઝાડાવાટે એક આદમી-માંથી બસેં વીંછી કહાડું. મેં કાંઇ મારા મનમાં એ ભાઇનું ભુંડું ચીતવ્યું નથી, પણ મારે માથે દેવી છે તે દેવી મારી લાજ રાખેછે. મેંતો તમારા સહુના હાથમાં પાનની બીડીઓ આપી હતી પણ માતાજીએ વીંછી ક-રી નાંખ્યો એમાં હું શું કરૂં, જો બીજીવાર એવું એવું બોલશે તો વ-ળી ધુંબામાંથી સાપ નિકળશે, કે પાઘડીમાંથી ઘો નીકળશે, માટે અમારા સામું જોઇ વિચારીને બોલજો.

પછી પેલો વીંછી તો જ્યાં હોય ત્યાં દોડતો ફરેછે એટલે લોકો પણ દોડાદોડ કરી મુકે છે એટલામાં લાલભટ હાથેળીમાં લેઇ લે છે, પછી પો-તાના સાગ્રીતને આપે છે કે આ વીંછી કોઇને કરડે નહિ એવે ઠેકાણે નાંખી આવો. એટલે સાગ્રીત હોયછે તે વાંછી લેઇને જરા વેગળો ઓ-ઠે જઇને ધુંબામાં ઘાલી દે છે, અથવા પાઘડીમાં રાખેછે, જો ન રાખે તો બીજો વીંછી પાછો જોઈએ ત્યારે કયાંથી લાવે?

હવે પાનની બીડીનો વીંછી શી રીતે થયો તે લખુછું. પાનના બીડાં કરવાં ત્યારેજ એક બીડામાં વીંછી ઘાલીને એ બીડાને કાંક ની-

શાની કરી રાખેલી કે આ બીડામાં વીંછી છે, એવી નીશાની રાખે છે.

જાદુગર તપાસી જુએ છે કે આટલા આદમીઓમાં મારૂં ઘસાતું જે બોલે તેને વીંછીનું બીડું આપું, એવા ઠરાવ પ્રથમથીજ કરી રાખે છે, માટે એ બીડું લાલભટ ઓળખીને એને આપ્યું હતું, તેથી વીંછી નિકળ્યો પણ બીજું જાદુબાદુ તો દુનીઆમાં છેજ નહિ.



# ખેલ ૫૩ મો*

## કેળાંની લુમ કહાડવા વિશે.

જે જે ઠેકાણે લાલભટને ખેલ કરવો હોયછે, તે તે ઠેકાણે પ્રથમથી પોતાના સાગ્રીતોની પાસે, તરેહવારનો સામાન મુકાવે છે, પોતે ત્યાં જઈને દસ વિશેક ફુલ વેરી આવે છે, એ ફુલ ચારે દિશાએ નાખે છે, એટલે લોકો સમજી લે છે કે આ આપણી નજર બાંધી ગયો.

પછી સભામાં જઈને ઘણા ઘણા ખેલ કરે છે. તેમાંના કેટલાક આગળ લખાયાછે, અને વળી લખાશે, તેમાં એક કેળાં વિશેનો ખેલ લખવાની શરૂઆત થાય છે.

એ બાજીગરનું અંગરખું જોઈને લોકો બોલેછે કે આ અંગરખાના ઘુંજામાં કે બાહ્યમાં કાંઈક સામાન છુપાવી રાખ્યો હશે, માટે તમારૂ અંગરખુ ઉતારો એવું જોનારા બોલે છે, પછી સઉના દેખતાં અંગરખુ કહાડીને વેગળું મુકે છે.

પછી વળી બીજો કોઈ બોલેછે કે, અંગરખુ ઉતાર્યું, પણ પાઘડી મોટી છે જેમાં પાંચ નાળીએર હોય તો સમાઈ જાય એવડી મોટી છે. માટે પાઘડી ઉતારીને વેગળી મુકો, અને પછી સોજો કહાડવા માંડો ત્યારે તમારા વીર સાચા, એટલે લાલભટ પોતાની પાઘડી પણ સાગ્રીતને આપે

છે, તે સાગ્રીત લેઇને વેગળો જાઇને ઉભો રહેછે. પછી ફકત એક ધો-તિયું પહેરી લીધેલું હોય છે તેજ પાસે રહેછે એને એક શાલ ઓઢવા-ની તે અંગ ઉપર ઓઢેલી રહેવા દેછે.

વળી કોઇ બટકબોલા હોયછે તે બોલી ઉઠે છે, કે શાલ ઓઢેલી-છે તે વેગળી મુંકો ત્યારે અમને પતીજ આવે, એટલે લાલભટ બોલે છે કે, ઉઘાડી પુઘાડી જણસ કહાડવાનો હુકમજ માતાનો નથી, શાથી જે કોઇ ભલા હોય, કોઇ ઘેલા હોય તેનો પરછાયો પડે તો કામ ધુળ મળી જાય; એતો દેવીનાં કામ તમે જાણોછોને, અને તમોને વહેમ હોય તો જાઓ આ શાલ જોઇ લ્યો, એમ કહીને શાલ ખંખેરેછે એટલે જોનારાઓને ખાત્રી થાય છે કે શાલમાં તો કાંઇ નથી. પણ આતો પરછાયો પડે તેજ કારણથી એક વસ્ત્ર ઓઢતા હશે એવું ધારી કોઇ ઝાઝો ચાપા ચીપ કરતા નથી.

પછી કોકની પાઘડી માંથેથી ઝડપ લેઇને હેઠી પાડી નાંખેછે. અને એ પાઘડી ઉપર દસ પંદર કેળાંની એક લુમ પડેલી દેખાય છે, જોનારા તો વિશ્મ પામી જાયછે કે, આની પાસે કાંઇ હતું નહિ અને આ કેળાની લુમ ક્યાંથી નિકળી?

પેલા ધણીની પાઘડી પાછી આપે છે, તે વખત બોલે છે લ્યો મારા ભાઇ! તમે આવડી મોટી કેળાંની લુમ પાઘડીમાં રાખી મુકોછો, તમને ભારે નથી લાગતો! એટલે લોકો ખડખડખડખડ દાંત કહાડે છે.

જે વહેમી હોયછે અને મંત્ર જંત્રને સાચા માનેછે તેનાં શરીર તો હરખમાં ફુલી જાયછે. અને પરસ્પર વહેમી વહેમી વાતો કરવા લાગેછે. વહેમી—ફલાણા ભાઇનો છોકરો તો મંત્રને ગાંઠતોજ નથી પણ આ વેળા હોત તો એની આંખ્યોનાં પડોળ ઉઘડત ખરાં, જે જગમાં ઇલમી હજીછે. મારા ભાઇ કોઇને બદવું નહિ એ તે શું? મંત્ર જુઠા, દોરા જુઠા; ચોઠીઓ જુઠી, માદળીઆમાં ઘાલવાના જંત્ર જુઠા, એ

બધુંએ જુઠું ત્યારે અંગ્રેજી ચોપડીઓ કયાંથી સાચી હશે?

એટલે વળી બીજો વહેમી એના સામો બોલે છે-અરે મારા ભાઇ અમારી ખડકીના મેડા ઉપર અંગ્રેજી ભણનારાં છોકરાં સાત આઠેક સુધ રહે છે, તે આખી રાત આની આ વાત કરે છે, અસલના લોક તો ભોળિઆ હતા. માટે કાંઇ સમજતા નહોતા, મંતર બંતર ખોટા છે, ભુત પ્રુત કાંઇ નથી એતો વહેમ છે, નજર બજર કાંઇ નથી, એતો થાળીમાં વાડકો છાણ માટી ને દેવતાર્યા. ચોટે છે, નવરાતરમાં વાઘરી ધુણે છે એ પણ ઢોંગ છે. વીરવિદ્યા પણ જુઠી છે, ડેરાં અને મેલડીઓ અને ઝાંપડીઓ એ સર્વે ખોટાં છે.

એવી એવી વાતો કરીને મારાં બેટાં આખી રાત ઉજાગરા વેઠેછે. પણ એટલી અક્કલ એ છોકરામાં નથી કે, અસલના મંત્રછે તે જુઠા કયમ હશે. એવું એવું વહેમીનું બોલવું સાંભળીને પેલા બેલાડું બહુ રાજી થાય છે કે, આ બાપડા બે ચાર ડોસા મારી તરફ ખુબ ખેંચે છે, માટે એને કાંઇક આપું તો ઠીક. પછી લાલભટ પેલા વેહેમી ડોસાઓને ખોબો ધરાવીને બોલે છે કાકા લ્યો! માતાજીની પ્રસાદી એમ કહીને શેરેક ખરશી અને પીંડા એવું એવું આપે છે. પેલા વહેમી બોલે છે ભાઇ આમાં કાંઇ કપટ તો નથી? હોય તો કહેજો. એટલે લાલભટ બોલે છે. કાકા! આમાં તો કુડે નથી અને કપટ નથી, માતાજીએ તમને પ્રસન્ન થ- ઇને થાળ આપ્યો છે, માટે ઘેર લેઇ જઇને બધી ખડકીમાં પરસાદી વ- હેચજો. એવું સાંભળી પેલા ડોસા થોડાં થોડાં ગાળ્યાં મ્હો કરેછે અને બીજું છોકરાઓને સારૂં બાંધી લેછે. એવા એવા ઢોંગ આખા જગતમાં ચાલ્યા જાયછે, પણ કોઇને ખબર પડતી નથી, એકલા સુધરેલા સમજી જાયછે. હવે કેળાંની લુમ શી રીતે નીકળી તે વાત લખુંછું.

બાજીગર પોતાના નાના ધોતીઆમાં બે સાથોળના દબાણમાં એક કેળાની લુમ રાખે છે તે કોઇના દેખવામાં આવતી નથી. બાશી રીતે

ફેરેફરે પણ પગ વચેથી લુમ પડી જતી નથી. એવા સાથળનો કબજો રહે છે, પછી જેવી પાઘડી લેતા કે પોતાના પગમાં પછાડી, તેજ વખતે કેળાંની લુમ પણ પછડતી નાંખે છે તે પાઘડીની સાથેજ પડે છે. એટલે સહુને એવી ખાત્રી થાય છે કે આ કેળાં વિરવિદ્યાથી આવ્યાં.



# ખેલ ૫૪ મો.*

## ભવૈઆ લોકો રમે છે તારે મીઠાઈ મગાવે તે વિશે.

ભવૈઆ લોકો કોઇ ઠેકાણે રમે છે ત્યારે વાદીનો વેશ મુકે છે, તે વેશ એવો હોયછે કે, જેમ જેમ અજાએબ જેવા વધારે ખેલ કરે, તેમ તેમ તે વેશ વખાણાય છે.

એ વેશમાં બે ભવૈઆ વાદી બને છે, એકનું નામ લાલવાદી અને બીજાનું નામ ફુલવાદી, તે બંને જણ થઇને ઘણાક ખેલ કરે છે, તે ખેલ આ ચોપડીમાં પ્રથમ લખેલા છે અને વળી લખાશે, એ રીતે ખેલ કરતાં મીઠાઇ મગાવવાનો ખેલ કરે છે, ત્યારે એ વાદી પ્રથમ તો સભાની વચ્ચે થઇને આવે છે, તે વખતે પોતે કંડીઓ પણ લેતા આવે છે તથા તપેલા પણ લાવે છે, કાંઇ પડદો રાખતા નથી. આવીને હાથમાં બે કાકડા તેલના સળગાવીને આંગળીઓમાં ભરાવે છે એટલે હાથેળીમાં રાળનો ભુકો મુકેલો હોય છે, તે રાળને કાકડા અડે છે એટલે પેલી રાળના ભડકા ઝબક ઝબક થાય છે. એ રાળ વિશેની વાત મોટા આદમી તો ઘણા ખરા સમજી ગએલા છે, પણ નહાનાં છોકરાઓને એ વાત ઘણી અજાયબી લાગે છે, પછી પેલા કંડીઆ તથા તપેલાં જે લાવ્યા હોય છે, તેને ઉંધા પાડી મુકે છે, શાથી જે લોકોને ભરમ ઉપજાવ કરવા સારૂં કે, આ કંડીઆઓમાં કાંઇક ભરેલુંછે.

વાદી પોતાની પાસેથી તમામ લુગડાં ઉતારીને ફક્ત એક પંચીયું પેહેરેલું રાખે છે, અને ઉતારેલાં લુગડાં વેગળાં મુકે છે અને વળી એક લુગડું ઓઢવા સારૂં પંચીયા સિવાય રાખેછે, અને પોતાનો સાગ્રીત હોય છે એનું નામ ફુલવાદી કહેવાય છે, તે પણ પાસે રહે છે. બીજા બે ત્રણ આશામી પાછળ બેસે છે તે કોઇના દેખવામાં આવતા નથી. પહેલી તો આંખ્યો મીચીને ગપો મારવા માંડે છે. વાદી બોલે છે—અરે કહો તો ઇહાં નદી કરૂં, કહો તો રાત છે પણ દિવસ કરૂં, કહો તો ઇહાં સમુદ્ર તેડાવું, કહો તો ઇહાં દેવને બોલાવું, કહો તો ઇહાં કામરૂ દેશ લાવું, એવા ઘણા લવારો કરેછે. પછી કેટલાક ખેલ કરીને મીઠાઇ કહાડવાનો ખેલ કરેછે.

એક વાંસનો કંડીઓ તેના ઉપર ઢાંકણું હોયછે, તે ઢાંકણાની વચે પરખીડીઓ રાખેછે, તેમાં મીઠાઇ એવો જે ખાવાની ચીજો કહાડવી હોય તે રહેછે. તેમાં બરફી, પીંડા, પતાસાં, સાકરીયાચણા, એવું એવું માંહી કંડીયામાં ભરી રાખેછે તે કોઇના દેખવામાં પ્રથમ આવતું નથી.

હવે વાદી પોતે એક બનાત કે જાડી ચાદર ઓઢીને ઉભો રહેછે ત્યાં બોલેછે દેખો અબ સુરતકી બરફી કહાડતા હું, ઓર મથુરાકા પીંડા બી કહાડતાહું, એ રીતે પકવાનોનાં નામ દેછે. એવામાં જોનારા લોકોમાંનો કોઇક બોલી ઉઠે છે કે, પેલું તપેલું ઉંધું પાડેલું છે એમાં હશે, માટે એ ઉંચું કરીને દેખાડો, એટલે વાદી પેલું તપેલું ઉંધું હોયછે તે સમું કરીને દેખાડેછે, તો તપેલામાં કાંઇ હતું નથી.

જોનારા તો વિચારમાં પડેછે કે, આપણી નજર તપેલા ઉપર હતી હતી કે એમાંથી પકવાન નીકળશે, પણ આ તો ખાલીખમ નીકળ્યું, હવે ક્યાથી કહાડશે એવી વાતો કરવા લાગેછે.

પછી વાદી એક રકેબી મગાવેછે, કહેછે જે એક રકેબી લાવો, મારે મગાવીને લોકોને વહેંચવા જોઇશું, એટલે એક રકેબી બીજો ભવૈઓ

આપે છે, પછી એ રકેબી લેઇને પડદો કરે છે, એ પડદામાં પેશીને રકે-
બી તપેલાં ઉપર ગોઠવેછે અને પેલા કંડીઆમાંથી પકવાન કહાડીને રકેબી
ભરી દેછે, તે એવી રીતે ગોઠવેછે, કે જોનાર લોકો એવું ધારી શકે, કે આ
તપેલું ટાકા ટાકબ પકવાનથી ભરેલુંછે. પછી પડદો ઓલેછે એટલે જાણેકે
દસશેર પેંડા માય એવું તપેલું ભરેલું દેખાય છે, તે જોનારા જોઇને વખાણ
વા લાગે છે, કે રંગછે લાલવાદીને, આ કોક કંદોઇનું રમહુડિયું વાળી
નાખ્યું હો! મતલબ એવીકે કોક શેહેરમાં કંદોઇની દુકાનમાંથી વીર પાસે
પકવાન મગાવ્યાં હશે. એવી રીતે જોનારા લોકોના મનમાં નિશ્ચે થાયછે.
હવે એ પકવાન શી રીતે રકેબીમાં મુક્યું તે નીચે લખુછું.

પોતાની પાસે જે કંડીઓ હતા તે કંડીઆના અંતર ઢાંકણામાં આ-
શરે શેર પકવાન રાખી મુકેછે, તે કોઇને ખબર પડતી નથી. જો કોઇ
કંડીઓ ઉઘડાવે તો ઉપરથી ઢાંકણું લેઇને ખાલીખમ કંડીઓ દેખાડે છે,
એ કંડીઆનું જે ઢાંકણું છે તે ઢાંકણાના હેઠલે ભાગે એક બીજું ઢાંકણું
છે તેમાં એ ખાવાનો સામાન રહે છે તે ઢાંકણું ઉપાડીએ તો એ પણ
ઉપડે છે.

એ કંડીઆનું ઢાંકણું વાદી લોકો ઘાંચા પાસે એવું કરાવી મુકે છે,
ને જે દીવસે રમવાનું હોય તે દીવસે કંડીઆમાં પકવાન ભરી મુકેછે, તે
કંડીઆમાંથી એ તપેલાં ઉપર જે રકેબી તેમાં ભરી દે છે.

પેલો વાદી તપેલા ઉપર પકવાન સામો હાથ કરીને લોકોને કહેછે, કે
આતો એક તપેલું ભરાય એટલું પકવાન કહાડ્યું, પણ કોઇ સોનાના કડાં
આપનાર હોયતો દસવીસ મણ પકવાન કહાડું. પણ કોઇ કડાં આપનાર
મળતોય નથી અને દસ મણ પકવાન મગાવી શકતો પણ નથી. પોતાની
પાસે જેટલો સામાન હોય તેટલો સામાન કહાડી દેખાડે છે, તે પછી
બીજો વધારે સામાન કહડાવીએ તો તરત કપટ કળાઇ જાય છે, પણ
એવી હીંમત કોની હોય કે વાદી સાથે તકરાર લે, અને જે જાણનારા

હોય તે તો મનમાં સમજે છે, કે આ બધુ તુતમ તુતા છે, માટે આ-ટલા માણસમાં ભવૈયાને ફજેત કરવો એ કામ કાંઈ સારૂ નહિ એમ ધારીને એવા લોકો બોલતા નથી.

કદાપી કંડીઓ ન હોય તો પોતાની સાથળોના દબાણમાં ધોતિયા-માં પણ શેરેક પકવાનની એક કોથળી રાખે છે. એમ છતા જો એ ધોતિયું બદલવું પડે તો બીજું પહેરી લે, પણ એ કોથળી હેઠી પડી જતી નથી. અને પછી ચાદર ઓઢીને એ કોથળીમાંથી તપેલા ઉપર ઢા-કેલી રકેબીમાં નાંખેછે અને બતાવે છે.

માટે એ સરવે વાત કપટના ખ્યાલ છે, એમ પકવાન મગાવતા હોય તો ભવૈયાને શા સારૂ નાચવા જવું પડે, દરરોજ ઉની ઉની તાજી રસોઈઓ વીર પાસે મગાવીને બધા ઘરના માણસ ખાય. પણ આતો એવું દેખાતુ નથી, પણ અંગ મહેનત કરી લોકોને રીજવીને કાંઈ રૂપીયા લાવે છે એમાં એનું ગુજરાન ચાલેછે. એજ પકવાન કહાડવાનો ખેલ.



# ખેલ ૫૫ મો*

## લાકડાની મોઘરીમાંથી હાથો નિકળવા વિશે.

વાદી લોકો સુથારની પાસે એક લાકડાની મોઘરી ઘડિયાલ વગાડ-વાના જેવી ઘડાવીને પોતાની પાસે રાખેછે, તે જ્યારે કાંઈક ઢોંગ કરવાનું હોય છે ત્યારે એ મોઘરી બધી સભાને દેખાડે છે, કે જુઓ ભાઇ! આ મોઘરીમાં હાથો સજ્જડ બેઠોલોછે તે કોઇ આદમી આવીને આ હાથો ખીચી જુઓ. એટલે કોઈ આદમી ઉઠીને પછી એ મોઘરીના હાથાને ખુબ ખીંચે છે પણ વજરલેપ થઇ ગએલો હોય છે, તે નિક-

ળવાની શી આશા! વાદી અને પેલા તરાઇત માણસ સામાસામી બી-ચાંજ કરે છે, પછી પેલો માણસ બોલછે, કે આ હાથો તો સુથાર પણ બે ઘડી મથે ત્યારે વાંસલા વીંધણાથી નિકળે એવો મજબુત બેઠેલાછે.

પછી વાદી બોલછે, કે દેખો ભાઇ હવે મારા મંત્રના જોરથી આ સાધરીમાંથી હાથો કહાડુંછું, એમ કહિને એક ચપટી ધુળ લેઇને પેલી સાધરી ઉપર નાંખેછે, અને મ્હોડે થોડું બડબડેછે, અને સાધરી નીચે નમાવેછે એટલે માંહીથી તડાક લેઇને હાથો નિકળી પડે છે.

લોકો તો આવું કૌતક ભાળી ઘણાજ રાજી થાયછે, કે આ શો મંત્ર ભાઇ! પેલો આદમી અને વાદી બે જણા મથ્યા તોપણ જરા હાથો ડગ્યો નહિ, અને હવે એની મેળે નિકળી પડ્યો માટે આ વાદીના મંત્ર માંતો મણા નથી. હવે એ સાધરીનું કપટ ઉઘાડું કરૂં છું.

એ સાધરી જ્યારે સુથારને ઘેર કરાવે છે ત્યારે એમાં એક ખીલી મરાવેછે, તે ખીલી એવી રીતની હોયછે જે હાથો નીચો રહેછે એટલે નિકળી જાયછે; અને હાથો ઉંચો અને સાધરી હેઠી રહેછે, એટલે કળ બેસે છે, પછી તાણવાથી પણ નથી નિકળતો.

માટે સાધરી ઘડનાર સુથારની એ કારીગરીછે, પણ એમાં કાંઇ બીજી બાબત નથી, અને મંત્રે કરીને એમ થાય એવું કોઇ દિવસ કોઇ એ સમજવું નહિ.

જો એ સાધરીનું કપટ જોવું હોય તો એ સાધરી પોતાની પાસે માગી લેઇને, પછી તેને ઉંચ્ચા નીચ્ચા કરી જોતાં તરત હાથો નિકળી જશે, અને હાથો નિકળે એટલે એ હાથાને સંભાળીશું તો તરત એમાં ઘાર પડેલો અને ખીલી બેસવાનું છીદ્ર જણાશે, એમાં શક નથી.



# ખેલ ૫૬ મો*

## ભુવા લોકો ધુણાવેછે એ વિશે.

કેટલીક સ્ત્રીઓને વહેમ હોય છે તથા કેટલીક તો પાખંડી હોય છે તેમને જાણી જોઇને ધુણવાનું મન થાયછે, અને કેટલાએક પુરૂષોને પણ વહેમ થાયછે અથવા વાયુનો રોગ થાયછે, તે રોગ રતનાગર નામે વેદકનો એક મોટો ગ્રંથ છે તેમાં ૧૬૯ જાતના સનીપાત ગણાવ્યાછે તે સનીપાતનાં જુદાં જુદાં લક્ષણો છે, કોઇક સનીપાતમાં માણસ આખો દિવસ ને રાત ગાયાંજ કરેછે, અને ખાવા પીવાનું કાંઇ ભાન રહેતું નથી. કોઇક સનીપાતમાં માણસ રોયાંજ કરેછે, અને બીજી વાતની કશી ખબર રહેતી નથી. કેટલાક સનીપાતમાં માણસ નાગુ થઇને નાચતું ફરે છે અને દુનિયાંથી છેક જુદી રીતે વરતે છે, એવા રોગવાળા માણસોને ભુવા લોકો ડેરાં વળગેલાંછે એવું ઠરાવી બેસેછે.

કેટલીક બાયડીયો તો જાણી જાણીને ધુણેછે. કારણ કે એ બાયડીઓને સારૂં સારૂં ખાવાનું જોઇતું હોય, અને દેરાણી, જેઠાણી, નણદી, સાસુ વગેરેની બીકથી કાંઇ છાનેમાને ખવાય નહિ, ત્યારે ઢોંગ લેઇને બેશેછે, કે મારા શરીરમાં શીકોતરંછે.

એ ઢોંગ કરનારને એનો ફાયદો સારો મળેછે તે શો મળે છે તો એ બાયડી સુઇ રહેછે, તો ઘરના લોકો કહેશે છો સુઇ રહી એનું શરીર ભારે થયું હશે. એમ કહીને એની પાસે કોઇ કામ કરાવતું નથી.

ઘરમાંથી કાંઇ વસ્તુ છાનેમાને ખાય છે, અને કદાપી ચોરી પકડવામાં આવેછે તોપણ એવો અર્થ નિકળે છે, કે એ બિચારી બાયડી તો કાંઇ ખાય તેવી નથી; પણ શું કરે એના શરીરમાં શીકોતર છે તે ખાઇ જાય છે, એવી એવી રીતે એ ઢોંગવાળી બાયડીને ઘણો ફાયદો થાય છે.

પણ જેનો આદમી બાયલો હોય છે અથવા ગાંડીઆ સરખો હોય છે, એની બાયડી એવો ઢોંગ કરીને ધુણે છે, પણ બીજાની ધુણવી નથી.

આપણા લોકમાં ઘણું કરીને એવો ચાલછે, કે કોઇ માણસ માંદુ થાય છે, એટલે તેના ઉપર અક્ષત ઉતારીને ભુવા વગેરેને દેખાડેછે. દાણા જોનાર લોકો જેમ મળતું આવે એ રીત બોલેછે, એટલે ઘર ધણીના મનમાં અ-દલ નિશ્ચે થાયછે, કે ખરેખરી વાત મળતી આવે છે. માટે આ દાણો જોનાર તો પરમેશ્વર જેવોછે, પણ એવું નથી સમજતો જે આ કંબ-ખતની પાસે આવ્યો છું, એજ મોટી ભુલ ખાધી છે.

હવે દાણા જોનાર પ્રથમ તો માંદા માણસનું નામ પુછે છે, તથા તે ક્યારે માંદો થએલો એ વગેરે ઘણી ઘણી તપાસ કરી લેછે અને જેમ મળતું આવે તેમ બોલીને કહેછે, કે આના શરીરમાંતો કહેવાનું છે. માટે મર્લુ કામ છે તથી ફલાણા વાઘરીને કે ફલાણા ભુવાને બોલાવીને ઘરમા ડાકલા બેસારો, એટલે ધુણીધુણીને ચોખ્ખું થશે.

ભુવા લોકો અને દાણા જોનારા જતી વગેરે લોકોને સેયારૂ હોય છે, જેમ વૈદ અને ગાંધીને સેયારૂં હોયછે એ રીતે, માટે એ દાણા જોનારો મોટો આભલા જેવડો વહેમ ઠોકી બેસારે છે.

પછી પેલો વહેમી માણસ જતીના કહેવાથી ભુવાની પાસે જાયછે, ત્યા-રે ભુવો પણ વાચા વધાવા જોઇને કહેછે કે ખરેખરૂં, કારણ (ભુત) છે.

ભુવો—આજ કાલ કરતાં ત્રણ વરસ થઇ ગયાં તોયે તમો જોત્યા નહિ માટે તમારી ભુલ તમને નડી હવેતો કારણનો સારી પેરે જમાવ થયો છે. તમારી દીકરી જમવા ગઇ હતી ત્યાંથી આવતે ઠેસ વાગી, અને તે ઠેસ વાગતાં જરા ઝબકી ત્યાંથી તરત આંબલીવાળો જંન વળગ્યો છે, હવે તો જીવ લીધે છુટકો થવાનો.

પેલો દાણા દેખાડનાર તો બાપડો રોવા જેવો થઇ જાય છે, જીવ-લીધે છુટકો થશે, એવું દાણામાં તો બોલે છે, માટે રખેને જીવ

આવે નહિ, એવું ધારીને ભુવાના પગમાં પાઘડી મુકીને પેલા ઘરધણી બોલેછે—ભાઇ સાહેબ જાણે આટલી છોડીને તમે જીવાડી, અને હું જીવીશ ત્યાં સુધી તમારો ઉપકાર ભુલીશ નહિ. માટે પાંચ રૂપીઆ ખરચ થશે તો જખ મારીને કરીશું, પણ આટલું કામ તો હાથ લીધાવિના નહિ ચાલે.

ભુવો—જ્યાંસુધી દેહીમાં જનછે ત્યાંસુધી છોડી પણ સાજી નહિ રહે, અને તમારૂં ઘર પણ રગડાશે, માટે હું નહિતો મારો ભાઇ, ગમે તેની પાસે પણ આ જન તો કહડાવજો. માટે નહિ કહડાવોતો મારા બાપનું શું જવાનુંછે? હુંતો તમારા વાસ્તે કહુંછું. હવે જો મારે હાથે કહડાવાનો વિચાર હોયતો સાંભળો! આશરે વીશ રૂપીઆ ખરચ થશે પણ તમારા ઘરમાંથી વળગણ માત્ર કહાડીને ઘર ચોખ્ખું કરી આપું, અને શીસામાં ઉતારીને ભુંઇમાં ઓદી ઘાલું.

ઘરધણી—હાહાહાહા. એટલુંજ કામછે તો, રૂપીઆ ગધેડીનાનો શો ભારછે, રૂપીઆને માણસ પેદા કરેછે; પણ કાંઇ માણસને રૂપીઓ પેદા કરતો નથી. માટે શો શો સામાન જોઇએ, તે મને લખાવો, હું સામાન લેઇનેજ ઘેર જાઉ, અને આજ મંગળવારછે માટે સાંજે ડાકલુ બેસારો.

ભુવો—સામાનનો શો મળો? એક હજાર રૂપીઆનો સામાન હોય તોએ ઓછો પડે, એતો દેવના કામમાં શું ન જોઇએ? સાંભળો!

| | | |
|---|---|---|
| ૧ પહેરવાનું લુગડું. | ૭ ટોપરાની કાચલીઓ. | ૩ કપડાં.(૨ રાતાં ૧ પીળું). |
| ૭ શ્રીફળ પાણીઆં. | ૭ દારૂના શીસા (વાઘરી લોકોને) પીવા. | શેર ૧। ખાંડ. |
| ૭ ગજ ચાદરપાટ. | | શેર ૧। ખારેકો. |
| ૨૧ હરમાનની મળી. | શેર ૧। સિંદુર. | બત્રીસો ધુપ. |
| ૭ મરચાં, ડુંગરપરી. | શેર ૧૦। ચોખા. | પાકુ તેલ નવટાંક. |
| ૫૦ પાન. | શેર પા સુખડી. | શે. રાની પુરીઓ. |

૩ ધજાઓ. ઘેર રાા ની વડી.
૧ ચંદરવો મશરૂનો. ઘેર રાા ના ખાકળા.

તમ ગરીબછો માટે એટલે સામાને ચલાવીએ છીએ, અને જોજો હો પેલા રૂ૨૦) તો નગદ રોકડા જોઇશે. હવે ઉઠો પેલો સામાન તેયાર કરો અને લાવો રૂ૫) ખાનાના, ખાનું લીધા વગર અમ કોઇનું કામ કરતા નથી.

પછી પેલી છોડીનાં માબાપ બાપડાં ગરીબ હોય છે, તોપણ વહાલામાં વહાલી જણુસ કોઇને ઘેર મુકીને એ ઉપર રૂ ૩૦) ઉપાડે છે, તેમાંથી સામાન લાવેછે અને બીજા રૂપીઆ રોકડા ભુવાને આપવા રાખે છે, અને ઘરમાં તો જઇ એકની સેલડી જોઇતી હોય તો છોકરાં આઠ દહાડા રૂવે પણ પૈસો શેનો થાયછે? એવી વખત હોય છે.

જો બીજી વરણ હોય તો પોતાને ઘેર ડાકલું મંડાવે છે, અને બ્રાહ્મણ કે વાણિયો એવી ઉત્તમ વરણ હોય છે તો ભુવાને ઘેર માંદા માણસને સામે પગલે લેઇ જાય છે. ભુવાને ઘેર પણ ચંદરવો, પડદા અને દીવા તથા ધુપ ધુંવાડી એવો ઢોંગ કરી રાખેલો હોયછે, ત્યાં પેલી છોડીને તેડી જાય છે, સાથે એ છોડીનાં માવિત્ર તથા એના ભાઇ ભોજાઇ હોય છે તે પણ જાયછે. એ ડાકલાનું કામ રાત્રીએ કરે છે.

એક પાટલો મુકેછે તે પાટલા ઉપરે થોડાક અડદના દાણા અને દીવો કરીને મુકેછે, એ પાટલાને જઇને પેલી છોડી હાથ જોડીને પગે લાગીને પલાંઠીવાળીને બેસેછે, પછી ભુવો પરસાદી આપેછે, લ્યો બહેન આ માતાજીની પરસાદી ચોખી બ્રાહ્મણિયાં છે તે ખાઓ. મોટા મોટા નાગર લોકો પણ અમારી પરસાદી ખાયછે, અમારી માતા તો બ્રાહ્મણીછે, એને કાંઇ પાડો નથી ખપતો. પેલી બાઇને પરસાદી આપી એમાં થોડીક માજમ હોયછે, અથવા ધંતુરાનાં ચાર પાંચ બીજ એ પરસાદીમાં વાટીને નાખેલા હોયછે, પછી ઓરડામાં ડાકલુ લેઇને બે ચાર ભુવા બેસેછે, આગળ બે ચાર દીવા ઝગઝગઝગઝગ બળેછે. તે ઠેકાણે ભુવો ગાય છે.

તેના બોલ નીચે લખ્યુછું.

એ જલડીનીરે માતા બાધી તું મળી, મરેરેરેરે, મને તારો ભરૂસો ભરપૂર, આવે ઉત્તારમાંથી એકલી. ૧॥ સાગીજ પેરનું શુરરે ઝટપટ આવે ઝાંપડી, હોહોહોહોહોહો. એમ કહિને ડાકલુ વગાડેછે, દોરો ખીંચી ઝાલે છે એટલે દુંગદુંગદુંગદુંગ બોલેછે, અને દોરો ઢીલો મુકે છે એટલે ધુહ ધુહ ધુહ બોલેછે.

એવી એવી બેચાર સાખિઓ બોલે છે એટલે પેલી બાઇ મુળ તો વાયુના રોગ વાળીછે અને વળી મહાજમની કેફ આવી એટલે વાયુ ઉ-પડેછે, તેથી એનો જીવ ઠેકાણે રહેતો નથી, પછી શરીર હાલવા માંડે છે, અને વળી એમ છે, કે એ ડાકલાનુ વાજુ સુરનું છે, તે કોઇ સાજો આદમી હોય ને બે ઘડી ડાકલુ વાગે તેની પાસે બેસે, તો એનું શરીર પણ જરા જરા હાલી જાય, તો પેલી બાઇ ધુણે એમાં શી નવાઇ!

હવે પેલી છોડીનું કાળજુ ઠેકાણે નથી માટે નજરમાં આવે એમ લવે છે, તેથી એના માવિતરને ખચીત ખાત્રી થાયછે, કે મારી છોડીને આંબલીમાંથી ભુત વળગ્યું છે, જેમ ઊંઘેલું માણસ ગમે તેમ ઊંઘમાં લવે છે, એ રીતે એ છોડી બેભાન થઇને લવેછે.

પછી કોઇ મુવેલા માણસનું નામ દેછે, કે હું ફલાણો ભુત છું, અને હું ફલાણી ડાકેણછું; હું આ છોડીનો જીવ લેવા આવીછું, એવું એવું એ છોડી વેહેમમા બોલેછે. પણ બીચારી કાંઇ તોફાન કરતી નથી, એ-વા ઘરના માણસોએ ભુત ઠરાવ્યું, એટલે એ પણ શું કરે! પણ એ છોડી બાપડી કાંઇ નથી જાણતી કે હું આ શો લવારો કરૂછું, અને મારા બાપને શીદ ખરચ કરાવુંછું, એટલી સમજ એનામાં હોતી નથી.

વગર ભણેલી સ્ત્રીઓ વહેમમાં ભરાય એમાં નવાઇ નથીજ, શા-માટે તો ભણેલા આદમીઓ પણ ચાર પગાની પંગતીમા ભળે એવા ઘ-ણાય છે તો એતો અબળા જાતી છે.

એ રીતે આખી રાત ધુણાવે છે પછી ધુણતે ધુણતે થાકે એટલે હા-રીને ધુણવું પડ્યું મેલેછે, પછી ભુવા લોકો બોલેછે, આ ભુત હવે ગયું. બીચારા ગરીબ માણસના ઘરમાં એટલું ખરચ કરાવ્યું, તેમાંથી બે ચાર રૂપીઆની મતા પેલા દાણા જોનારા ગોરજી હતા, તેને ભુવા આપેછે. પેલો સામાન જે મગાવ્યો હતો તે તમામ માતાના દીવા આગળ મુકીને ભુવો ઉઠાવી લેછે, પછી પેલી બાઇ અને એનાં માવિતર ઘેર જાયછે.

હવે પેલી છોડી પણ વહેમી હોયછે માટે રાત વરત એ ભુવાને ઘેર જાય છે અને કહે છે, કે મારી સાસુને મારે ઉભાં રહે બનતું નથી માટે મારી સાસુ વઢે નહિ, એવો એક દોરો કરી આપો. પછી ભુવો બોલેછે, દોરો કરૂં પણ રૂપીઆ સવાપાંચ ખરચ થશે, માટે પઇસા લાવે તો હાલ કરી આપું, પછી પેલી છોડી પોતાની પાસે કાંઇ દા-ગીનો હોય તે કાઢી આપેછે, અને કહેછે કે ભાઇ સાહેબ ખુબ મંત્ર ભણીને મને એક જંતર કરી આપો. એ જંતર હું મારા માદળીઆમાં ઘલાવીશ જેથી મારી સાસુને ને મારે રાગ ચાલે.

ભુવો એક દોરો કે ચીઠ્ઠી કરી આપેછે અને પાંચસાત રૂપીઆનો કાંક દાગીનો પચાવી પડે છે. પેલી છોડી માવિતરને કહે છે, કે મેંતો ફલાણી જણસ ખોઇ, પેલા માવિતર બે ઘડી પશ્ચાતાપ કરીને રહેછે અને છોડી મનમાં સમજીને રહે છે, જે મારે હાથે કરીને હું આપી આવીછું.

એવી એવી રીતે ધુણાવાના ઢોંગ ચાલ્યા જાય છે, પણ હમણા એવા ઢોંગનું બળ કાંઇક ઘટતું જાય છે ખરૂં.



# ખેલ ૫૭ મો.*

## ડાભડીમાંથી ગંજીફાનું પતું ઊડાવવા વિશે.

એક લાકડાની ડાભડી વાદી લોકો બજારેથીને ઘેર જઈને ઉતરાવેછે. તે ડાભડીને બે તરફ ઢાંકણા હોય છે, અને વચ્ચેથી પડદો હોય છે. એ ડાભડીને સારે રંગે કરીને રૂપાળી ચીતરાવે છે. તે ડાભડીને ખાંના બે હોય છે, તેમાં પરાયા આદમીની પાસે ગંજીફાનું પત્તું એક નખાવે છે, તે નાંખનારા આદમીને બાજીગર ચેતાવેછે, કે જોજો ભાઇ બરાબર સરત રાખીને નાંખજો, ભુલી જતા નહિ, શાથી જે મારા મંત્રથી હમણા એ પતું ઉડી જશે. ત્યારે સઉ લોકો પેલા પત્તા સામી નજર રાખેછે, કે જોઇએ તો ખરા, આપણે હાથે પત્તું નંખા યુંછે, અને ઉપર ઢાંકણું દીધુંછે. હવે એ પત્તું શી રીતે ઉડે છે?

પછી પેલા વાદી લોકોને પુછેછે. ભાઇઓ! પત્તું કેવા રંગનુંછે, ને જેવા રંગનું પત્તુ હોય એ રંગની નીશાની રાખજો, ત્યારે લોકો નીશાની રાખેછે. પછી પેલો બાજીગર કહેછે જા, જા, જા, જા, ઇસમસે મેરે મંત્રસે પત્તા ઉડજા, એમ કહિને ઢાંકણું ઢાંક્યું હોયછે તે લોકોને ઉઘાડીને દેખાડેછે. પછી કહે છે જુઓ અબ પત્તા કહાં ગયા? એમ કહીને સર્વેને ખાલી ડાભડી દેખાડેછે. તેમાં પત્તું બતું મળે નહિ.

જોનારા લોકો તો વિસ્મય પામી જાયછે કે આતે શું થયું? પત્તું ક્યાં ગયું? આપણ સર્વે જોઇ રહ્યા છીએ એમાં હાથ ઘાલીને કાઢી લીધું પણ નથી, તથા એ આદમી ઉઠીને પણ કહિં ગયો નથી, અને આટલામાંથી ક્યાં ગયું?

વળી કોઇ બીજો બોલેછે અલ્યા ભાઇ રહો હું ડાભડી જોઇ આવું જઇને ડાભડી જુએછે તો ખાલીખમ ભાળીને પાછો બોલેછે—અલ્યા ભાઇ આતો જેમ ઉંટના શીંગડાં ગયાં તેમ ડાભડીમાંથી પત્તું ઉડી ગયું.

તમાસગીર બોલે છે અરે પતું ગયું ગયું શું કરોછો, જુવો હમણાં પતું આવે છે, લોક એવું સાંભળીને બોલેછે, ત્યારે તારી પાસે હશે, નહિતો ક્યાંથી આપીશ? એટલે તમાસગીર બોલે છે અરે ભાઇ એ એ પતુંતો હાલ ગીરનારની ગુફામાં જઇને પડ્યું છે, પણ દેવતાનું કામ દેવતા કરશે એમાં શી નવાઇ છે.

એમ કહિને પેલું પતું વચલા પડમાં નાંખ્યું હતું તે પાછું ડાભડીના ઉપરના પડમાં મુકીને સર્વેને કહે છે, જુઓ આ પતું કે બીજું? પછી પતું દેખીને લોકો ઘણા ખુશી થાય છે, કે રંગછે બાજીગરને, કે આટલા માણસ જોતાં પતું ઉડાવ્યું, વળી પાછું હતું ત્યાંને ત્યાં આવ્યું, એટલામાં વળી કોઇ પંચાતિયું માણસ બોલે છે, અરે એતો આપણી નજર બાંધી છે, માટે આપણે ભાળ્યું નહિ, નીકર પતું તો એ ડાભડી માંજ હશે. હવે એ પતું ઉડાવવાની રીત ઉઘાડી થાય છે.

ડાભડી એકજ છે પણ તેને ઢાંકણાં બે છે ને એ ડાભડી પોલી છે તેની વચ્ચે પડ છે, ને પતું નાખતી વેળા ડાભડી અવળી કરી હતી, અને પતું જે વેળા એણે કહાડ્યું, ત્યારે સવળી કરી નાંખી, માટે એ ડાભડી ઉલટ સુલટ કરવાની જુગતીછે, પણ બીજા મંત્ર નથી, જે બેલનો અંત આવેછે ત્યાં મંત્ર બોટા છે એવું વારમવાર લાવવાનું કારણ એછે જે, કોક વહેમી લોક એકજ બેલ વાંચે અને સાંભળે તોપણ જરા કાન ઉઘડે તો સારૂ એટલા માટે ઉપર પ્રમાણે આવે છે.



## ખેલ ૫૮ મો*

## જમીન ઉપરથી સોપારીનાં શાડચાં ઉડાવવા વિશે.

કોઇ ઠેકાણે ચાર પાંચ આદમી બેઠા હોય છે ત્યાં જઇને જાદુગર

માણસ પોતાનો વાટવો કહાડે છે, અને પછીથી પાન, સોપારી, લવીંગ, ઇલાયચી લોકોને ખવારેછે, એવામાં કોઇ માણસ બોલી ઉઠે છે કે વાહ વાહ! સોપારી તો કેળ દેખાય છે.

વહેમી—લાલભટ કોઇ દહાડો અમને તો તમે કાંઇ ખેલ કરી દેખાડ્યો નહી, ભલા અમે પણ શું જાણીશું. જે, લાલભટ અમારી પોળમાં પધારયા હતા.

મનીબાઇ વાટ જોઇને રહ્યાં હોય, અને વળી દુધ દેખાડીએ તો કેવાં પુછડી ટપટપાવતાં દોડ્યાં આવે છે, એ રીતે થયું, તો લાલભટ બિચારાજીવ વાટ જોતા હતા, કે આપણને કોઇ બોલાવે, તો તેને સિદ્ધાઇ બતાવીએ એવામાં તો વેમી ભાઇએ વખાણ્યા, એટલે લાલભટ તો ફુલીને બંમ થયા.

લાલભટ—અલ્યા શેઠીઆ! તારે અંબાના લાલનો ખેલ જોવોછે? બેશ બેશ અકળાઇશ નહી, અંબા સરવેનું સારૂં કરશે. એમ કહેતે કે સોપારીના ફાડચાં ચાર વાટવામાંથી કહાડ્યાં અને લોકોને દેખાડ્યાં, અને કહ્યું અલ્યા ભાઇઓ! આ સોપારીનાં ફાડચાં કેટલાં છે? ત્યારે કોક બોલી ઉઠે છે, કે ચાર છે, ત્યારે લાલભટ બોલ્યા કે આ ચારે હાથ હાથને છેટે ચતાં મુકો જોઇએ.

પછી પેલાં ચાર ફાડચાં હાથ હાથને છેટે ચોખંડાં મુકયાં ત્યારે પછી લાલભટ બોલ્યા જુઓ મારા હાથમાં કાંઇછે, એમ કહીને પોતાના હાથ ખંખેરીને સઉ લોકને બતાવે છે. પછી કહે છે, કે જુઓ! જુઓ! એક એકમાં ઉડીને આવશે. પછી તે ફાડચાં ઉપર લાલભટ પોતાના હાથ ઢાંકેછે, અને ઉપર ફુંક મારેછે, એટલે એક ફાડિયું હોય છે, તે બે ભળા થઇ જાય છે. વળી બીજે ઠેરે પણ એક ફાડચામાં બીજું ભળીને બે થઇ જાય છે.

ચાર ઠેકાણે ચાર ફાડચાં હતાં પણ આતો બે ઠેકાણે થઇને ચાર

થઇ ગયાં, બબે ભેગાં થઇ ગયાં, એ જોઇને લોકોને ભ્રમ ઉપજે છે કે, આતો વીરવિદ્યા વિના આવી વાત હોય નહીં.

વળી એ ફાડચાં ઉપર હાથ મુકયા એટલે ચાર ખુણે ચાર કરી આપ્યાં, એટલે તો ખરેખરો ભાર પડી ગયો, કે આતો આગીઆ વેતાળનું કામ હશે, જેમ વિક્રમરાજાને આગીઓ પ્રસન્ન હતો તે જે કરવું હોય તે રાજાનું કામ કરી જતો, માટે લાલભટના ખેલમાં અને વિક્રમની વાતમાં કાંઇ ઝાઝો ફેર નથી. એ ફાડચાં ઉડવાનું કારણ નીચે લખ્યું છું.

જ્યારે વાટવામાંથી સોપારીનાં ફાડચાં ચાર લીધાં ત્યારે તેની જોડે પાંચમું ફાડચું પણ લાલભટે લીધું હતું પણ તે ફાડચું હાથેળીના ખેવડમાં દબાવી રાખ્યું હતું. માટે બે હાથ પેલી સોપારીનાં બે ફાડચાં ઉપર ઢાંકયા ત્યારે જે હાથમાં ઝાલેલું એક ફાડચું હતું તે પેલાં ફાડચાં ભેળું મુકયું, એટલે એ બે થયાં, અને જે એક ફાડચું ભુંઇ ઉપર હતું એના ઉપર હાથ ઢાંકયો, એ વખત એ ફાડચું એ હાથની હાથેળીના ખેવડમાં લેઇ લીધું. એટલે એવું દેખાણું કે જાણે બે હાથ તળેનાં ફાડચાં મંત્રથી ભેગાં થઇ ગયાં, એ રીતે બીજીવાર કરયું, એટલે બબે ફાડચાં થઇ ગયાં અને એક ફાડચું પાંચમું વધ્યું તે હાથેળીના ખેવડમાં રહ્યું.

ફરીને પણ એ ફાડચું હાથેળીમાંથી ભુંઇ મુકયું, તેમજ બે ભેગાં હતાં તેમાંથી એક ફાડચું ઉડાવ્યું, એ રીતે બે વાર કરયું એટલે પાછાં ચાર ફાડચાં જુદાં જુદાં થઇ ગયાં, અને એક ફાડચું હાથેળીની ખેવડમાં રહ્યું. એ રીતે હાથની ચાળવણી છે, પણ વહેમી લોકો આવી બાબત ઉપર જાદુ ઠરાવે છે, તે જુઠી વાત છે, જેમ ફાડચાં ઉડાવ્યાં એમ બીજી વસ્તુ પણ ઉડી શકે છે.



# ખેલ ૫૯ મો.*

## લવીંગ તથા ઈલાયચી કહાડવા વિશે.

કોઇ બાજીગરને દેખીને બે ચાર જણા વિચાર કરીને બોલાવે છે, ભાઇસાહેબ એક ફેરો લવીંગ, ઇલાયચી તો ખવરાવો, ત્યારે બાજીગર બોલે છે—કહોતો એક ખોબો કહાડું, કહોતો પાંચશેર કહાડી આપું, કહો તો દશશેર કહાડી આપું, કહોતો અહીંઆં એક ઢગલો કરી નાંખું, એવું સાંભળી પેલા લોક બોલે છે—નાના અમારે એવડી બધી ખપ નથી, આપણે તો એક ખોબો ભરી આપશો એટલે ઘણુંએ છે.

પછી બાજીગર પોતાની પાસે એક શેલું, શાલ, કે અંગવસ્ત્ર રાખે છે, તે અંગવસ્ત્રને પેલા પરાઆ આદમીના હાથ ઉપર નાંખીને પેલા આદમીને કહે છે, કે તમારો ખોબો ધરો, એટલે એ માણસ બે હાથે ખોબો વાળીને ધરી રહે છે.

પછી પેલો જાદુગર પેલા વસ્ત્રમાં બે હાથ ઘાલીને બોલે છે, કે હે જોગમાયા આવજે, બાનાની લાજ રાખજે મારી મા! એમ કહીને પોતાના બે હાથ, પેલા આદમીના ખોબામાં મુકીને કહેછે, આઓ, આઓ એમ કહીને પેલાના હાથમાં પોતાના હાથ પછાડે છે, અને પછી લુગડું ઉઘાડે છે, જુઓ! જુઓ! કાંઇ આવ્યું? પછી પેલા લોકો બોલેછે ના ભાઇ ના! કાંઇ નથી આવ્યું.

વળી પાછું હાથ ઉપર લુગડું ઓઢાડેછે, ને કહેછે જોજો આવેછે એ આવ્યું, એ આવ્યું એમ કરતોને ઢબ લઇને ખોબામાં લવીંગ અને ઇલાયચી નાંખી દેછે, લુગડું ઉપરથી લીધું તો ખાસાં તાજાં લવાંગ અને ઇલાયચી; પણ મનમાન્યા તે ખોબો ભરાઇને રહે છે.

પછી લુગડું હોયછે તે હાથ ઉપરથી લઇ લેછે, અને બાજીગર બોલે

છે. આ એક ઓબામાં શું ભારે કામ હતું, પણ વડોદરામાં સરકારની આગળ સવામણ લવીંગ કહાડયાં હતાં એ પણ હુંજ કે નહીં?

જોનારા તો દંગ થઇ જાયછે, કે સવામણ લવીંગ શી રીત કહાડયાં હશે? પછી વળી કોક બીજો માણસ બોલેછે—અરે જેની પાસે વીરસાધન હોય એને તે શી ઓટ? એવી એવી વાતોના તડાકા ચાલી રહે છે. હવે લવીંગ કયાંથી કહાડયાં તેની રીત લખુંછું.

પોતાની પાસે એક કોથળીમાં લવીંગ તથા ઇલાયચી રાખે છે, તે પોતાના ધુંજામાં રાખે છે, અથવા બગલમાં રાખે છે, અથવા પોતાનો સાગ્રીત હોય એની પાસે રખાવે છે. પછી પેલું લુગડું હાથ ઉપર ઢાંકીને પોતાના બે હાથ લુગડામાં ઘાલે છે, એ વખતે એક હાથ લુગડામાં રહે છે, અને બીજે હાથે એ કોથળી જયાં હોય ત્યાંથી લેઇને પેલાના ઓબામાં ઠાલવેછે. કદાપી પોતાની પાસે ન હોય તો પછવાડેથી પગ વચે થઇને પોતાનો સાગ્રીત લવીંગની કોથળી બસેડી મુકે છે, માટે નજર ચુકાવવાની કળા એ લોકમાં બહુજ હોય છે. કે પડાક લેઇને ગમે તેવા ચંચળની નજર પણ ચુકવે છે.



# ખેલ ૬૦ મો*

## ગંજીફાનું પતું ધારેલું કહાડવા વિશે.

ગંજીફો ૯૬) પત્તાંનો થાય છે, અને બીજો ગંજીફો ઇંગ્રેજ લોકોએ કર્યોછે તેનાં ૫૨) પત્તાંછે, તે ગંજીફો રાણી સાહેબનો કહેવાયછે. એ બંને ગંજીફામાંથી ગમે તે ગંજીફાનાં જથાબંધ પત્તાં લેવાં, પછી હાથમાં થોકની થોક લેઇ સૌ લોકોના સામી ધરવી, અને આપણી છાતી આગળ હાથ ધરીને તે હાથમાંથી એ ગંજીફાનાં પત્તાં થોડે થોડે હેઠાં પાડવાં, અને

સામાં માણસોને કહેવું, કે તમે મારા હાથમાંનું ગમે તે પત્તું ધારો, હું કહિ આપીશ, એમ કહિને પછી આપણા હાથ સામું જોવું નહિ, એટલે આપણો હાથ પેલા લોકોના સામો ધર્યો હોય તેમાંથી અરધાંપરધાં પત્તાં તો હેઠે પાડી નાંખ્યાંછે, અને જે હાથમાં પત્તાં છે તેમાનું એક પત્તું પેલા લોકો ધારે છે, એટલે વળી પત્તું ધારનારને કહેવું જે, હું બધાંએ પત્તાં શેળભેળ કરૂંછું, જોજો બરાબર નીશાની રાખજો, ભુલશો નહિ, એવી રીતે ચેતાવવા.

પછી પેલાં હેઠાં પડેલાં પત્તાં છે તેને આપણા હાથમાંને હાથમાં પેલાં રહેલાં પત્તાંના ભેગાં કરવાં, સઘળાં એકઠાં થાય એટલે પછે તે પત્તાંને પાછાં ઓપવાં, પછી સહુ લોકોને કહિયે જે જુઓ બે ચારવાર ઓપ્યાં ખરાં! હવે તમારૂં ધારેલું પત્તું કહાડી આપું, ત્યારે લોક હશીને બોલે છે, જે લ્યો કહાડી આપો જોઇએ.

પછી પેલાં પત્તાં કહાડતાં, ધારેલું પત્તું હાથમાં આવીને ઊભુ રહે છે અને સહુ લોકોને દેખાડે છે, તો તેજ પત્તું આવેલું હોયછે લોકો તો જોઇને વિસ્મે પામે છે, કે જે રંગનું પત્તું આપણે ધાર્યું હતું તેજ પત્તું શોધી કહાડયું, માટે કાંઇક મંત્રવિદ્યાનો આધાર છે ખરો. નીકર જાદુ વિના એ પત્તું કેનો બાપછે જે ઓળી કહાડે? એવી એવી વાતો કરીને આશ્ચર્ય પામે છે. હવે એ પત્તું ઓળી કહાડવાની કળા દેખાડુંછું.

જે વેળા હાથમાંથી થોડાંઘણાં પત્તાં પડી ગયાં, અને સામાવાળે એક પત્તું ધારયું, તેજ વેળા ભુંઇ પડેલું પત્તું મનમાં ઓળખી રાખીને પાછું હાથમાં મુકવું, તે પેલું પત્તુ ધારેલુંછે તેના ઉપર મુકવું. પછી ગમે તેમ પત્તાં ચારચાર પાંચપાંચ ભેગાં લેઇ લેઇને શેળ ભેળ કરી દેવાં અને ઓપવાં, ઓપી રહ્યા પછી હાથમાંથી ઓળખી ઓળખીને એકેએક હેઠાં નાંખવાં, એમ નાંખતે નાંખતે પેલું આપણે ધારયું હતું એ પત્તું આવે એટલે આપણને ખબર છેજ કે આ પત્તાં નીચે જે પત્તુંછે તે પત્તું સામા

વાજો ધારેલુંછે, એવી રીત નીચાની રાખવાથી પત્તું પારેલું કાઢી શકાય છે. એજ રીત છે એમા મંત્ર કે જાદુ નથી.



# ખેલ ૬૧ મો*

## કાગળની કડાઈમાં ભજીઆં તળવા વિશે.

બાજીગર લોક જ્યારે રમવા આવેછે, ત્યારે પોતાની પાસે એક કાગળની કડાઇ રાખેછે, પછી જે ઠેકાણે રમવાનું હોયછે ત્યા તે કડાઇને કાઢેછે, પછી જંબુરાને બોલાવે છે. અબે જંબુરા! ત્યારે જંબુરો બોલેછે અબે કયા કહેતા હે! એટલે પછી વાદી બોલેછે, દેખબે આ કાગદકી કડાઇ હે, ઉસમે કહે તો ખીચડી પકાઉં, ઓર લપસી પકાઉં, ઓર કહે તો ચાવલ પકાઉં; ઓર તેરે જો ખાણા ખાણેકા દીલ હોય સો ખાણા પકાયદું. એટલે જંબુરો બોલેછે, મેરેકું તો ગરમગરમ ભજીએ પકાયદો તો મેં ખાઉંગા.

પછી પેલો ત્રણ ઇંટો લેઇને એક ચુલો કરેછે, તે ચુલા ઉપર પેલા કાગળની કડાઇમાં તેલ ભરીને ચઢાવેછે, પછે નીચે એક બાથરાંમાં દેવતા મંગાવીને પેલો જંબુરો સળગાવે છે, થોડાંક છોડીઆ પણ નીચે સળગાવીને મોટો ભડકો કરે છે.

પણ પેલી કાગળની કડાઇને લગારે ઇજા નથી આવતી, પછે પેલું તેલ ઉકળેછે તેમાં ભજીઆ, પુરીઓ વગેરે જે જે વસ્તુ કરવી હોયછે, તે સર્વ આજ એક કાગળની કડાઇમાં તળી શકાયછે, પણ કાગળની તાવડીને ઇજા આવતી નથી.

• તાવડીમાં તેલ કડકડકડકડ થાયછે એટલે એમાં ભજીયા તળીને જંબુરાને ખાવાને આપેછે, જંબુરો કુંદતો જાયછે અને ખાતો જાયછે.

આ ખેલ જોનારા લોકો બહુજ અચંબો પામેછે, કે આતે આ મંત્રથી મારા ભાઈ કાગળને ઇજા નથી આવતી અને બળીઆ તથી નાખ્યો, માટે આતો કામરૂદેશની વિદ્યા હશે એમાં શક નથી, પણ એ કામરૂદેશની વિદ્યા હું પ્રકાશ કરૂંછું તે જુઓ.

એક જાડો કાગળ લાવીને તેને કડાઈના આકારે લાઈ વડે ચોડેછે, પછી તે કાગળ જાડો થાયછે, તેના ઉપર સારીપેઠે તલ ચોપડેછે ને તે તેલના ઉપર રાખ ચોપડેછે, જેમ તપેલાને પાણીનો કોટવાળો કરે છે તેમ કાગળને પાણી ન અડકવું, તેને આ તેલનોજ કોટવાળો કરે છે.

પછી તે કડાઈમાં તેલ પુરીને તે કડાઈને ચુલા ઉપર ચઢાવે તો એક રજ માત્ર કાગળ બળતો નથી, એમાં કાંઈ મંત્ર નથી પણ તંત્ર છે તે બતાવેછે.

આ ખેલ જેને જોવો હોય તેઓએ પોતે કરી જોવો, સુખેથી થશે, બરોબર કરવો એમાં કાંઈ મુશ્કેલ નથી.



# ખેલ ૬૨ મો*

## ખાલી ચાખડીમાંથી અત્તરની શીશી કાઢવા વિશે.

બાજીગર પોતાની પાસે અત્તરની શીશી રાખીને કોઈને ઘેર જાય છે અને જ્યાં બે ચાર આદમી બેઠા હોયછે ત્યાં જઈને લોકોને પુછવા લાગેછે, કે આ સુગંધી ક્યાંથી આવેછે ? ત્યારે લોક જવાબ દેછે, કે અમારી પાસે તો સુગંધી આવે એવી વસ્તુ નથી, અને તમને શી રીતે સુગંધી આવી ?

બાજ—અલ્યાભાઈ કોઈના કાનમાં અત્તરનું પુમડું હશે તે સોડમ આવેછે. બીજા માણસો—ના ભાઈ અમારી પાસે તો અત્તરનાં પુમડાં નથી, તમારી પાસે હોય તો તમે જાણો.

પછી લાલ બાવો છે, જુઓ ભાઈઓ મારી પાસે તો કાંઈ નથી એમ કહીને પોતાના લુગડા બધાય ખંખેરીને દેખાડે છે, અને અંગરખાનું ખુજું તથા બાંહ્યો અને અંગવસ્ત્ર સુધાં સહુને દેખાડે છે. પછી ગમ્મ તે આદમીની પાઘડીમાંથી અત્તરની શીશી કાઢે છે, અને એ શીશીનો દાટો ઉઘાડેછે, એટલે મહ મહ મહ મહ સુગંધીના ઘાણ છૂટેછે, તે જોઈને પેલા લોકો તો દીગમુઢ થઈ જાય છે, કે આ અત્તરની શીશી ફલાણાની પાઘડીમાંથી નિકળી, માટે મંત્ર વિના આવો નકતો કોઈએ કર્યો છેઃ એમ કહીને એક એકના સામું જોયાં કરેછે.

લાલ બોલ્યા—કેમ છેઃ કહેતા હતા ને અમારી પાસે તો કાંઈ નથી, અને આ અત્તરની શીશી તો પાઘડીમાંથી નિકળી. માટે સારા માંણસ થઈ જુઠું બોલો છો, એમ કહિને લોકોને હસાડે છે. હવે એ શીશી શી રીતે નિકળી તે નીચે લખુંછું.

અત્તરની શીશી લાલે (લાલભટે) પોતાની પાસેજ રાખેલી હતી, પણ એવી રાખેલી હતી કે કોઈના દેખવામાં ન આવે, એ શીશી પોતાની પાઘડીના સેરા માંથે ઘાલેલી હતી, તે જ્યારે લુગડાં ખંખેરીને દેખાડી રહ્યા ત્યાર કેડે પોતાના હાથમાં એ શીશી લીધી, તે શીશી હાથેળીના ખેવડમાં રહે છે.

કદાપી કોઈ શીશી ગુંવાળી હોય, અને હાથમાંથી લપ્રી જાય એવી હોય તો એ શીશીને બાવળનો ગોટો ગુંદર પલાળીને એક તરફ અથવા ચારે તરફ ચોપડે છે, પછી સુકાય એટલે હાથમાં રહી શકે છે, માટે એ શીશી તો જાદુગરની પાંસેજ હતી, પણ હાથની ચાલાકીથી બીજાની પાઘડીમાંથી કહાડી.

આવા આવા ખેલ જોઈને બીચારા ભોળા લોક ગેથા ખાઈ જાય છે,(વખત ભોળાપણાને લીધે પાંચ પચીસ રૂપીઆ આપી બેસેછે,) પણ આ ચોપડી છપાઈને બહાર પડયાથી ઘણાજ લોકોને આનો ભાંજ

મળ્યા વગર નહિ રહે એવી મારી ઉમેદ છે, તે ઇશ્વરને કહુંછું, કે તે પુરી પાડજો.



# ખેલ ૬૩ મો.*

## કામઠા ઉપર લખટા ચડાવવા વિશે.

કોઇ પરદેશી વાદી લોકો વસ્તીમાં જ્યારે રમવા બેસે છે, ત્યારે નવી નવી જાતના ઘણા તમાસા કરે છે, તે કોઇ લોકોના કળ્યામાં આવતા નથી, અને હર કોઇના જાણવામાં પણ આવતા નથી. ભોળા લોકોતો એમ જાણેછે, કે એની પાસે નજરબંધીછે, તે ખેલ કરતાં કરતાં એક કામઠાનો ખેલ કરેછે, તે ખેલ જોવા જેવો સારો દેખાયછે, તે શું કરેછે, તો એક કામઠું પોતાની પાસે હોય છે, તે કામઠાને પણછ નથી હતી, અને પણછને બદલે સુતરની દોરીઓ ત્રણ ત્રણ આગળને છેટે બાંધી હોય છે, તેના ઉપર મોટા લીંબુ જેવડા અથવા નહાના બોર જેવડા લાકડાના ગોળ રંગીત લખ્ખટા એ કામઠાની દોરીઓ ઉપર મુકે છે. અને પછી ફેરફુદડી ખાતો જાયછે, અને હાથમાં કામઠું ઝાલી રાખેલું હોયછે. એ કામઠા ઉપર લખોટા પણ રહે છે, અને ફરતો જાય છે અને કહેતો જાયછે, કે ચલ ચલ તેરે ઘરકુ જાકર બેઠ, એવામાં એક લખોટો દોરી ઉપર દોડ્યો દોડ્યો જાયછે. વળી બોલાવેછે કે અબે લખ્ખટા ઇધર આવ, આવ, તોપણ એ લખોટા પાછો આવતો નથી, અને એટલી જગામાં ફેરફુદડી કામઠું હાથમાં ઝાલીને ફરતો જાયછે. જેમ ઢેડ લોક સુતરની ફાળકી ઉકેલતા ફરે છે, એ રીતે ફરતો જાય છે. પછી પોતાની કહેડમાંથી બીજો લખ્ખટો કહાડીને કહે છે, કે અબે લખ્ખટા! એ તેરા ભાઇ કામઠેકે સામ છેડેપર હે, તુંબી ઉંવા જાકર બેઠ, એમ કહીને એ લખ્ખટાને દોરી ઉપર

કરાવેછે, એટલે એ લખ્ખોટા પણ ખરખરખર દોરી ઉપર દોડયા જાય છે, અને પેલા પ્રથમના લખ્ખટા ભેળા મળી જાય છે.

વળી ત્રીજાને કહેડમાંથી કહાડીને દોરી ઉપર મુકીને કહેછે, આ દોનુ તેરે ભાઈ ઊંવા હે, ઉસકી પાસ તુમભી જાઓ; પછી પેલા ત્રીજો પણ દોરી ઉપર ચાલેછે, એટલે વાદી બોલેછે, અબ દો લખ્ખટા સુનો આ તીસરા લખ્ખટા તુમારી પાસ આતા હે, પણ કેહેવત હે કે તીન ટખળ, ઓર હળભખળ, માટે એ તીસરેકુ તુમારી પાસ મત આણે દો. એટલે પેલા બે લખ્ખટામાંથી એક લખ્ખોટા પેલા ત્રીજાના સામા આવેછે, અને આવતો કે તડાક લેઈને અથડાય છે, એટલે ત્રીજો લખ્ખોટા પાછો આવે છે, અને પેલો ફરીને પોતાને ઠેકાણે જાય છે.

પછી એ લખ્ખટાને ઠપકો દેછે, કે સાલે પાજી! કાયકું નાહકર પીછા આયા, જાઓ ફેર ઉસકી સાથ ખુબ લડકર પીછા આઓ, એમ કહિને પાછો તે લખ્ખટાને મોકલેછે, એટલે વળી એમના એમ લડવા લાગેછે, એ રીત ત્રણે લાકડાના લખ્ખટા સામાસામી તડાક તડાક અથડાયાંજ કરેછે, જેથી વચલા લખ્ખટાને બે તરફથી માર પડે છે.

જોનારા લોકોનું હશી હશીને પેટ દુખવા આવેછે એટલા બધા હશી પડેછે, કે આ લાકડાના લખ્ખટા શ્યા આધારથી લડી મરેછે, કાંઈ દોરી સાથે બાંધેલા પણ નથી, જે આ બાજીગર દોરી અણુસારે ફરીને લડાવી મારે માટે આતો ખરેખરા મંત્રછે, એમાં મીનમેખ નથી. ગમ તો નજર બાંધી હશે તેથી આપણને આવું દેખાયછે, પણ કાંઈ કાવતરૂં છે ખરૂં એવી રીત વાતોના તડાકા ચાલવા માંડેછે.

એમાં મંતર કે જંતર કાંઈ નથી, એતો હાથની કળા છે. જેથી ફેરફુદડી ખાય પણ ફેર ચઢે નહિ, અને ત્યાં લખ્ખટા એની મેળે જાય આવે એવો અભ્યાસ કરેલો છે, માટે અભ્યાસથી એના હાથમાં એવી કળા બેઠેલી છે, તથા એ રીત થઈ શકે છે.

લોક નજરબંધી કહેછે એનો અર્થ કરવા જઈએ છીએ તો એ શબ્દ પણ ખરોછે. કારણકે સહુની નજર ચુકાવી, કેછે, એવી હાથ ચળાકી છે. માટે એવી ક્રિયાને નજરબંધી કહિશું તો એમાં કાંઈ બાધ નથી. અને આવી મતલબથી નજરબંધી કહિશું તો કાંઈ હરકત નથી. પણ આતો નજરબંધીનો એવો અર્થ લોક કરેછે, કે ગામના સીમાડે એક પુતળું બાજીગર ઘાલીને તે પુતળા ઉપર ધુપ ધુમાડો કરીને ગામમાં આવેછે; એટલે લોક આંધળા જેવા થઈ જાયછે. અને એ બાજીગર જેમ બતાવે તેવીજ રીતે જોનારા લોકો દેખે, એવો અર્થ નજરબંધીનો કરેછે. માટે એવો અર્થ કરીશું ત્યારે તો નજરબંધી બીલકુલ જુઠી છે.



# ખેલ ૬૪ મો*

## ખાડનો ભડકો કરવા વિશે.

કેટલાંક ઢોંગી લોકો ખાડમાં ભડકો કરીને લોકોને ઠગે છે, તેની બીના નીચે લખુંછું.

કોઈ શહેરમાં કે ગામડામાં, જ્યાં લાલભટ જાયછે. ત્યાં જઈને થોડાંક ખેલ કરી બતાવે છે, તેમ તેમ લોકોને એના ઉપર વધારે આસ્થા બેસતી જાયછે, પછી કોઈ માણસ પ્રશ્ન પુછવા આવે, તે એવી તરેહમાં પ્રશ્ન હોય, કે બાયડીનો ધણી પરદેશ ગયો હોય, તે દસ વરસથી આવતોજ ન હોય અને એ બાઈ પણ ભરજુવાનીમાં હોય. એમ નહિ તો દીકરો પરદેશ ગયો હોય અને એનાં માવિતર ભરોસાની માફક વાટ જોતાં હોય, પછી એવાં પ્રશ્ન પુછેછે, કે લાલભટ! આટલા પ્રશ્ન કરો પરદેશ ગએલો માણસ ક્યારે આવશે?

એટલે લાલભટ બોલેછે. ઉભા રહો, જરા સબુર કરો. મારી મા-

અને પુજાસે જેવું હોય તેવું કહુંછું. એમ કહીને પોતાના ગીલગળ આગું જુએ છે, અને પછી બોલેછે, કે માતાનો હુકમ એવો થાય છે, કે એક મુઠી ખાંડ લાવો, એ ખાંડ ઉપરથી અગમનીગમ ઉકલશે.

પેલી બાઇ હોય તે એક મુઠી ભરીને ખાંડ લાવીને આપેછે, એટલે ખાંડની નીચે ઢગલી કરે છે, તેમાં છાનેમાને અંગ્રેજી દવા ક્લેરાપોટાસ થાયછે, તે થોડોક ભેળવી દેછે, પણ કોઇ માણસને ખબર પડતી નથી, કે આમાં કાંઇ ભેળવી દીધું.

પછી એક શીશી લઇને માંહેથી પાણી કહાડયું, અને લાલભટ બોલ્યા, જુઓ! આ માતાજીનું ચરણામૃત છે તે ખાંડને છાંટીશ, અને જો પંદર દિવસમાં જરૂર આવનાર હશે, તો ખાંડનો ભડકો થશે. એમ કહિને પેલી શીશીનું પાણી ખાંડમાં છાંટયું, કે તરત ઝપ લઇને ભડકો થયો.

પેલું પ્રશ્ન પુછનાર માણસ તો દંગ થઇ જાયછે કે આતો માતાનો હાથો હશે તેથી માતાજીએ પડછો આપી પંદર દાહાડાની અવધ બાલી માટે હવે પંદર દાહાડાની વારછે, પછી પરદેશમાંથી આપણે ઘેર આવશે. એવું ધારીને લાલભટને પુછેછે, હવે તમને શું આપીએ તમારો ઉપકાર તો અમે જીવીશું ત્યાં સુધી નહિ ભુલીએ.

પછી લાલભટ વિચારેછે, કે કેવો એવી લપડાક, એટલે ગરીબ ઘરનું માણસ હોય, તો તેની પાસે હલકી ચીજ માગે અને તવંગર માણસ હોય તો તેની પાસેથી વધારે માગી લેછે.

હવે ખાંડમાં ક્લેરાપોટાસ નાખ્યો અને પેલું પાણી છાંટયું તેની બાબત રહી ગઇ છે, માટે તે પણ બતાવિએ છીએ.

ખાંડને ક્લેરાપોટાસ ભેળવીને રાખી મુકવી, અથવા ખાંડ તરતમાં પાસેથી મગાવે તો પોતાની પાસેનો ક્લેરાપોટાસ એમાં ભેળવી દેછે, પછી ગંધક, સંધકનો તેજાબ એ ખાંડ ઉપર છાંટેછે, એટલે ભડાક દઇને

ભડકો થાય છે, માટે એજ એનો ઉપાયછે, ખાંડ, ક્લોરાપોટાસ, અને ગંધકનો તેજાબ, એ ત્રણ વસ્તુ મળી થવાથી ભડકો શી રીત થતો હશે! એવું કોઇએ ધારવું નહિ.

જેમ હળદરનો રંગ પીળોછે, ને ખારાનો રંગ ધોળો છે, લીંબુના પાણીનો રંગ પાણી જેવોછે, હવે એ ત્રણેવાના ભેગા થવાથી કંકુ કયમ કરીને બનેછે! અને રાતો ચોળ રંગ કંકુમાં ક્યાંથી આવે છે! માટે ઇશ્વરી નિયમ એવો છે કે એક વસ્તુમાં બીજી વસ્તુ મળે એટલે એનો ગુણ તથા રંગ બંને બદલાયછે, વળી તે બેમાં ત્રીજી વસ્તુ ભળે તો તેનો રંગ તથા ગુણ જુદો થાય છે. માટે ઓશધી વગેરેથીજ આખી દુનીઆનો વ્યવહાર ચાલે છે, તો ઉપરની ત્રણ વસ્તુઓ મળવેથી ભડકો થાય એમાં શી નવાઇછે.



# ખેલ ૬૫ મો*

## એક કાગળનાં સાતર વાનાં બનાવવા વિશે.

વાઘી લોકો રમવા આવેછે ત્યારે પોતાની પાસે એક કાગળ રાખે છે, તે કાગળ જાડો જોઇએ, અને એ કાગળને બેવડો કરીને તેને આપે છે, આપીને બેવડ વચ્ચે ઉલટા સાગ એ કાગળને નાંખે છે પછી તે કાગળના બે છેડા હોયછે તે સુંદર કરીને સાંધી લેછે, પછી જ્યાં રમવાનું હોય છે ત્યાં એ કાગળ સભામાં કહાડે છે,

પછી પોતાની બોલીમાં બોલેછે, કે દેખો યારો! એ કાગળકી કેસી કેસી ચીજાં બનતી હે, એમ કહિને એ કાગળને હાથેવતે ઉકેલવા માંડે છે તેમાં પ્રથમ બોલે છે, દેખો તાડકા પત્તા, અને હાથની ચાલવણી કરતો જાય છે, દેખો ઘોડા ઉપરકા કાઠડા, ઓર દેખો દરીઆકી છીપ,

ઔર સિપાઈ, લોકુંકી ખીસી, ઔર તંબાકુ રખનેકી ડબ્બિ, પછી હાથની ચાળવણી ફેરવે છે.

ઔર દેખો પવન ખાણેકા પંખા, ઔર આઈમાઈકી રોટી, ઔર દેખો ગાડીકા પઈડા, ઔર સિપાઈ લોકુંકી ઢાલ, ઔર રોટી પકાનેકા તવા, એવું એવું કહિને બેવડું પડ હોય તે કહાડે છે. ઔર દેખો ઉનાળેકી છત્રી, ઔર દેખલો બડે લોકકી પીકદાની, ઔર ફીર દેખો તો કમળકા ફુલ, ઔર દેખો તો લશ્કરકા તંબુ, આધી પલટન ઈધર સોવે, ઔર આધી પલટન ઈધર સોવે.

વળી હાથની ચાળવણી કરતો જાય છે, ને કહે છે, ઔર દેખો તો દાણે ભરનેકી પાલી, ઔર દેખો તો મીઠાઈ વાલેકા ખુમચા રખનેકા, ઔર દેખો તો સાહેબ લોકુકા ખાણા ખાનેકા, ઔર લશ્કરમેં લડનેવાલે સિપાયુંકી ટોપી, ઔર બંગાળાદેશકી ટોપી, ઔર દેખો તો દાદુપંથી બાવાકી ટોપી, એવું કહિને કાગળનું પાસુ તરત પાછું ફેરવીને કહે છે.

ઔર દેખો લાલીએ કુંભારકે ઘરકી ખીચડી પકાવનેકી હાંડી, ઔર ઘી ભરો, ગુડ ભરો લડુ ભરો, મીઠાઈ ભરો, જો ચાહિયે ભર લો.

ઔર દેખો તો બાયડિયુંકા દાણા ઝડકનેકા સુપડા, દો ચાર મીલકર જો બેઠી હોવે તો દાણેકા સત્યાનાશ નિકાલે, ઔર દેખોતો સુતરકી આંટી ઔર દેખો તો ફીર કાગદકા કાગદ.

એવી રીતે એ કાગળનાં વાનાં બને છે, તે કાંઇ મંત્રવિદ્યા નથી. એતો એ કાગળ વાળવાની ચતુરાઇ એવીછે, અને કાગળ વાળી મુક્યો એટલે નહાનો છોકરો હોય અને જો એ પણ કાગળને ચુંથે તો એની મળે ભાત ભાતના ઘાટ દેખાય છે.

પ્રથમ એવું લખ્યું છે કે સતર વાનાં બને છે, પણ તે સિવાય બીજા ઘાટ પણ દેખાઇ આવે તે ઉપર જણાવ્યું.

સતર સિવાય બીજા ઘાટ બનેછે, ત્યારે સતરનો આંક બદલીને

કયમ વધારે આંક ન કર્યા? કોઈ એમ ધારે તો એનો તો એ ઉત્તરછે, કે સતરવાનાં તો ખરેખરાં બને છે, અને પછી બીજા ઘાટ બને છે પણ ધુળધાણી, ખરેખરાં દેખાતા નથી, તેથી સતર રાખ્યા છે.



# ખેલ ૬૬ મો.*

## વેઢ કુવામાં નાખીને પાછો કહાડવા વિશે.

કોઈ એલાકું માણસ હોયછે, તે કોઇક ગ્રહસ્થને ઘેર અથવા રાજ સભામાં અથવા દસવિસ માણસની મંડળીમાં જ્યારે જાયછે ત્યારે પ્રથમ તો કાંઇક બોલીને વાતચીત કરેછે, પછીથી પોતાનું પોત પ્રકાસવા માંડે-છે, કહેવતછે કે નાચનારનો પગ ઝાલ્યો ન રહે. એ રીતે નખરૂં કરે ત્યારેજ નીરાંત થાય, માટે જે એલાકું માણસ છે, તે જ્યાં હોય ત્યાં લો-કને સિદ્ધાઇ દેખાડતો ફરે છે.

માણસ બેઠાં હોયછે તેની વચ્ચે થોડાક સોપારીઓ, પાન, બવીંગ, ઇલાયચી, ચપ્રીણ, વળી ઉપર બારભંજણું, એવાં એવાં વાનાં ઝટાઝટ કહાડીને આપે છે, તેથી લોકોને તો ખાત્રી થઇ જાય છે, કે આ વીર વિદ્યા વાળો છે.

પછી લાલભટ બોલેછે કયમ! આ પદાર્થ કયાંથી આવ્યો છે? પછી ખાનારા બોલેછે, જાણિયેજ છીએ તો કોક ગાંધીની દુકાનમાંથી વીર પાસે મગાવ્યું, એટલે લાલભટ ફ‌હફ‌હફ‌હફ‌હ હસેછે, અને વળી બોલેછે— અલ્યા તમે પણ આ વાત જાણી દેખાય છે.

પછી વળી કોઇ ખટકબોલો હોયછે તે બોલેછે, કે મારા હાથમાંથી ઉડાડો તો તમારી વિદ્યા સાચી, એટલે લાલભટ બોલ્યા, હા, કહેતો હોય તો તારી આંગળીઓમાંથી વેઢ ઉડાવું ને ગમે તો તારે હાથે જઇને તારો વેઢ

કે એક રૂપીઓ કુવામાં નાખી આવ, અને પાછો મગાવી આપું તો એક પાઘડી આપીશ?

ત્યારે પેલા ચડાઉ માણસ હોય તે હા પાડે છે, જાઓ પાઘડી ખરી, પણ મારી હાથે જઇને હું મારી મરજે કુવામાં નાંખુ. અને જો એ કુવામાંથી પાછો વેઢ ન આવે તો એ વેઢ રૂપીઆ ત્રીસનો છે, તે તમારી પાસેથી રૂપીઆ ત્રીસ લેઉ, અને ત્રીસના જમાન આપો.

પછી લાલભટ પોતાની પાસેથી શાલનું ફરદ, કે કોટમાંથી ઉતરી કહાડીને આપેછે, લે જો તારો વેઢતો ત્રીસ રૂપૈડીનો હશે, પણ એને બદલે સો રૂપીઆનું જોખમ સોંપુછું, જો વેઢ કુવામાંથી નિકળશે તો પાઘડી રૂપીઆ બારની લઇશું. ને જો નહિ નિકળે તો આ શાલ ઓઇએ છીએ, બેમાનું એક થશે. વળી આટલા આદમી સાહેદી પણ છે.

પછી કેટલાક જણ બોલેછે, કાંઇ હોડ પાડવામાં કાંઇ માલ નથી અને કેટલાક બોલેછે, કે કાંઇ હરકત નથી, લાવોને શાલનું ફરદ મારી પાસે, પછી લાલભટ પણ જાણે તો ખરા, કે માથાના મળ્યાતા. એવી રીતે બોલાબોલી થતામાં જશ્રી માણસ હાથેથી વેઢ કહાડી મુઠી વાળીને મુઠીમાં ઘાલીને બેસેછે, વળી વારે વારે જોતા જાય છે, કે રખેને ઉડી જાય નહિ!

પછી લાલભટ બોલેછે, ભાઇ! એકવાર હુંએ વેઢને તથા રૂપીઆને મંતરૂ, ત્યાર પછી બીજી વાત, માટે તું તારી મરજે કાંક નીશાની કરી મુકય, વળી પછી તકરાર પડે નહિ.

પેલા જશ્રી માણસના મનને ખાત્રી થઇ છે, કે શાલનું ફરદ મને આપ્યુંછે, માટે વેઢ તથા રૂપીઓ પાછાં આવશે એમાં શક નથી, એવું ધારીને રૂપીઆને કાનસથી કે છરીથી એક આંકો કરી દેછે, અને વેઢ તો પોતાની પાસે હમેશ રહેતો હતો, માટે ઓળખાણ વાસ્તે કાંઇ નીશાની કરતો નથી, ને લાલભટના હાથમાં વેઢ તથા પેલા રૂપીઓ બંને સોંપેછે

લાલભટ એ વેઢને હાથમાં લેઇને ફુંક મારે છે, પછી કહે છે, કે એક પાણીનું પવાલું આપણા ઘરમાંથી ભરી મગાવો, પછી પવાલું આવ્યા પછી તે પવાલામાં પણ જરા ફુંક મારેછે, ફુંકવાની મતલબ એટલીજ કે લોકોને મંત્ર ભણવાની ખાત્રી થઇ જાય એટલા માટે ફુંકે છે. પછી તે પવાલામાં વેઢ તથા રૂપીઆ નાંખીને એ પવાલું કે ગ્લાસ, વેઢના ધણી પાસે ઉપડાવીને કુવા ઉપર જાય છે.

લોકો તો જોવા ભેગુ થાયછે તેનો પાર પણ રહેતો નથી, પછી કુવા ઉપર જઇને લાલભટ બોલેછે, જુઓ ભાઇ! પવાલામાં રૂપીઆ ને વેઢ છે કે નથી? પછી વળી કહેશો જે કુવામાં તો એકલું પાણીજ રેડાવ્યું હતું, અને વેઢ તો લાલભટે વળાસર ઉડાવ્યો હતો, એવો અભિપ્રાય મને ઓઢાડશો.

પછી પેલો ભોળો આદમી પવાલામાં હાથ ઘાલીને જોવા જાય છે, એટલે લાલભટ હાથ ઝાલે છે, ઉભો રહે! હાથ બાથ ઘલાશે નહિ. હાથ ઘાલ્યા વિના જો. અને હાથ કે અડાડીશ તો મારા મંત્ર જુઠા પડશે, એટલે વેઢ અધર ઉડશે તારા હાથમાં નહિ આવે.

પછી બીજા લોકો ડાહ્યા હોય તે હાજી હાજી કરે છે, અને પેલા માણસને કહેવા લાગેછે, કે હાથ ઘાલવાની આપણે શી જરૂર છે? એટલે એ ભોળીયો બીચારો આંખેથી જોઇ લેછે, અને ખાત્રી કરે છે, કે મારો વેઢ અને રૂપીઆ આ પવાલામાં છે એમાં શક નથી, એવું ધારીને ગ્લાસ કે પવાલું જે હોય, તે વેઢ તથા રૂપીઆ સુદ્ધાં કુવામાં ડાલવે છે, એટલે કુવા ઉપર જોનારા લોકો બોલે છે, કે એ વેઢ પડ્યો, પડ્યો, પડ્યો, અને રૂપીઆ પણ કુવામાં એ જાય, એ જાય, એમ બોલી ઉઠે છે.

લાલભટ જરા જાણીને, ઝાંખા જેવો થાયછે. એટલે લોકો ધારેછે, કે લાલભટે કરતાં તો કરાવ્યું પણ હવે પસ્તાતા દેખાયછે. પછી લાલભટ

જે અંબે જે અંબે કરતા કરતા આવે છે, અને બીજા લોક તથા વેઢનો ધણી એ પણ લાલભટની પછાડી ઘેર આવે છે. પછી લાલભટ પેલા વેઢના ધણીને કહે છે, કે લાવો પાઘડી.

વેઢનોધણી—પાઘડી તે પહેલીઃ મારો ત્રીસ રૂપીઆનો વેઢ આવશે તો પાઘડી ગધેડીનો શો ભાર છે.

લાલભટ—લાંચ ભાડું અને દક્ષણા એનો ઉધારો થાય નહી, અને અજાણ્યો હોય તો પુછ આ ઘરડા ડોસાને.

વેઢનોધણી—ત્યારે કાંઇ વેઢ આવ્યા વિના પાઘડી બંધાવાની આશા છે કે શુંઃ એવી ચયડાચયડ કરતામાં કોઇક ત્રીજો જણ બોલી ઉઠેછે, કે લાલભટની શાલ મારી પાસે લાવો, અને રૂ ૧૨ ની પાઘડી પણ મારી પાસે લાવો. જો વેઢ કુવામાંથી નિકળીને આવશે, તો શાલ તથા પાઘડી બંને લાલભટને આપીશું ને જો વેઢ નહી આવે, ત્યારે તો લાલભટને ઊંનો ઊંનો (ડામ) આપવો જોઇએ.

પછી ત્રીજા માણસને હવાલે શાલ તથા પાઘડી બંને થયાં, એટલે લાલભટે લુગડું ઓઢીને મુઠી વાળેલી કાઢી, અને બોલ્યા, બાઇએ આબરૂ રાખી ખરી, લે ભાઇ ઓળખી લે, આ વેઢ છે તારો કે બીજા કોઇનો? અને આ કાનસે ઘસેલો રૂપીઓ તારો કે બીજો છેઃ બોલ઼ ઝટ લેઇને અમારે જવાની વેળા થઇછે. એટલે પેલો જખી માણસ હાથમાં લેઇને જોવા લાગે છે, તો એજ વેઢ અને એજ રૂપીઓ, પછી બોલે છે. રંગછેરે લાલભટ, તમારે તો નારસીંગો હાજરા હજુર દેખાય છે હોઃ

લાલભટ હસતા જાય છે અને જરા મુછો પણ મરડતા જાય છે, પછી શાલને પાઘડી બંને લાલભટને તાબે કરયાં, એટલે ઝડપ દેતા કે ઉઠ્યા, ભાઇઓ હવેતો ઘણીવાર થઇ જાઇશું, એમ કહીને રસ્તે થાય છે.

લોકો તો નહાનું અને મોહોટું અચંબો પામી જાયછે, કે અહાહાહા! લાલભટ તે લાલભટ, કુવામાં નાંખેલો વેઢ પાછો મંગાવ્યો, આ સમામાં

વિરવિદ્યા વાળોતો એવો બીજો કોઈની માએ નથી જણ્યો.

હવે એ વિરવિદ્યા ભણવી હોય તો જરા કાળજું ઠેકાણે રાખી નીચે લખેલું વાંચી જુઓ.

લાલભાટ એવો ખેલ કરવાના હોયછે ત્યારે પોતાની પાસે પીતળના વીસ પચીસ વેઢ, તથા ત્રાંબાના ડબલ પઈસા, જેમાં રાણીનો શીકો હોય છે, તેવા પઈસા પણ બે ચાર રાખે છે. જે માણસની પાસેથી વેઢ લેછે, ત્યારે તેવીજ રીતનો પીતળનો વેઢ બદલીને પેલા પાણીના પવાલામાં નાંખે છે, અને ત્રાંબાના પઈસા ઉપર કલાઈ ચઢાવેલી હોય છે, માટે તે પઈસો રૂપીઆને બદલે પાણીના પવાલામાં નાંખી દેછે.

જે ખરેખરો વેઢ તથા રૂપીઓ તે પોતે લેઈને ધુંબામાં કે એવી રીતે બીજે ઠેકાણે છુપાવી રાખેછે, અને જે પવાલામાં વેઢ તથા રૂપીઓ નાંખે છે તે ખોટાં નાંખે છે.

કદાપી રૂપીઓ પોતાની પાસેથી ખરેખરો પવાલામાં નાંખે તો પણ શી ચીંતા છે? રૂ૧૨ ની પાઘડી આવનારી છે, માટે જાણે અગીઆરની આવી હતી. એવું ધારીને કોઈ ઠેકાણે ખરેખરો રૂપીઓ આ કુવામાં નાખેછે, અથવા ત્રાંબાના પઈસાને રૂપાનો ગીલ્ટ ચઢાવી રાખે છે તે પઈસો પણ રૂપીઆને બદલે નંખાવે છે.

કુવામાં જે વેઢ પડ્યો તથા રૂપીઓ પડ્યો, તે બંને વાનાં લાલભટના કુવામાં પડ્યાં, અને પેલો વેઢ તથા રૂપીઓ પાછાં આવ્યાં, તે પોતાની પાસે લીધાં ત્યારથીજ હતાં.

પાણીમાં કાંઈ વસ્તુ નાંખીએ છીએ તો એનો આકાર કાંઈક ભીન્નપણે થઈ જાયછે, માટે પાણીમાં વેઢ નાંખે છે, એ પીતળનો વેઢ છે પણ સોનાના સરખો દેખાય, કુવા ઉપર સાથે જવું પડે છે તેનું એજ કારણ, કે મારગમાં જતાં પેલો માણસ હાથ ઘાલીને જુએ તો કપટ વરતાઈ જાય.

એવાં એવાં પાખંડ હજારો રૂપીઆ ખાઈ જાય છે, માટે આ ખેલ

વાંચનારને હવે કાંઇ ઠગે એવું રહેશે નહિ.

કદાપી આવી રીતે ખેલ બને, અને જો તે કુવો ગળાવીને જુએ તો એ કુવામાંથી પીતળનો વેઢ તથા ત્રાંબાનો રૂપીઓ નીકળે, એટલે લાલભટની સોધાઇ જતી રહે એમાં શક નથી.



# ખેલ ૬૭ મો.*

## બે ચાર આદમીઓની પાઘડીઓ ઊડવા વિશે.

કોઇ સમે જાદુગર રાજ સભામાં જાય છે, તે વેળા પોતાની માસે સાગ્રોત સુરાપુરા ઘણાજ હુંશીઆર રાખેછે.

કચેરીમાં જઇને પાંચ પચીશ ખેલ સારાસારા કરેછે, તેથી રજવાડાના રાજા તો કાળા અક્ષરને કુટી મારે એવા હોયછે, તે ખુશી ખુશી થઇ જાયછે. વળી લાલભટના હાથની ચપળતા એવી છે જે ભલા ભલા ભણેલાની પણ નજર ચુકાવી દેછે; તો એવા વગર ભણેલા રાજાઓમાં શું મુશકેલ છે! જેઓ ભુત અને પ્રેત, ડેહેરા, મુઠયો, ચોટયો, નજર બંધી, મંત્ર, જંત્ર એવી એવી વાતોને સાચી માનીને બેઠેલા હોયછે. અને આઓ દિવશ વહેમમાં અને વહેમગાંજ કુટાયાંજ કરેછે, માટે કોઇ ફકીર, કોઇ જતી, અને કોઇ ભુવા, એવા એવા દરબારમાં પડેલાજ હોયછે. અને સરકારના સોધાંના ગોટીખાનાં ચાલતાંજ હોય છે. અને રાજાના હાથે ૧ સેર માદળીઆં અને માથામાં દસ વીસ ચાંદીઓ એતો અખંડ રહ્યાંજ કરે છે.

એવા એવા ભોળીઆ રાજાની કચેરીમાં કેટલાક ખેલ કરીને પછી બોલે છે, કે બે ચાર વાણીઆ કે, બ્રાહ્મણની પાઘડીઓ આપોતો એની મંડીલો સોનેરી કરી આપું.

એવું સાંભળી સાભીઆ લોકો મંડીલોની લાલચે કરીને હડફ્રોહડફ પાઘડીઓ આપેછે, અને માથે બીજા ફેંટા કે એવું બાંધી લેછે.

પછી જેમ જેમ પાઘડીઓ આવતી જાય, તેમ તેમ બાજીગર પોતાના લુગડાં તળે દબાવતો જાયછે. અને તેમ તેમ બાજીગરના પગાં વચ્ચેથી પછવાડે સાગ્રીત પાઘડીઓ તાણી લેતો જાય છે. અને એ સાગ્રીત પાઘડી લેઇને બીજાને આપેછે, વળી બીજો ત્રીજાને આપે, ત્રીજો ચોથાને આપે છે, એ રીત પાઘડીઓ વગે થાય છે, પણ કોઇ બીજા માણસોને ખબર પડતી નથી.

બીજા માણસની નજરતો પેલા જાદુગર સામીજ રહે છે, એટલે કાંઇ સાગ્રીતની ક્રીયા દેખાતી નથી, પછી થોડીક પાઘડીઓ ગઇ, અને થોડીક રહેછે એટલે લાલભટ ઉઠીને સાલના ફરદ હેઠે પાઘડીઓ પડી છે, એના પછાડી પ્રદક્ષણા કરેછે, અને મહોડે બોલેછે કે હે અંબા, આ ઢગલો પાઘડીઓનો કરયો છે એમાંથી તારે જેમ કરવું ઘટે એમ કરજે.

એવું કહિને સાલ ઉપાડી લેઇને કહે છે કે સહુ સહુની પાઘડીઓ ઓળખીલ્યો. પેલા લોકોને તો સોનેરી મંડીલ લેવી હતી, પણ આમાંથી તો પાંચ સાત પાઘડીઓજ ઉડી ગઇ.

પછી જેઓની પાઘડીઓ હતી તેઓએ તો ઉપાડી લીધી, પણ પેલા બીજા લોકોની પાઘડીઓ તો સાગ્રીતના સ્વાધીન થયેલી હોય છે, તે લાલભટ પાસે ક્યાંથી નીકળે! પછી પેલા લોકો લાલભટને પુછે છે, અરે લાલભટ! અમારી પાઘડીઓ ક્યાં ગઇ? એવું જોઇને બીજા લોકો ખડખડખડખડ દાંત કહાડે છે, એમાં કાંઇ ઢોંગ નથી. પેલા પાઘડીઓના ધણી બોલે છે, વાહવી લાલભટ! અમને ઉઘાડે માથે કર્યા કે! એટલે બીજા લોકો જવાબ દે છે, મંડીલો પહેરવી હતી ને કેમ થયું? એમ કહિ કહિને જે હોય તે હસે છે.

લાલભટ—કહો તો તમારે ઘેરથી મંગાવું, કહો તો આકાશમાંથી

મંગાવું, કહોતો પાતાળમાંથી મંગાવું, કહેતા હોતો પેલા ઝાડ ઉપરથી પાઘડીઓ કહાડું, અને કહેતા હોતો દરબારના પછાડી તકીઓ છે તેમાંથી પાઘડીઓ કહાડું.

એવામાં રાજા પોતેજ બોલે છે, લ્યો મારા તકીઆ તળેથી કહાડો જોઇએ. એમ કહીને રાજા પોતાના તકીઆ પછાડી જોવા જાય છે, એટલે લાલભટ બોલે છે, જુઓ સાહેબ આપના તકીઆ પછાડી પાઘડીઓ ઘાલીને મારે ગળે પડોછો !

રાજાએ બરાબર જોયું તો પાઘડીઓ ખરેખરી, એવું જોઇ બધી કચેરી દંગ થઇ જાય છે, કે લાલભટની વિદ્યા સાચી હો! પાઘડીઓ સહુ સહુની ઓળખીને લીધી, પણ એ વાતમાં કોઇને ખબર પડી નહિં.

હવે એ પાઘડીઓ કયાં ગઇ હતી અને કયારે તકીઆ પછાડી આવી તે નીચે લખુંછું'

જ્યારે જાદુગરે સહુની પાઘડીઓ મંગાવી અને પછેડી કે સાલ તેની તળે ઢાંકવા માંડી, તેજ વખતે પોતાના બે પગો વચે થઇને એકે એકે પાઘડીઓ કાઢતો ગયો હતો, તે પાઘડીઓ, પછવાડે સાગ્રીત બેઠેલા હોય તે લેઇ લેછે, અને એ સાગ્રીત બીજાને, બીજો ત્રીજાને એ રીતે ઉડાવે છે, અને છેવટ તકીઆ પછાડી પાઘડીઓ મુકી હતી, તે પણ કોઇ દેખે નહિ એવી રીતે તકીઆની પાછળ મુકી દે છે.

લાલભટને પણ ખબર રહેતી નથી, કે પાઘડીઓ કયાંછે ? પણ પેલા સાગ્રીત હાથની સાનમાં સમજાવે છે, કે ફલાણે ઠેકાણે મુકી છે, તથા લાલભટ વરતી જાય છે, કે અમુક જગ્યાએ પાઘડીઓછે.

આપણા લોકો ધારી લેછે, કે એતો વીરવિદ્યા છે પણ તે વીરવિદ્યા ખોટી વાત છે, કાંઇ વીર પાઘડીઓ કે બીજી વસ્તુ ઉડાડે અને લાવી આપે એ તમામ વાત જુઠી છે, અને એક રીતે વીર સાચા છે એવું પણ કહેતાં કાંઇ અડચણ નથી, તે કયમ સાચા છે તો સાગ્રીત છે એજ

વીરછે, વીર એટલે હુંશીઆર માટે સાગ્રીત પણ હુંશીઆરજ હોય છે, ને જેની પાસે ચાર સાગ્રીત હોયછે, તે ૧૦૦ માણસની નજર ચુકાવી દે છે. તો જેની પાસે એવા એવા ૫૨) સાગ્રીત હોય તે શું ન કરે ! માટે ફલાણો તો બહુજ વીરવાળો છે, ત્યારે એમ સમજવું કે એની પછવાડી ઘણા સાગ્રીતો છે એજ વીરવિદ્યાનો ખુલાસો.

# ખેલ ૯૮ મો.*

## રૂમાલ બાળીને આખા કરવા વિશે.

વાંદી લોકો સભામાં ખેલ કરે છે ત્યારે રૂમાલ બાળવાનો ખેલ પણ કરે છે, ત્યારે જે સભામાં બેઠા હોય છે તેમની પાસેથી રૂમાલ માગી લે છે, કે ભાઇસાહેબ એકેકો રૂમાલ આપો. હું બધાએ રૂમાલ સાંધી દેઉંછું, અને પાછા જુદા કરી આપીશ.

પછી પાંચ સાત રૂમાલ વાદીને પેલા લોકો આપે છે, તે રૂમાલ લઇને બધાયનો એક દડો કરે છે, અને એ દડો નજર ચુકાવીને પોતે છુપાવી રાખે છે, અને એવા રૂમાલનો એક ગોળો પોતાની પાસે રાખેલો હોય છે, તે ગોળો સળગતી અગ્નીમા નાંખીને બાળી મુકે છે, તેમાં ચીંથરાં અથવા ફાટેલાં લુગડાંનો દડો કરીને ઉપર એક સારો રૂમાલ વીંટેલો હોય છે.

પેલા રૂમાલવાળા તો એક એકના સામું જોઇ રહે છે કે રૂમાલ સાંધવાની વાત કરતો હતો અને આતો બાળી નાંખે છે. એમ સરવેના જોત જોતામાં ગોળો બળીને રાખ થઇ જાય છે.

પછી બાજીગર બોલે છે, આટલામાંથી રૂ ૫) ઇનામ મળી શકે તો એ બળેલા રૂમાલ સાજા થઇને સહુ સહુની પાસેથી કહાડી આપું એવું સાંભળી જોનારા તો દંગ થઇ જાય છે, કે બાળેલા રૂમાલ સાજા થાય

એ કાંઇ જેવી તેવી વાત કહેવાય નહી. માટે બાજીગરને પેલા લોકો કહે છે, કે જો એના એ રૂમાલ સાજા થશે તો બબે આના આપીશું, માટે તારી પાસે કાંઇ મંત્ર હોય તો ચમત્કાર દેખાડ.

પછી લાલભટ મંત્ર ભણેછે—આળ બાંધું, પાળબાંધું, વાચા બાંધું, કાચા બાંધું, નવખંડ બાંધું, સાત સમુદ્ર બાંધું હમેરા હુકમસેં પોતપોતેકા રૂમાલ, સબ સબકી પાસ જાઓ. ફળો મંત્ર ઇશ્વરી વાચા, વાચા ચુકેતો ઉભા સુકે, ઓર લુણા ચમારકા કુંડમે પડે, ઉફતસ્વાહા, એવું કહી પેલા કુંડામાં હાથ ઘાલીને એ હાથ ધોઇ નાંખે છે, પછી બોલે છે, સહુ સહુના રૂમાલ સંભાળી લેજો. જુઓ જુઓ ખુરશી હેઠે, કમાડ પુઠે, એટલે પેલા લોકો જોવા જાય છે, તો રૂમાલ બધાય નિકળે છે.

રૂમાલવાળા વિસ્મે થઇ જાય છે, કે આપણા રૂમાલ બાળીને રાખ થઇ ગયા હતા અને પાછા આખાને આખા આવ્યા, જુઓને જરા ડાઘ પણ પડ્યા નથી, એવી રીતે મંત્રનો મહીમા સમજી બેસેછે.

હવે એ રૂમાલ શી રીતે આખા થયા, તેનો ખુલાસો નીચે લખી બતાવુંછું.

પોતાની પાસે એક રૂમાલે બાંધેલો ધાભાનો દડો હતો તે બાળી નાંખ્યો, અને પેલા સારા રૂમાલ જે પારકા આદમીઓના હતા, તે પેલાઓની નજર ચુકાવીને પોતાના સાગ્રીતને આપ્યા, તે સાગ્રીતે ખુરશી તળે તથા બીજી જગાએ મુકી દીધેલા, માટે ઉપર પ્રમાણે ખેલ બન્યો.

આવા આવા ખેલ જોનારા ભુલથાપ ઘણી વખત ખાય છે, પણ એ ભોળીઆ લોકોની આંખ્યો ઉઘડતી નથી, કે અગ્નીમાં બળેલા પદાર્થ કોઇથી સાજા થએલા છે ? કોઇથી થતાં નથી. માટે ઘણીક બારીક દ્રષ્ટીએ તપાસનારને તરત કપટ કળાયછે, પણ જાડી નજરે જોનારને એકદમ ખબર પડતી નથી.



# ખેલ ૬૯ મો.*

## લુગડામાં રોટલો શેકવા વિશે.

ઢોંગી માણસ તરેહવાર જાતનો પોતાનો વેશ રાખે છે, કેટલાક તો હાથમાં ત્રીશુળ રાખેછે, માથે બાટડી બાંધેછે વળી કપાળે સિંદુરનું ટીલું કરેછે, તે જાણે મોટો ભૈરવ આવ્યો એવો દેખાયછે.

એવો ડોળ જોઈ લોકો ઓળખી લેછે, કે આ કામણ-ટુમણવાળો માણસ છે, પછી કોઈને કહેછે, કે મને માતા પ્રસંનછે, હું જેટલું બોલું એટલું સાચું પડેછે, હું જેને બાધા આપું તેના મનોરથ સફળ થાયછે. તે કામ થએથી જણાય છે, કે આગળથી કાંઈ ખબર પડેછે! એટલે પેલો ધુતો બોલ્યો—હા આમળથી પણ ખબર પડેછે, સવામણ ઘઊંનો લોટ લઈને તેનો રોટલો એક કરૂંછું. અને રોટલો જાડી પછેડીમાં બાંધીને દેવતાના ધખધખતા કોયલામાં નાખુંછું. પછી એ કામ સીધ થવાનું હોય તો રોટલો ચઢેછે અને લુગડાને એક ડાઘ પણ ન અડે એ માતાનો પડછોછે. પછી ભોળા લોકો એની પાસે ઘઊંનો રોટલો કરાવે છે તે રોટલો નીચે પ્રમાણે કરેછે.

પ્રથમ તો લાકડાં બાળીને એના કોયલા ખુબ કરી રાખેછે પછી પેલા લોટને તેલમાં મોહેછે, મોહીને ઊંના પાણીમાં કઠણ કણક બાંધીને સવામણનો એક લોઇઓ કરેછે. તે લોઇઓ એવો કઠણ બાંધેછે કે પરાણે ગોળો વળી શકે.

એ કણકની જાડી ખાદીની પછેડીમાં ગાંસડી બાંધેછે, તે ગાંસડી ખુબ ખેંચી તાણી તાણીને કઠણ પથરા જેવી કરેછે, તે ગાંસડી પેલા અંગારામાં મુકી, અને એના ઉપર ચારે તરફ અંગારા ખડકે છે ને માંહી ગાંસડી ભારી મુકે છે.

પછી એક પહોર સુધી સીજવા દે છે. ચારે પાસે સઘળા લોકો

જુએછે, પછી એક પહોર કેડે કહાડે છે તો, સવામણનો રોટલો મહાને લાડુ કરવા જેવો થઇ જાયછે, પણ પછેડીને એક ડાઘો સરખો પડતો નથી, એવું જોઇને જોનાર લોકો બોલે છે, સાબાસ છે, રંગછેરે લાલ રંગછે ઘણા ઘણા, તમારા ભૈરવદેવ ખરા, ને જો દેવનો હાથો ન હોય તો આ સવામણનો રોટલો લુગડામાં કયમ કરીને રહઉર વળી કોઇ બીજો આદમી બોલી ઉઠેછે, કે અરે ભાઇ દેવના આધાર વિના માણસનો શો ભારછે, કે સવામણનો રોટલો લુગડામાં શેકી શકે, અને કદાપી શેકે પણ લુગડું આખું રાખનાર કોણ છેર એવી રીતે ભોળા લોકો ભ્રમમાંને ભ્રમમાં ભીખ માગતા થાય છે.

એ રોટલો કરવામાં કાંઇ મુશ્કેલી નથી, જો આપણે પણ રોટલો કરીશું ને એજ રીતે શેકીશું તો લુગડું નહી બળે, એતો પેલા આટામાં પાણી આવેછે, તેનો ભેજ લુગડાને અડેછે, તથી લુગડું બળી શકતું નથી, કદાપી ગાંસડી બાંધતાં નરમ રહી જાય તો જરાક ભરકલું પડે ખરું; અને જો મજબુત બાંધવામાં આવે તો ડાઘ પણ આવતી નથી.



# ખેલ ૭૦ મો*

## આમડાનો સાપ કરવા વિશે.

વાદી લોકો રમેછે ત્યારે ઘણા ખેલ કરેછે, તેમાં સાપનો ખેલ પણ કરેછે, એક આમડાની સાહ્ય લઇને સઘળા લોકોને દેખાડે છે, કે દેખો યારો! મેરી પાસ આમડા હે, એ મેદાનકી બીચમે ઉસકા સાપ કર દેખાઉં, જર્ય મેરે ઇલમકું સચ્ચા માનીઓ.

એવું કહિને પેલા આમડાને વચોવચ નાંખે છે, પછી પોતાની

ફળાથી તેના ઉપર લુગડું ઓઢાડેછે, અને પોતાનો કંડીઓ તથા કોથળી તે પણ આઘું મુકે છે.

જે લોકો જોવા ઉભા હોય છે તેને બતાવે છે, દેખો ભાઈ મેરી પાસ કુછ હો જીસકુ વહેમ આવે ઓ કહિયો, કુછ છુપાકર રખા હોય તો ઓખી મેરેકુ કહિઓ, એવું કહિને તરત પલાંઠી વાળી લુગડું ઉપર ઢાંકીને પોતાના પગનો અંગુઠો હલાવે છે, તે લોકોના દીઠામાં આવે છે, ત્યારે છોકરાં બોલી ઉઠે છે કે આ રહ્યો, તારા ખોળામાં સાપ ઊંચો નીચો થાય છે.

ત્યારે પેલા વાદી ઉભો થઇને બતાવેછે, કે દેખલો મેરી પાસ કહાં હે! એસા જુઠ બોલતે હો, એમ કહિને પેલા સામા માણસને ઝાંખો પાડેછે, એટલે બીજા લોકો હસે છે.

પછી બાજીગર બોલેછે, દેખો ભાઇ દેખલો, ચામડાકા સાપ બનાતા હું, એમ કહિને તરતજ એક પછેડી કંડીઆના ઢાંકણા ઉપર ઓઢાડે છે. વળી ઢાંકણું પણ દેખાડેછે. પછી પોતાનો કીસબ અજમાવે છે, ને કહે છે દેખો અબ કેસા સાપ ચલતા હે.

એવું કહેતાં કહેતાં લોકોની નજર ચુકાવીને એક સાપ લઇને પછેડી તળે કંડીઆનું ઢાંકણું હોય છે, તે ઢાંકણાની નીચે મુકે છે, પછી પોતાની ડુગડુગી તથા વાંસળી પણ વગાડે છે. વળી મુખે કહેતો જાય છે, કે ચામડેકા સાપ દેખકે જીને ત્રાંબાકા પેસા દીઆ ઉસકા નામકા જસ બજે, હીંદુ, મુસલમાન, બડેબડે શેઠ શાહુકાર ઉસકા નામકા જસ બજે. જો મફતખોર તમાસા દેખકર ભાગ જાવે ઉસકી કમાઇમાં થુથુ, ઓર તમાસા દેખકર કોઇ ઇનામ દેતા હોવે ઉસકુ ઇદર ઉધર સમજાકર રોકે, ઉસકી ગાંડમે થુથુ, ઓર એ મેરી પાસ ચાડિયાહે ઉસકે નામપર થુથુ.

એમ લવતાં લવતાં પછી પછેડી વેગળી લેછે, •મણીથી ફુ કરતો સાપ નિકળેછે. જોનારા લોકો અચંબો પામી જાયછે, કે ચામડાની સાથ

મટીને સાપ થઇ ગયો, આ ઇલમ તે કેવો! હવે એ બાજીગરે શી રીતે સાપ કરયો તે નીચે જણાવુંછું.

જ્યારે એવી રમત કરવી હોયછે, ત્યારે પ્રથમ પોતાનો સાપ એક કોથળીમાં ઘાલી મુકેછે, તે કોથળી જ્યાં પોતાને રમત કરવી હોયછે, તે ઠેકાણે મુકી છાંડે છે, તેમાં કોઇને ખબર પડતી નથી. એ રીત ગોઠવી મુકેછે. પછી પેલી ચામડાની સાંઠય જે કહાડી હોયછે, તે સહુને દેખાડે છે, ને પેલી કોથળી નહાની જે સાપવાળી તે પાસા ઉપર પડી રહેછે ને જ્યારે લુગડું લેઇને ઢાંકે છે, ત્યારે પેલી કોથળી પણ ઢંકાયામાં આવેછે, તે છાનીમાની કોથળી પોતાના પગ તળે ઘોચી દેછે, પછી જંબુરો જે છોકરો હોય છે તેને ભણાવી મુકેલો તે મોટો કંડીયો તથા કોથળો પોતે વેગળો લેઇ જાય છે.

પછી પેલું લુગડું ઢાંકયું હોયછે તેમાં કોથળીનું મહો છોડીને સાપ કાઢીને મુકેછે, તે સાપ લેઇને કંડીયાના ઢાંકણા તળે દબાવેછે. અને કંડીઆ તળેથી ચામડાની સાંઠય લેઇને પેલી કોથળીમાં ઘાલીદેછે, ને કોથળી પાછી પડી હોય ત્યાં મુકી દેછે, પછી લોકોને કહીને વાજું તુંબી વગાડેછે, એટલે લુગડું ઉંચું કરવાથી માંહી પેલો સાપ દેખાયછે, એ સાપ પાળેલો હોય છે તે કરડતો પણ નથી.

લોક સાપ દેખીને આશ્ચર્ય માને છે, કે શું કર્યું છે ભાઇ! જુઓને ચામડાનો સાપ કર્યોછે. પણ કોઇ દીવસ થાયજ નહિ, અને એમ ચામડાના જીવતા જીવતા સાપ થતા હોય ત્યારે તો મરેલા માણસના જીવતાં માણસ પણ થાય.

મુવાનું જીવતું કરવું તથા એક પ્રાણીનો બીજો જુદી તરેહનો પ્રાણી કરવો એવી શકતી માણસમાં ઇશ્વરે મુકીજ નથી.



# ખેલ ૭૧ મો*

## કીમીઆ કપટના ખેલ વિશે.

કોઇ એક શેહેરમાં લીલાધર નામે કીમીયાગર આવ્યો, અને ગામથી બે કોશ ઉપર નદી કાંઠે ઉતર્યો, તે રોજ શેહેરમાં જાય અને આવે ખરો પણ કોઇની સાથે બોલે નહિ, તેમજ કોઇની પાસે કાંઇ માગે પણ નહિ. હર રોજ રૂ૧) વટાવે, અને કોઇ દીવસ તો પાંચ તોલા ચાંદી પણ વેચે, એ પ્રમાણે એક મહિના સુધી થયું, એટલે તો લોકોને વિચાર થવા લાગ્યો કે, આ લીલાધર બાવા પાસે કાંઇક કીમીઆ હશે ખરો, જુઓને કાંઇ આવદાની તો છે નહિ, અને કોઇની પાસે માગતો પણ નથી, ને રોજ રૂપીઓ એક વાપરે છે, ને વળી ચાંદી પણ વટાવે છે, માટે કાંઇ કીમીઆ જાણે છે એમાં શક નથી, એવું કહ્યું એટલે બેએ કહ્યું, પછી દસે કહ્યું એ તો આખા શેહેરમાં વાત ચાલી, કે લીલાધર બાવાને કીમીઆ આવડે છે. પછી તો કોઇક વાણીયો આવ્યો ને જાણ્યું, કે કાંઇ બાવા પાસે સાચી વિદ્યા હશે, માટે લોક કેડે થયા છે. પછી લીલાધર બાવા પાસે આવ્યો ને લાગ જોઇ કોઇ બીજું નહિ તે વેળા જઇને હાથ જોડ્યા, ને કહેવા લાગ્યો, માહારાજ આપની પાસે કાંઇ હોય તો એ વાત જોવાની મને ઘણી ઇચ્છા છે. કીમીઆગર બોલ્યો ભાઇ! તારૂં મન મેં પારખ્યું છે, કોઇ દીવસ લાગ આવશે ત્યારે બતાવીશું એમ કહ્યું. હવે એક દીવસ લીલાધર પેલા વાણિયા પ્રત્યે બોલ્યા, કે તારી પાસે પારો છે? વાણિયો કહેવા લાગ્યો કે-માહારાજ એક શેર પારો મારી પાસે છે, બાવો બોલ્યા, કે શેર પારાને શું કરવો છે, એક તોલો પારો લાવજે તને કરી દેખાડીશું, પછી વાણિયો તો ઘેર ગયો, અને એક તોલો પારો લાવ્યો, ને બાવાજીને આપ્યો.

હવે બાવાજી પેલા વાણીઆને એક કોટડીમાં લેઇ ગયા અને એક તગારૂ વાણીઆ પાસે મુકાવ્યું તેમાં રાખ ભરાવી, પછી તેમાં ચાર ઇંટો મુકાવી તેમાં કોયલા ભર્યા, વચ્ચે એક કુલડું મુકયું, અને પછી તેમાં પેલો પારો મુકાવ્યો.

પોતે હાથ પગ લંગોટી ખંખેરીને બેઠા, હવે કોયલા પણ વાણીઓ પોતાના ઘરના લાવેલો હતો. તે પછી બાવાજીએ પોતાની પાસેથી નાળીએરના ઉલખા ત્રણ કહાડયા તેમાં એક રૂપાની ખાખનો, બીજો સોનાની ખાખનો અને ત્રીજો લોઢાની ખાખનો.

બાવાજીએ રૂપાની ખાખ બહાર કાઢીને વાણીઆના હાથમાં આપીને કહ્યું કે એ રૂપાની ખાખ છે તે પારામાં નાંખો. પછી વાણીએ તે પ્રમાણે કર્યું; હવે બાવાજી પણ હાથ ખંખેરી, ચીપીઓ હાથમાં ઝાલીને કોયલા આઘા કરવા લાગ્યા, જેમ સોની લોકો સોનું ગાળતી વખતે કરે છે તેમ કરવા લાગ્યા, પછી એક બાજુપર બેશીને લીલાધર બાવો બોલ્યા, કે વાણીઆ રૂપુ તૈયાર થયું. એટલે વાણીઓ બોલેછે, હે માહારાજ રૂપુ થયું? એમ કહિને જુએછે. પછી બાવાજીએ રણી પાડી તો બરાબર ચાંદી થઇ. વાણીઓ પેટમાં વિચાર કરવા લાગ્યો, કે એક બાવા ગયા તો બીજા બાવા મળ્યા ખરા, હું નસીબનો તો જબરો ખરો, પછી હરખથી બાવાજીને સાસ્ટાંગનમસ્કાર કર્યા ને કહેવા લાગ્યો કે માહારાજ પેલા બીજા નાળિએરામાં સોનાની ખાખ છે તે શા કામની છે? લીલાધર બાવો બોલ્યા કે એક તોલો પારો હોય તમાં એક રતી સોનાની ખાખ નાંખીએ એટલે કુંદન સોનું ૨૨) રૂપીએ તોલાનું બને. હવે વાણિએ વિચાર કર્યો કે આતો વાત ભારે કેહેવાય, એક તોલો સોનું હોય તેનું ૯૬ તોલા સોનું થાય. બાયડીની તુસી ભાગી હોય તો દસ તોલા સોનું નિકળે, તેની ખાખ બનાવીએ. પછી કુંદનનો ભાવ તો ઓછામાં ઓછો વીસ રૂપીએ તોલો હોય છે, માટે એટલી ખાખનું સોનું ઓગણીસ હજાર અને

બસ રૂપીઆનું બને, એ વાત પોતાના પેટમાં રાખીને ફરીથી વાણીઓ તો પુછવા લાગ્યો, કે પેલા નાળિએરામાં લોઢાની ખાખ શા કામનીછે? એવું સાભળતાં બાવો હસ્યા, ને બોલ્યા કે એ વાતતો કહેવાની નથી, ને તમારે પુછવું પણ નહિ, એ વાતતો અમારા જોગી લોકના કામનીછે.

પછી વાણીઓ કહેવા લાગ્યો, ના માહારાજ મને તો કહેવું પડશે, હું કોઇને નહિ કહું, માટે મારા ઉપર તો કૃપા કરવી જોઇએ. પછી બાવો બોલ્યા, ભાઇ રૂપાની ખાખ, સોનાની ખાખ એ સઘળી વાતો કડાકુટની છે, પારો સઘડી, ધમણ, ચીપીઓ, ભુંગળી એવા એવા સામાન અમે ક્યાં વેઢારતા ફરીએ. એક શેર લોઢાનો દાંડો હોય તેને એક રતી લોઢાની રાખ પાણીમાં નાંખીને ચોપડીને અગ્નિમાં તપાવીએ એટલે કુંદન થઇ જાયછે.

એવું સાંભળી વાણિઓ તો ચમક્યો અને હોરા લોકોની લોઢાની વખાર્યો ઉપર નજર પહોંચી, ને વિચાર કરવા લાગ્યો કે જો બાવાજી બતાવે તો મારૂં બીડું પાર થઇ જાય, અને એટલું સોનું બનાવું, કે આખી વખારોને વખારો કુંદન ભરી નાખું.

પછી બાવાજી બોલ્યા, કેમ વાણીઆ શો વિચાર કરે છે? પછી હાથ જોડી વાણીઓ બોલ્યો—માહારાજ! બાપજી! આપણું કાંઇ અજાણ્યું નથી તેરના આગળ ત્રણ તે શા હિસાબમાં? પછી લીલાધર બાવો બોલ્યા રૂપાની ખાખ હું તને કરતાં બતાવીશ, માટે સો તોલા રૂપુ લાવ્ય તને કરી દેખાડું એવું કહ્યું. હવે વાણીએ વિચાર કર્યો કે એકવાર ગોદાતો ખાધા છે ખરા પણ શું કરીએ તે બાળકદાસજીને કોઇકે રૂપાની લાલચે મારી નાંખ્યા, નહિતર એમની પાસે સાચો કીમીઓ હતો, એ કંઇ નાશી જાય નહિ, એમને શું કરવા નાસવું પડે. ને આ લીલાધર બાવાએ કરી દેખાડ્યું તે સાચી વાત છે, એમ ઘડીએ ઘડીએ થાય છેર જખ મારે છે એમ ડર રાખ્યે કાંઇ બને નહીં, એવી હીમત રાખી સો

રૂપીઆ પોતાની દુકાનમાંથી આણી બાવાજીને આપ્યા, પછી બાવાજી બોલ્યા કે ભાઈ આજ મંગળવારછે, માટે તારે ઘેર પાછા લઈજા, આજ કાંઈ ભઠી ઘલાય નહિ. હવે લીલાધર બાવા પાસે પણ દશ પંદર આશામી શીખવા સારૂ આવે, તેઓને સરવેને જુદી જુદી રીતના કીમીઆ બતાવેલા હતા.

હવે વાણીએ વિચાર કર્યો કે, માથું સુંપવું ને કાનનો ઉધારો એ કયમ બને! એતો રૂપીઆ પણ એમનેજ સુંપવા. એવો વિચાર કરીને વાણીઓ બોલ્યો કે માહારાજ! રૂપીઆ તો તમારી પાસે રેહેવાદો, એટલે બાવાજી બોલ્યા ઠીક છે.

પછી બીજા લોકોને પણ કંઈક પ્રકારે ઠગેલા ખરા, માટે પાછલી આશરે દોઢ પોહોર રાત લઈને રસ્તો પકડયો તે હજી સુધી આવ્યા નથી. સવારમાં વાણીઓ તથા બીજા લોકો આવીને બાવાજીનું મકાન જોવા લાગ્યા તો મકાન ઉજડ થએલું ખાવા ધાયું, હાય હાય બાવાજી તો જતા રહ્યા, હવે શી વલે થશે એવી રીતે કલપાંત થવા લાગ્યો.

હવે લતખરાબીદાસ તો પદાર્થજ્ઞાનાનંદને જઈને પુછે છે, કે તમને કાંઈ સમજણ પડે છે? એ કીમીઆગરે રૂપું કરી દેખાડયું તે શું કર્યું હશે? પછી જોગી બોલ્યા કે પેલા બાળકદાસે તો છાણામાં રૂપાની ગોળી ઘાલી હતી. પણ આ ઠેકાણે તો કોયલા તું લાવ્યો હતો, કપટ કર્યું હોય એમ જણાતું નથી, પણ કપટ હશે ખરૂં, લતખરાબીદાસ કહે છે માહારાજ જાણ્યા વિના શું સમજીએ, પછી જોગી બોલ્યા, ભાઈ! હજી સુધી તારૂં જ્ઞાન પેલા ગધેડાની વાત સરખું છે, તે વાત સાંભળ.

એક વનમાં પગ ભાગેલો વાઘ બેઠો હતો, તેના હાથમાં એક શીઆળ આવ્યું, ત્યારે શીઆળે કહ્યું તમે રાજા થઈને મારા ખરાબ લોહિથી તમારો હાથ બગાડશો એ યોગ્ય નથી, ત્યારે વાઘે કહ્યું કે ભાઈ તું વાતતો ઠીક કહે છે પણ હું પાંગળો થયોછું અને વળી ભુખ્યોછું.

અને તને જીવતો મુકું તો તું મારો શો ઉપકાર કરીશ?

શીઆળ બોલ્યો— વાઘ ભાઇ હું વંચીશ તો તમને રોજ ભક્ષ આણી આપીશ, પછી વાઘ સમજી ગયો અને શીઆળને છોડી દીધું. પછી શીઆળ એક ગધેડા પાસે ગયું ને કહ્યું કે, હું તમને એક રૂપાળી કન્યા પરણાવું, પછી તે ગધેડો તો હરખમાં આવ્યો અને વાઘથી થોડેક દુર રહ્યો, એટલે વાઘે તો પોતાનું ભુલાપણું વિચારતા તડુકો કરયો, એટલે ગધેડો તો દોડચ મુકીને નાહાશી ગયો. પછી શીઆળે વાઘને ઠપકો દીધો કે લ્યો મારા સાહેબ લગારેક તમારા કબજામાં તો આવવા દેવો હતો પછી ગાજવું હતું, પછી વાઘ કહે છે, ભાઇ ભુલ્યા તે ભુલ્યા હવે તેનું કેમ કરવું? શીઆળ કહે છે કે, કાંઇ ફીકર નથી, એકવારતો સમજાવીને તમારી પાસે હું એ ગધેડાને વળી લાવીશ, વાઘ કહે છે હવે તે સમજાવ્યો સમજશે? શીઆળ કહે છે હા, જાતે ગધેડો છે માટે માનશે. એમ કહીને શીઆળ ગધેડા પાસે ગયો ને ગધેડાને કહ્યું જે જાઓ મારા ભાઇ નાશી આવ્યા એતે તમે શું કરયું? ગધેડો ઉત્તર કરેછે—ઠીક ઠીક મારૂ કાટલું કરાવવું હતું.

એટલે શીઆળ બોલે છે, શુંશું તમે શું સમજયાછો? એતો કન્યાની માએ વાઘનો વેશ ધરયો હતો, હજી સમજતાએ નથી! સાસુ હોય તે નખરૂં કરે! અરે લ્યો મારા ભાઇ તમારી તો ત્યાં મશ્કરી થઇ છે, અને મને પણ ઘણો ઠપકો મળ્યો છે, કે તમે ગોર થઇને આવો બીકણ જમાઇ કયાંથી સોધી કાહાડ્યો. ચાલો ચાલો હેંડો, હવે પેલા ગધેડાભાઇ તો પરણવાની લાલચે વળી ફરીને પણ ગયા એટલે લાગમાં આવવા દેઇને વાઘભાઇ ઉછળ્યા તે એકે અડબોથે રામશરણ.

પદારથગ્નાનાનંદ, લતખરાખીદાસને કહે છે, કે ભ્રીમીઆના છંદમાં એકવાર ફસાયો અને પછી ફરીથી એ વાતને જે માણસ સાચી માને તેને પેલા ગધેડા જેવો માનવો જોઇએ, માટે નકી સમજવું, કે રૂપ નાં-

ખ્યાવિના રૂપુ થાય નહિ, જેમ માબાપ વિના છોકરાં હોય નહિ. પછી લતખરાખીદાસ પુછે છે, મહારાજ મનેતો સમજણ ન પડી, રૂપુ માંહિ શી રીતે નાંખ્યું હશે? પછી જોગીરાજ કહેછે, સાંભળો એણે પારો ઉકળવા મુકીને માંહ્ય ચીપીઓ ઘાલ્યો, તે વખતે લીલા કરી લીધેલી. પહેલથી એક સાર પાડીને કુલડામાં રૂપાની કણી ઘાલી મુકેલી હતી, તે ઉપર લગાર માટી લગાડેલી તે માલમ ન પડે એવી લગાડી હતી. પછી માંહિ ચીપીઓ ઘાલ્યો તે વખત તે રણીનો છેડો ચીપીઆવતે એંમાં લઈને પારામાં નાંખ્યો, પારો ઉડી ગયો ને રૂપુ પડ્યું રહ્યું. માટે કીમીઆગરની ઠગાઈ કાંઈ બાજીગર કરતાં ઉતરતી નથી. પણ કાંઈક જરાકે ચઢતી ઠગાઈછે.



# ખેલ ૭૨ મો*

## કીમીઆગરની ઠગાઈનો બીજો દાખલો.

એક શેહેરમાં પરદેશી જતી આવ્યો તેનું નામ ચંદ્રજીજે હતું અને તે શ્રાવકના મ્હોલામાં આવીને રહ્યો. શ્રાવક વાણિયાઓને ત્યાં વહોરવા જાય રાંધેલી રસોઈ માગી લાવે, અને પછે નીરાંતે પોતાના મકાનમાં બેશી રહે અથવા સોખ કરવા ફરવા નિકળે, રોજ રોજ છોકરાઓને પેંડા, બરફી, મમરા, સેવો એવું એવું વેંહેચે; અને રોજ નવાં નવાં ઝાડનાં પાંદડાં લાવીને વાટે કુટે એમ માથાકુટ કર્યા કરે. પછી શ્રાવકોએ તો માંહિમાંહી વાતો કરવા માંડી, કે આપણા ગોરજી પાસે કીમીઓછે. પછી લોકતો પછવાડે પડ્યા, એટલે એક દિવશ કહ્યું, કે મારી પાસે એક બુટીની રાખ છે, તે એક તોલો સિસામાં નાંખી હોયતો તે સીસાનું સોનું થઈ જાયછે, એક દિવસ એક જણાને વાયદો કરીને સોનું કરવાનો ચોથો દીવસ ઠરાવ્યો. એ રીતે ઘણા જણાઓને જુદા જુદા વાયદા કર્યા.

હવે ચંદ્રવીજે જાતે જતી અને વળી મુળથી લખવાનો ચાલ વધારે રાખ્યો હતો, તથી લોક જ્યારે એની પાસે જાય, ત્યારે પોતે લખતાજ હોય તે શું કરી મુકતા કે કાળી જવાઈની લેખણોમાં પછવાડે એક એક ગદીઆણા સોનાની રણીઓ ઘાલી મુકેલી હતી, એવી રીતે દસ વીસ લેખણોમાં સોનું ભરી રાખતા. અને એ લેખણને છેડે સોનું ઢાંકવા જરા મીણ ચોડીને ઉપર સહી ચોપડી મુકે.

એક ફેરો ધનપાળશાહ નામનો શેઠ આવ્યો અને કહેવા લાગ્યો કે માહારાજ આજ પેલું બતાવશો? એટલે ચંદ્રવીજે બોલ્યા હા હું બતાવું તે પ્રમાણે કરો, એક સઘડી લાવો તેમાં કોયલા ભરો, અને વચમાં એક લોઢાનું કુલડું મુકો, અને પછી તેમાં એક ગદીઆણો સીસું મુકો, પછી રૂપાની અક્ષીર હું આપુછું તે પેલા સીસા ઉપર મુકવી, પછી તેમાં હવા-નો અસર આવે એટલે જલદીથી બીજી અક્ષીર નાખીએ પછી એક ભક કરી સીસાને સારી પેઠે ધમવું એટલે સોનું થશે.

બધી સામગ્રી તૈયાર કરીને કુલડામાં સીસુ મુક્યું, એટલે ચંદ્રવીજે ગોરજીએ એક ડાબડીમાંથી એક વાલ અક્ષીર આપી તે એમાં મુકી, હવે સીસુ ઉકળીને એક રસ થયું, ત્યારે ધનપાળ કહે છે, મહારાજ! તમે આવીને જુઓની બીજીવાર અક્ષીર નાખવાની વખત થઈ? પછી ગોરજી આવ્યા તે એકદમ ઘાભરા થઈને સાંઠો લાવો, સાંઠો લાવો, સાંઠો લાવો એમ બોલવા લાગ્યા.

પછી પોતાના કાનમાં લેખણ ઘોચેલી હતી તે ઉંધી લેખણ ઘાલીને હલાવ્યું. એટલે તો લેખણ થોડીક બળીને માંહેથી સોનાની રણી શીશામાં પડી અને વળી ગોરજી બોલવા લાગ્યા, કે ઘણુ ટહાડો પડ્યો, માટે સારી પેઠે ધમો, એટલે ધનપાળતો વળી ભુંગળી લઈને સીસુ ફુંકવા મચ્યો સીસું સારી પેઠે બળી રહ્યા પછી ગોરજી બોલ્યા, જે હવે તો થયું હશે જુઓ.

પછી ધનપાળે સીસુ કહાડીને જોયું, તો વીશ રૂપીએ તોલાનું સો-

નું બની ગએલું દીઠું, પછી વાંણીઆનું કાળજુ તો ઉથલ પાથલ થવા લાગ્યું કે આ કીમીઓ મને આવડે તો પછી બાકી શું રહ્યું? એવા હરખથી હાથ જોડીને બોલ્યો જે, ગોરજી! હવે તો શીખવ્યા વિના નહિ ચાલે, પછી ગોરજીએ વાત કરી, કે ભાઈ! અક્ષીર બનાવવાનો ઘાણ નહાનો થતો નથી, ઓછામાં ઓછું પાંચ તલા સોનું જોઈએ, ત્યારે એની અક્ષીર બનેછે. તે પાંચ તોલાનું ૧૬૦ વાલ વજન થયું, અને એક ગદીઆણા શીસામાં એક વાલ અક્ષીર જોઈએ છે, માટે એટલી અક્ષીરમાંથી એંશી તોલા સોનું થશે, તે ઓગણીસ રૂપીએ તોલો ગણીએ તો પંદરસેં ને વીશ રૂપીયાનું સોનું થયું.

પણ વળી એ કામમાં બીજું ખરચ કરવું પડેછે, તે સાંભળ! વાંસનાં ભુંગળાં હાથ હાથ ઉંચાં હોયછે તે આણવાં, તેમાં વચે પારો ભરવો, અને આગળ પાછળ કસ્તુરી ભરવી, પછી એ ભુંગળાં ભુંઈમાં ૧૧ દિવસ સુધી દાટીને કહાડવાં, તેમાં પાંચ તોલા સોનું નાંખીને ભઠ્ઠી કરવી, તેમાં બુટીનો રસ નાંખતા જવું, એટલે અક્ષીર બનેછે.

એક તોલો કસ્તુરી તથા અરધો તોલો પારો એટલું અકેકા ભુંગળામાં ભરવું જોઈશે, માટે જાઓ સામાન લાવો. પછી તો તમારી મરજી. પેલો વાણીઓ તો ઝટ લઈને ઉઠયો તે પોતાને ઘેર ગયો, મારગમાં જતાં વિચાર કરેછે કે આ વાત કોઈ આગળ કરવી નહિ, શા માટે જે સરકાર જાણે તો પકડીને મને લેઈ જાય, અને મારી પાસે સોનું કરાવે. માટે ધીરે ધીરે સોનું કરીશું, ઉણના વરસમાં તો એક લાખ રૂપીયાનુંજ પછી તો ચીનમાં દુકાન કરેયા વિના ચાલનાર છૈ? ચીનમાંથી કટકડીની પેટીઓ મગાવીશ, અને મારા ઘરમાંથી કરોડો રૂપીયાનું સોનું વેચીશ એટલે લોક ધારશે કે એ તો ચીનમાંથી પેટીઓ આવી એમાંનું સોનું છે.

શેઠે તો ઘેર જતા કે સામાન તૈયાર કરવા મંડ્યા, ચારસે રૂપીયાની કસ્તુરી લીધી, તેમાં જોઈએ એટલો પારો અને પાંચ તોલા કુંદન લીધું. એવામાં

તાકડે સુંધુ મળ્યું માટે મણ ૧૦૦) સોએકને આશરે સીસુ પણ હો-રી બેઠા. પેલો સામાન લઈ જઈને ગોરજીને સુંપ્યો, ગોરજી તો એની એજ રાતે વેરાગીનો વેશ લઈને પોબારા ગણ્યા, તે હજી આવ્યા નથી.

પદાર્થજ્ઞાનાનંદ કહે છે લતખરાબીદાસને, કોઈ માણસને સારૂ કુ-દતાં આવડતું હોય પણ વગર કારણે કુવો કુદવો એ શું કરવા જોઈએ. તેમ કદાપી આપણે, કીમીઆગર સાથે ઘણીજ સાવધાની રાખીએ પ-ણ એ જુઠી વાતમાં ઉભા રહેવાનું કારણ શું.

માટે ડાહ્યા માણસને તો નક્કી સમજવું જોઈએ, કે વાઘ, સાપ, સોમલ, કીમીઆગર, જાદુગર, ફાંસીઆ, ચોર, એ સરવે એક માના દી-કરા છે, તેમાં પ્રથમના ત્રણતો સારા તે જીવ લીધે છુટકો કરે, પણ બીજા તો જીવ અને જોખમ (રૂપીયા વિગરે સામાન) એ બેને લેનારા છે, માટે કીમીઓ જુઠો જાણીને એવા ઢોંગીઓથી દુર રહેશે એજ સુખી થશે.



# ખેલ ૭૩ મો.*

## ભુત ધુણવા વિશે.

(આ વાત ભૂતનિબંધમાંથી લીધીછે.)

જ્યારે ભોળા માણસનું મન કાંઈક વાયુ આદીકના રોગથી અથવા ચિતવિભ્રમ, સન્નીપાત, એવા એવા ઘણા રોગો છે. એ રોગે કરીને મા-ણસ મનમાં મુંઝાય, કાંઈ બોલે નહિ, ને સમે તેના સગાં તથા પાડોશી ભેળા થઈને પુછેછે.

ભાઈ! તને શું થાયછે બાપ! આતો કાંઈ પંડરોગ છે, કે બીજું છે? ત્યારે પેલું માંદું માણસ બોલેછે, કે મારો જીવ મુંઝાયછે અને મને આ રોગની કાંઈ ખબર પડતી નથી, અને વળી એમ થાય છે કે જાણે રોવા લાગું.

પછી પુછનાર લોકો કહે છે, કે કોઇ ઠેકાણે ખાહીનો ઝબકયો હતો? પછી તે માણસ વિચાર કરવા લાગેછે, એવામાં ઉપરા ઉપરી માણસ જોવા સારૂ આવેછે અને એ પણ એ રીત પુછે છે. એવામાં પેલા માણસ રોવા લાગે છે, એટલે બધા લોકો બોલી ઉઠે છે, કે આતો કયાં કથી વળગાડ વળગ્યોછે, એ માંદો માણસ ભોળો હોયછે, તેના મનમાં પણ નિશ્ચે થઇ જાય છે, કે મને ભુત વળગ્યું છે.

પછી વહેમમાં શરીર ધ્રુજવા લાગે છે, એમ થોડે થોડે ધ્રુજ વધતાં ઘણું ધ્રુણવા માંડે છે, તે એવું છે કે ભુતના ભ્રમવિનાનું માણસ, જાણી-ને પોતે એના જેવા ચાળા કરવા લાગે, તો તેના જેવું ધ્રુણતાં આવડશે નહિ, અને ઝાઝા દિવસના અભ્યાસથી આવડે તે પણ ખરૂં જણાંય છે. અને ભ્રમવાળો માણસ જરૂર એમ સમજે છે, કે આ મારા શરીરમાં ભુત આવીને ધ્રુણે છે, પણ હું ધ્રુણતો નથી. અને એ ધ્રુણવાનું કારણ એમ છે, કે જેમ મહોટી લડાઇ હોય તે સમે અથવા કોઇ પ્રકારના ભય-થી કેટલાએક માણસોના શરીર થર થર ધ્રુજવા લાગે છે, અને કેટલાક ધીરજવાળા માણસ નથી ધ્રુજતા.

તેનું કારણ કે જેમ નાહાના બાળકો તોપનો ધમકારો સાંભળવાથી બહેરા થાય છે, પણ મોટાં માણસ બહેરાં થતાં નથી, સાથી જે તે બા-ળકોના કાન કાચા છે, તેથી બહેરાં થાય છે. તેમ કાચા હઇયાવાળો ભુતના ભ્રમથી ધ્રુણે છે, પણ કઠણવાળો ધ્રુણતો નથી.

જુઓ એ ધ્રુણનાર જાણીને પાખંડ કરતો નથી, એના મનમાંતો ભુતનો વળગાડ નક્કી છે. અને ધ્રુણતી વેળાએ એ ધ્રુણનારના શરીરનું અરધું ભાન રહે છે, પણ જાણીને શરીર ધ્રુજાવતો નથી, અને કેટલા એક પાખંડી લોકો જાણીને પણ ધ્રુણે છે, માટે એ ધ્રુણવાનું છે તે કેટ-લુક વાયુના રોગનું બળ છે, અને બીજું વહેમ છે, માટે ભુત વળગીને ધ્રુણે એ વાત ખોટી છે.

# ખેલ ૭૪ મો*

## ભુત કહાડવાના ઉપાય વિશે.

કોઇ આદમી ભુત આવે ત્યારે ભુવા લોકોને બોલાવે છે, પછી તે ભુવો આવીને બેસે છે, અને વળગાડવાળા આદમીને સામો બેસાડે છે, અને ડાકલાવાળાને કહે છે, કે મારી દેવીના દુહા બોલીને વગાડ, પછી ભુવા દુહા બોલે છે તેની રીત—

### દુહા.

માનસરોવરિ માય, ચાલ્ય ચુંવાળના ચોકની;
બરદાળી બેહેચરા, આવે ઉગમણા ગોખની. ૧
ખરી દેવી ખોડીઆળ, જેનો વાહો ડુંગરે;
સમરી સાચ દેનાર, આવે માતા આકરી. ૨
ડાક સાંભળતાં દુર, દોડી અમારા દેહમાં;
તું હાજરા હજુર, માતા આવે ઝલકડી. ૩

એવું કહિને ડાકલાં ડુંડુંડુંહ ડુંડુંડુંહ એમ વગાડે છે, અને હોહોહો હોહો કહિને બુમો પાડે છે, માથાં ધુણાવે છે.

મરચાંની ધુણી કરે છે તથા કુતરાની વિષ્ટા અને ઘોડાનો નખ બાળીને પેલા માણસને ધુણી દેછે, એટલે ધુણનારૂ અકળાઇને ખુઃખુઃખુઃ ખુઃ કરે છે, એટલે પાસે બેઠેલા બોલેછે, કે ભુત ધુણીને જશે ખરૂં, નહિ તો ખુઃખુઃ ન થાત.

પછી ભુવો ધુણીને પૃથ્વી ઉપર હાથ પછાડે છે, તે ભુવાને માથે ચોટલો મોટો હોયછે, તે છુટો રાખીને ધુણેછે, લોઢાની સાંકળો પોતાના વાંસામાં મારેછે, વળી કાકડા સળગતા પોતાના મુખમાં ઘાલેછે એમ કરીને વળગાડવાળાને તે બીહીવરાવે છે, એટલે તેથી ભુત (વહેમ) બાલે છે,

કે જાઉછુંરે, જાઉછુંરે, જાઉછુંરે, એ રીતે બરાડા પાડે છે.

પછી ભુતને સમ ખવરાવીને કહાડે છે; અને વળી પોતાની દેવીની બાધા આપે છે, કે આટલા રૂપીઆ મારી દેવી આગળ આવીને વાવરજો, ત્યારે હેડે બાધાની બાધા મુકજો.

પછી તેલનો વાડકો પેલા વળગાડવાળા ઉપર ફેરવીને પી જાય છે, એટલું કરવાથી પણ ભુત જાય નહિ તો ભુવો કહે છે, લાવોને બે કાકડા સળગતા. એક કાકડો હું ચાવી ખાઉ, અને બીજો એના હાથમાં આપું, એટલે એ પણ પોતાના મ્હોમાં ઘાલશે. પછી ભુતવાળું માણસ તો કાકડો હાથમાં નથી લેતું, કારણ કે ભુવાને અભ્યાસ થએલો હોય છે, તથી સળગતા કાકડા દાંતે ચાવી જાયછે, અને પેલા માણસને તો અભ્યાસ નહિ માટે બીહે છે.

હવે ભુવો ધુણતાં ધુણતાં ભ્રમવાળા માણસના મ્હોમાં સળગતો કાકડો ખોશી ઘાલીને તેને દઝાડીને અથવા લોહાના ચાબકા મારીને ભુતને બોલાવે છે. તથા લીંબુ ચીરીને માંહિ સીંદુર ભરીને ચકલે મુકાવે છે, અથવા અડદના લોટનું પુતળું કરીને બાળેછે. વળી ઠાઠડી બંધાવીને ભુવો તેમાં સુવેછે, અને તેને ચાર જણા ઉપાડીને સમશાનમાં લઇ જાય છે.

એવો ઉપાય ઘણુંકરીને ગામડાનાં લોકો કરે છે, સમશાનમાં જતાં આગળ ડાકલાં વાગે છે, મતલબ કે પેલા માણસનું ભુત ભુવાના દેહમાં પેશીને સમશાનમાં જાય છે. એવી રીતે પાંચ અથવા સાત દહાડા સુધી મહેનત કરે છે, અને ધુંણનારાને કાયર કરી મુકે છે, અને છેલે દહાડે તો હાથમાં સળગતા કાકડા લઇને તથા હાથમાં ઉઘાડી તરવારો લઇને સામા છેડે ઉતાર મુકી આવે છે, તેને વળામણું કાહાડ્યું કહે છે.

એટલા ઉપાય કરતાં ભુત ન જાય તો ભુવો કહે છે, કે આને તો જન વળગ્યો છે, માટે મુસલમાની ઉપાય કરો, એટલે મુસલમાની ઇલમ જાણનારને બોલી કહાડો, સૈયદ વિના આ ભુત જનાર નથી એવું કહેછે.

પછી સૈયદને બોલાવીને સૈયદના ઉપાય કરાવે છે, જો સૈયદથી પણ આ-રામ ન થાય તો, સૈયદ બ્રાહ્મણને માથે નાંખે છે, કે આતો બ્રહ્મરાક્ષસ છે માટે મારા ઇલમને નથી ગાંઠતો, માટે બ્રાહ્મણ પાસે ચંડીના પાઠ કરાવો.

એમ સહુ સહુના ઉપાય તરેહવારના છે માટે એમ કરે છે, પણ કોઇ એમ નથી બોલતો જે આતો તમને વહેમ છે, તેથી તમે છાતી કઠણ રાખીને ચાલો, એ રીતે ભુત સાચુ રહે, અને પોતે નીર્દોષ થાય છે, એ ધુણવાની પુરી રીત થઇ.



# ખેલ ૭૫ મો.*

## તલીઆ રાજાની ઠગાઈ વિશે.

હવે તલીઆરાજાની વિદ્યા ઉપર ચઢાઇ કરીએ છીએ, તલીઓરાજા ધુતે છે, એવું ધુતતાં કોઇ બીજાને નહિ આવડતું હોય, એવી મારા મનને ખાત્રી છે, શા માટે જે તલીઆરાજાની વિદ્યા તરત તાજી દીઠામાં આવે છે, તેથી ભલા ભલા ભુલે છે.

જ્યારે તલીઓરાજા બહાર ફરવા નિકળેછે, ત્યારે પોતાની સાથે બે ચાર સાગ્રીત રાખે છે, તે સાગ્રીત બહુજ હુંશીઆર અને જુદી જુદી જાતના વેશ પહેરે છે. કોઇ બ્રાહ્મણ થાય છે, કોઇ ફકીર થાય છે, કોઇ ભીખારી થાય છે, એવી રીતે તરેહવારના વેશ ધરીને તલીઆરાજાની પછવાડે ફરે છે, પણ કોઇ બીજા માણસને ખબર પડતી નથી, કે આ લોકો તલીઆરાજાના સાગ્રીત છે.

તે સાગ્રીત લોકોને તલીઆરાજાએ નેત્રપલ્લવી, કરપલ્લવી તથા બીજી

પણ ઘણી પ્રકારની સમથાઓ શીખી રાખેલી હોય છે, તે કોઇના કળ્યામાં આવે નહિ.

એ તલીઓરાજા પોતાને માથે મોટો ચોટલો રાખે છે અને રેશમી ઘાટડીવતે માથુ બાંધે છે, તથા કપાળમાં સીંદુરનું ટીલું કરે છે, અંગે જભ્મો પહેરીને તે ઉપર તેલ રેડે છે, તથી શરીર તેલમાં લથડપથડ થાય છે. હાથમાં એક ત્રીશૂળ ઝાલે છે, પગમાં પાવડીઓ પહેરેછે, અને પોળમાં કે શેરીમાં જઇને બોલે છે, કે તલીઆરાજા આવ્યા છે.

પાછળ છોકરાં તો પઆથેિક ફરતાંને ફરતાં રહેછે, જ્યાં જાયછે ત્યાં માણસ વાડકીઓમાં તેલ લેઇ લેઇને દોડ્યાં આવે છે. વળી તલીઆરાજા લોકોને સમજાવે છે, કે જેને પુછવું હોય તે આવજો, કોઇને શરીરેં દુઃખ હોય, કોઇની કુખમાં દુઃખ હોય, કોઇને ભુત વળગ્યું હોય, કોઇને કામણ નડતાં હોય, એટલા બધા રોગનો હું વૈદછું, જેને આવવું હોય તે ઝટપટ આવજો.

એટલે લોક આવી આવીને પુછે છે, વરશો વરશ તલીઆરાજા તો ઘણું કરીને આવે છે, તેથી સર્વને માલુમ હોય છે, કે તલીઆરાજા પાસે ઠાલે હાથે જવાય નહિ, એક પૈસો, એક સોપારી અને ચોખા એટલું તો જરૂર જોઇએ, માટે સહુ લેઇ લેઇને આવે છે. તેમાં ઘણું કરીને તો બાયડીઓજ પુછવા મંડી પડે છે. કોઇ હાથ દેખાડેછે, પછી તલીઓરાજા તેલની ધાર કરીને ધાર સામું જોઇને બોલે છે, કે તારા બાપનું નામ ફલાણું, તથા તારૂં નામ આ, તારી મા ભાઇ એ વગેરે દસ આઠ નામ દે છે, એટલે એકલા નામ ઉપરથીજ લોકોને તો આફ્રીન ઠરે છે, કે આ તલીઓરાજા તો બીજી પણ બધી વાત જાણી શકે છે, માટે હવે જે જે વાનાં મને કહેશે તે બધી વાત સાચી હશેજ.

એ તલીઓ રાજા નામ દે છે, એટલી વાતજ સાચી, અને પછી બીજાં ગપ્પાં મારવામાં મણા મુકતો નથી, તું પેલે ભવે વાંદરી હતી ત્યાં

ઝાડ ઉપર સમગીનાં ઘુંડાં ફોડી નાંખ્યાં છે. માટે આ ભવે તું વાંઝણી રહિ છે, અથવા કુલાણું દૃખ વેઠે છે. એમ લવારો કરતે થાકતો નથી.

બાયડીઓ પુછવામાં બાકી રાખતી નથી. કોઇ કહે છે મહારાજ મારે સાસુથી બનતું નથી. બીજી કહે છે મારા ધણીને ને મારે રાશ આવતી નથી. ત્રીજી કહે છે મારે શ્રીમંત આવતું નથી. એવી રીતે જેમ જેમ પુછનારા પુછેછે તેમ તેમ ફટાફટ ઉત્તર આપતો જાય છે તે સાંભળનારા સર્વે સાચું માને છે.

હવે એ તેલીઓરાજે પેલાં નામ દીધાં એનું કારણ એટલુંજ છે, કે પેલા પોતાના સાગ્રીત ચાર પાંચ, હોય છે તે ખડકીમાં ઉભા રહિને બીજાં લોકોને પુછતા જાય છે, કે પેલી તેલ લાવી એ બાયડીનું પીયર કયાં છે? તથા તેનાં સગાં વગેરેનાં નામ પુછી લે છે, અને પછી પોતાની સમસામાં એ વાત તેલીઆને કહિ આપે છે અથવા કરપલ્લવી કે નેત્રપલ્લવીમાં નામ કહિ દે છે, એટલે તેલીઓ પેલી બાયડીને કહેતો જાય છે. તેલની ધાર કરીને પેલા સાગ્રીત સામા ઉભા હોય છે એની સામું જુવે છે, પણ લોકના સમજવામાં એવું આવે છે, કે આતો તેલની ધાર સામું જોઇ રહ્યા છે.

એ રીતે જુગતી કરીને નાંમ દેઇ આપે છે, પણ એ જાદુ નથી તથા કરણપીશાચની દેવીની ઉપાસના નથી, કેટલેક ઠેકાણે ભણેલાને મ્હોડેથી પણ સાંભર્યું છે, કે તેલીઓરાજા કાન ધરે છે, એટલે એના કાનમાં આવીને દેવી નામ કહિ દે છે, પણ એ વાત તમામ જુઠીછે, એ વાતમાં મેં સારો અનુભવ મેળવ્યો છે, તેથી છાતી ઠોકીને નક્કી કહુંછું કે એ તમામ ખોટું છે.

તેલીઆરાજા પાસે કેટલીક બાયડીઓ દોરા ચીઠીઓ કરાવે છે, જે આ દોરાથી મારી સાસુ કે ધણી વશ થશે, પણ એના દોરાથી કાંઇએ થતું નથી અને અમથા પઇસા ખુવે છે, કોઇની પાસેથી રૂ૧ અને

કોઇના અઢી અને કોઇના પાંચ એમ રૂપીઆ લેતા જાય છે અને દોરા ધાગા કરી આપતા જાય છે.

મેં એક તલીઆ સાથે માયા કરી તેને સમજાવરાવીને પુછ્યું હતું, કે તમારી પેદાશ કેટલી હશે, ત્યારે એણે કહ્યું કે એક મહિનામાં રૂ ૫૦૦) સુધી મળે છે. માટે એવા એવા ઢોંગીઓને રૂપીઆ બાયડીઓ વિના બીજું કોણ આપે! અને આદમી પણ વખત ઠગાએલા છે, અને ઠગા-તા જાય છે, પણ હવે દશવીશ વર્ષમાં એવા ઢોંગનો નાશ થશે એવી આશા રહે છે, ચારે તરફ સુધારાનો ફેલાવ થતો સંભળાય છે, અને તેથીજ આવી ચોપડીને મદદ મળી શકે છે. નીકર મદદ તો શાની મ-ળે પણ એવા ધુતારા ભેગા થઇને વગર મોતે મારી નાખે એટલા રી-શે બળે પણ આજ સરકારનો તાપ જબરો છે તેથી દુષ્ટ માણસનો વિ-ચાર અફળ જાય છે.



# ખેલ ૭૬ મો.*

## પુરૂષના સ્તનમાંથી દુંધ કાઢવા વિશે.

કોઇ ફેરો મિજલસમાં અંબાના લાલ આવે છે, ત્યારે તેમની સા-થે બેચાર સાગ્રીતો હોયજ, પછી થોડા ઘણા ખેલ કરીને મિજલસને રા-જી કરે છે.

કોઇ ડહોડડાહ્યો હોય તે લાલને પકડવા જાય છે, ડહોડડાહ્યો એટ-લે આખું ડહાપણ એકલા પોતાની પાસે અને અરધાં ડહાપણમાં આખુ જગત એવું સમજે એનું નામ ૧ાા ડાહ્યો કહેવાય છે. તે ડહોડડાહ્યો વા-રંવારે લાલની પ્રતિષ્ટા લેવાનો વિચાર કરે છે, માટે લાલ પણ ધારી રાખે છે કે આ ભાઇને જરા ચમત્કાર દેખાડ્યા વિના નહિ ચાલે.

પછી બાલભટ પેલાના સામું જોઇને બોલે છે, કે અહોહોહો તમારા સ્તનમાં દુધ ઘણું ભેગું થએલું જણાય છે, એટલે પેલો ભાયડો તો ભડકતોને બોલે છે, હાય હાય! મારી ધાઇઓમાં દુધ કયાંથી હોય!

પછી લાલ છે તે પેલા આદમીના સ્તન ઉપર હાથ મુકેલ, એટલે માંહિથી દુધની શેડો વછુટે છે તે જોઇને લોકો હસવા મંડી પડેછે.

પછી પેલું દુધ આવે છે તે એક લોટામાં ઝીલી લે છે, તે આશરે પાશેરેક હોય છે. અને એ દુધ કહાડેછે તે વખત બાજીગર પોતાની પાસેથી અંગરખુ, શાલ કે અંગવસ્ત્ર જે હોય તે ઉતારે છે ત્યાર પછી ફકત એક પાઘડી અને એક પહેરેલું પંચીયું એટલાંજ પોતાની પાસે રહે છે: તે એવી રીતે કળા કરે છે કે પ્રથમ પોતાના મકાનમાંથીજ એક લોટામાં દૂધ ગાયનું, ભેંસનું, એક સાગ્રીતની પાસે આવે છે, તે જ્યારે પોતાની છાતી ઉપર તે નાખવાની અગાઉ પોતાની પાઘડીમાં આશરે અધોળ દૂધમાં બોળીને એક વાદળીનો કકડો છુપાવી રાખે છે, એ વાદળી છાપખાનાના કામમાં આવે છે. એનો એવો ગુણ છે, જે પાણીમાં કે દુધમાં અથવા એવા પ્રવાહી પદાર્થમાં બોળીએ તો ચહ ચહ ચહ પી જાય છે, તે જ્યારે હાથમાં ઝાલીને જોર કરીને નીચોવીએ, ત્યારે પાછું નિકળે છે, માટે એ વાદળીનો કકડો દુધમાં ભીજવીને પાઘડીમાં કે પોતાની સાથળો વચે એક જગોએ રાખી મુકે છે, તે પછી હાથમાં લેઇ છાતી ઉપર મુકીને દબાવે છે એટલે એમાંથી દુધની ધારા વછુટે છે, એ ધારા લોટામાં ઝીલી લે છે, એટલે અધોળેક દુધતો વાદળીમાંથી નિકળે, અને બીજું દુધ હોયછે તે બે ભેગાં થાય એટલે લોટામાં વધારે દુધ જણાય, એથી લોકોને ઘણોજ અચંબો લાગ્યા વિના રહે નહિ. અને એ દુધનો લોટો પણ તેજ વખતે સાગ્રીત લાવીને આપે છે અને તે વખતની અંદર તો કોઇ જાણે નહિ એવી રીતે દુધનો લોટો રહે છે.

પેલો આદમી તો બીચારો શંકાઇને મરી ગયા જેવો થાય છે, કે

હાયહાય મારી છાતીમાં દુધ ક્યાંથી? પણ એને બીજી કાંઇ ખબર પડતી નથી કેટલાક બાળા વિદ્યાર્થિઓ આ ખેલ વીશે આશંકા ધરશે કે એ દુધનો લોટો મંગાવ્યો. વળી વાદળી માથામાંથી કહાડીને હાથમાં લીધી, અને લીધા પછી એ આદમીની છાતી ઉપર હાથ મુકયો, એટલું થતાં સુધીમાં કોઇ દેખેજ નહી એવું થાય?

પણ કોઇને એવી આશંકા ના કરવી, કારણકે એ લોકોની એવી ચપળતા હોયછે, જે આપણી કોટમાંથી ઉતરી કહાડી લે પણ આપણને ખબર ન પડે તો પોતાના અંગની વાતતો શી કરવી.

માટે એવો ખેલ જોનારા ભોળાઓ હોયછે, તે જાદુ વીદ્યા. સાચી જાણીને વળી જરા એનાથી બીહીતા પણ રહેછે, જે આ જાદુગર તો વસમો છે ભાઇ આજતો આદમીની છાતીમાંથી દુધ કહાડ્યું પણ વખત ભાયડાના પગ વચ્ચેથી છૈયું કહાડે ખરો, એટલા સુધી વીચાર કરી વળેછે.



# ખેલ ૭૭ મો*

## જતીલોક જુદી જુદી રીતે દાણા જુએ છે તે વિશે.

કોઇ એક શેહેરમાં શ્રાવક ઓસવાળની વસ્તી ઘણી હશે, તેમાંનો સંઘ જાત્રા કરવા ગયો, તે મારગમાં ભાતુ ખાવા સર્વે બેઠાં, તે વખતે એક પ્રસન બાઇ વાણીયણ હશે તે પણ ખાવા બેઠી, અને ખાવાની રીત તો સઉ સઉનાથી છાનું ખાવું એવી હોયછેજ, એટલે લોકોના દેખતાં ન ખાવું. પણ મુસાફરી લોકોને એવો બંદોબસ્ત શી રીતે રહે તેથી પ્રસનબાઇ ખાતાં હતાં ત્યાં એક ભીખરાણ વાઘરણ આવી, અને બોલી કે બાઇ મને કકડો આપને, હું ભુખે મરૂંછું, તે વખતે પ્રસનબાઇએ એક કકડો આપ્યો તો ખરો, પણ મનમાં ખરખરો રહિ ગયો કે એ

બીખારણ મને વળગી ( ખાતાં નજર લાગી ) અને પછી જાત્રા કરીને ઘેર આવ્યાં તો પણ જ્યારે ખાવા બેસે ત્યારે પેલી વાઘરણ સાભરે એટલે ખવાય નહિ. એમને એમ પ્રસનબાઇ તો ખાધા વિના સુકાવા લાગ્યાં, એની માએ પ્રસન ઉપર અક્ષત ઉતારીને પોતાના ગોરજીને દેખાડવા ગયાં, પ્રસન પણ સાથે હતી.

પછી ગોરજીએ દાણાની બાર ઢગલીઓ કરીને કહ્યું કે લ્યો પ્રસન આ બાર રાશીઓનું ચક્ર છે તેના ઉપર પઇસો ત્રણ ફેરા ફેરવીને એક ઢગલીમાં મુકો, એટલે એ રીતે કરીને પઇસો એક ઢગલીમાં પ્રસને મુકયો.

પછી ગોરજી બોલ્યા પ્રસન આ ઢગલીમાંથી ઘઊંના પાંચ દાણા લે-ઇને ચાર દિશાએ નાંખો અને એક દાણો મહારા હાથમાં મુકો, એટલે જેવું હશે તેવું જણાશે. પ્રસને તો એ રીતે કર્યું, પછી ગોરજીના હાથમાં એક દાણો હતો તે બે હાથ ભેગા કરીને મસળ્યા એટલે એ હાથમાંથી એક દાણાના વીસ દાણા થઇ ગયા.

ગોરજી બોલ્યા—પ્રસન કાંઇ ખબર પડી એટલે પ્રસન બોલ્યાં ? હા મહારાજ આટલાં વર્ષ કાઢયાં ને કયમ ન સમજીએ? તમારા હાથમાં તો મેં ઘઊંનો એક દાણો મુકયો હતો અને હવે વીસ દાણા થયા તે દેવા· તણ વિના કાંઇ થાય છે? અને વળી પ્રસન બોલ્યાં મહારાજ આટલું કામ તો હાથમાં લેઇને કરવું પડશે એટલે ગોરજી બોલ્યા સાંભળો. આજ કાલ કરતાં આ વાતને છ મહિના થયા, પણ હજી સુધી તમારા કાન ઉઘડયા નહિ, જુઓ! બહારની ઓઝટનું આવી લાગ્યુંછે, મહા મેલુંછે ત-મને જમતાં નજર લાગી છે. માટે અન્ન ઉપર ભાવ ન થાય, શરીરમાં સત્તા નહિ, રાત્રે તાવ પણ આવે છે, ઊંઘમાં સ્વપનાં આવતાં હશે, પગતો જાણે ભાગી ગયા, મુળગુ બળજ ન મળે, કેમ આ વાત કહુછું તેમાંનું કાંઇ મળેછે, કે નહિ? એટલે પ્રસન બોલ્યાં—અરે મહારાજ તમારા કહેવામાં તે ભુલ પડે? તમ કહોછો એજ રીતેજ થાય છે, માટે હવે તો

એ લપ કહાડશો ત્યારે નીરાંત થશે.

પછી ગોરજી બોલ્યા, લપ કહાડવામાં ખરચ કરવાની શક્તિ હોયતો આ કામમાં મને ભેળજો, ને મફત કહડાવવું હોય, તો જાઓ પેલા માર વાડી ગોરજી પાસે, જે પ્રથમતો તમને કરાર થશે, પણ પાછા બાર મહિના થશે એટલે હડાક્યું બોલશે. એવું સાંભળી પ્રસન બોલ્યાં ના મા! બાર મહિને પાછું બોલે ત્યારે તો એનું એજતો! મુવા નહિને પાછા થયા! એમાં શો દહાડો વળ્યો.

ગોરજી બોલ્યા—પ્રસનબાઈ ખરચ તો વધારે થશે. પ્રસન—માહારાજ માહારી માતો ગરીબ છે, માટે ભીંત જોઈને ભાર મુકજો.

ગોરજી—દેવને નૈવેદ્ય જોઈશે, અને દોરા ચોકીઓમાં અષ્ટગંધ જોઈશે, અને માનભદ્રવીરને સારૂ સવા તોલા સોનાનો ઘોડો કરાવવો પડશે એમ અડચુણ પડચુણ થઈને ઓછામાં ઓછા રૂપીઆ ચાળીશેક થશે. પણ ચાળીસ રૂપીઆ ખરચ કરશો તો શરીરે સારાં થશો, નીકર શરીરમાં રહિને ઘર કરશે તો પછી નિકળવાનું નથી. જુઓને તમારી પડોશણ ઉજમડોશીને કારણે ઘર કરયુંછે, તે હવે કાંઈ જાયછે? પછી પેલી બાપડી બાયડીએ જખમારીને રૂપીઆ ચાળીસનું ખરચ કરયું, તે શા માટે તો પેલો એક દાણો હતો અને એના વીસ દાણા થયા તેથી એનું આકીન ગોરજી ઉપર બરાબર ઠરી ગયું, હવે એક દાણાના વીસ દાણા શી રીત થયા તે લખુછું.

પેલી બાયડીએ પાંચ દાણા હાથમાં લેઈને એકેકો ચારે દિશાએ નાંખવા માંડ્યો, તે વખતે ગોરજીએ પોતાની હાથેળી થુકાળી કરીને દાણા ઉપર મુકી. એટલે હાથેળીમાં આશરે વીસ દાણા ચોટ્યા આવ્યા, અને એ દાણાવાળો હાથ પોતાના ઢીંચણ ઉપર ઊંધો વાળીને મુક્યો, અને પછી ડાબા હાથમાં એક દાણો લીધો હતો, અને જમણા હાથમાંના બીજા દાણા એ બંને ભેગા થયા. અને મસળતાં ખરખર પડ્યા, એજ એની યુક્તિ

છે, પણ બીચારી ભોળી પ્રસનબાઇ આવું કેમ કરીને કપટ વરતી શકે.



# ખેલ ૭૮ મો.*

## જોશી લોકો વહેમમાં નાંખીને દાણા જુવેછે તે વિશે.

એક સમે એક બાઇને પેટમાં દરદ થયું, તથી તેની સહિયણીએ એને કહ્યું, કે તેં આટલાં ઓસડ કર્યાં પણ કાંઇ ટકી લાગી નહિ, માટે કાંઇ દાણા વાળો, ને કોઇ સારો ભણેલો હોય તેને જઇને બતાવો.

પેલી બાઇએ બે ચાર ઠેકાણે તો દાણા દેખાડેલા તોપણ વળી ખરે ખરા જોશીને દેખાડવું બાકી રહેલું, પછી પેલી બાઇએ અક્ષત પોતાના ઉપર ઉતરાવ્યા, અક્ષત (દાણા) ઉતારતી વખતે બોલે છે, કે આપદ્રષ્ટ, બાપદ્રષ્ટ, ચોરાનું, ચકલાનું, ઘરનું, બહારનું, મુસાળનું, મસાણનું, જે હોય તે આ દાણામાં આવજો, જેમ ભણેલા બ્રાહ્મણ કહેશે તેમ કરીશું એમ કહિને માથા ઉપર દાણા ફેરવીને તે દાણા એક રૂમાલમાં નાખીને (માંદા માણસના ઓશીકે અથવા જમણી પાંસે મુકે છે.) તેમ મુકયા.

પેલી બાઇ તો પેલો ખરેખરો જોશી હતો એને ઘેર ગઇ. અને દાણા આગળ મુકયા, અને પછી બાઇ બોલી—જોશી બાવા આટલા દાણા જોઇ આપોને એટલે જોશી બોલ્યા, અહોહો બેન તમે કયાંથી? પછી બાઇ—અરે માહારાજ તમને ખબરે નથી, મેં બે ફેરાતો, છોટીઆ (છોકરા) સંગાથે કહાવ્યું હતું, કે જોશીને પુછજે, પણ પીટયો તમને તો મળ્યો નહિ હોય ખરૂં? જોશી—ના મને તો છોટે કહ્યું હતું કે જીને શરીરે ઠીક નથી રહેતું, પણ હું તો બહુ જંજાળી એટલે ભુલી ગયો, અને વળી હમણાં તો શેઠના ઘરના જપ ચાલે છે, તથી આજ કંસારને ઉપર ખાંડની નાત જમી પણ આપણે આવદાન કરયું નથી, શા માટે જે જેના જપ કરવા તેનું અન્ન ખાવું જોઇએ.

હવે જોશીએ ટીપણું માંથામાંથી કહાડ્યું અને પેલા દાણાની બાર ઢગલીઓ એક પાટલા ઉપર કરી, પછી જોશી બોલ્યા, બહેન! મને તમારા નામની વિસ્મૃતિ થઇ ગઇ છે, એટલે પેલી બાઇ બોલી, કે મા-હારૂં જન્મનું નામ તો જેકોર છે, પણ સાસરે તો સરવ જડાવ. જડાવ કરેછે. પછી જોશી બોલ્યા, જન્મનું નામ તેજ ખરૂંછે, માટે જેકોર નામે મકરરાશી ઉપર જોવાશે, પછી પેલા ધર્ણમાથી પૈસો લઇને ત્રણવાર ધર્ણની ઢગલીઓ ઉપર ફેરવાવીને એક ઢગલીમાં મુકાવ્યો. પછી એ ઢગલીના દાણા બે ચારેક હાથમા લેઇ ટીપણા ઉપર મુકીને વાચ્યા વ-ધાવો જોયો, અને કહેવા લાગ્યા, કે પીત્રીદોશ આવતો નથી, તેમજ હોઝટનું પણ નથી, મરનારની સોકચનું પણ નથી આવતું, કોઇ કુંડાળામા પગ પડ્યો નથી, પણ એક વાનું જોવામાં આવેછે તે કહોતો કહું, અને ના પાડોતો ના કહું.

બાઇ--સુખેથી કહો, તમે ન કહોતો તમારી જનોઇના સમ, જેવું દાણામાં બોલતું હોય તે કહેજો, એટલે હવે જોશી બોલેછે, આ વર-સમાં તમારે બારમો મંગળ છે તે નેષ્ટ કહેવાય, અને રાહુ પણ આઠમો છે, વળી ચોથો બ્રેહસ્પતી, એ ત્રણે મોટા ગ્રહ ઘણા કઠણછે, માટે એવું જોયામાં આવે છે, કે તમને ચાર મહીનાથી અન્ન નથી ભાવતું એવું બોલે છે, અને જાણે મગજમાં વેગ આવતા હશે, છાતીએ અમુજણ જેવું પણ હશે.

મંગળ રોગની ઉતપત્તિ કરે, બ્રેહસ્પતી કાંઇ કામ ન થવાદે, અને રાહુતો બંધિખાનું આપે, એટલામાં પેલી બાઇ બોલી હા માહારાજ હા! પાંચ પાંચ મહિનાથી રગડાઊછું એ મોટુ બંધિખાનુંજ છેતો.

જોશી તમે ઠીક કહોછો, પણ આ પાંચ મહિના ગયા તે તો ઠીક ગયા અને હવે તો ગ્રહની નજર બગડેલી લાગેછે, માટે વેળાસર આનો ઉપાય કરજો, એટલે બાઇ હા જોશી મહારાજ! હું કાંઇ ગાંડી નથી, બધુએ

સમજાવ્યું. કહ્યું છે કે રાજા દંડે તે બધું જગત જાણે પણ ગ્રહ દંડે તે કોઈ ન જાણે, માટે હવેતો આનો ઉપાય કરો.

જોશી—ઉપાય ઈશ્વરે કરી મુકયો છે તે ખરોછે. માટે એ ત્રણે ગ્રહના જપ કરાવો, નીકર વળી પનોતી આવનારી છે તે તમને શરીરે પીડા કરશે, કહેનારો કહી છુટે અને વહેનારો વહી છુટે, અમારે શું આ તો તમે પોતાનાં છો માટે ચેતાવીએ છીએ, પછી બાઈ બોલી મહારાજ! એનું ખરચ શું થશે?

જોશી—અગીઆર બ્રાહ્મણની વરૂણી કરવી પડશે, અને લાડું, વડાં, દુધપાક એવું ભોજન જોઈશે, અને માથાદીઠ અડધો અડધો દક્ષણા આપવી પડશે, એટલુંજ, બીજું કાંઈ ઝાઝું ખરચ વગર ફાંસુનું શું કરવા કરાવીએ.

બાઈ—મહારાજ કયારે જપ કરવા બેસશો? એટલે જોશી—આવતે કાલે શનિવારછે. માટે હનુમાનનો વાર સારો, તેથી કરાવનાર અને કરનાર બંને સુખી થાય એવું છે માટે વહાણામાંથી આરંભ કરીશું, સીધું વાડીમાં પોચતું કરજો, વળી તમારે વાસણ કુસણના સંતાપ નહિ, રામગર બાવો સારો છે તે વાસણ આપશે.

પછી પેલી બાઈ ધણીથી છાના જપ કરાવે છે, અને છાનો સામાન ઘરમાંથી રૂપીઆ દશેકનો આપ્યો, પેલા બ્રાહ્મણો જે પોતાના સગા વહાલા મિત્ર હશે તેને કહિને વાડીનો વાયદો કરયો હતો તથા તે સરવે ત્યાં આવ્યા એકાંત જગોએ આવીને જપ કરવા બેઠા, આસાનની ઉપર બેશીને ગઉમુખીઓમાં હાથ ઘાલ્યા એટલે વાતો ચાલતી થઈ. દુર્ગાશંકર— અલ્યા બ્રાહ્મણો! લાડુને શેકીને કરશો કે તાળ્યો? મણીરામ ઓહોહો તમ સરખા રૂષી વરૂણીમાં આવ્યા અને બાળ્યો તે લાડુ થાય? શાસ્ત્રી ત્યારે તો આજે પાયસાન (દુધપાક) છે કે શું? દીનકર હા શાસ્ત્રી બાવા! તમને તો લાડુ નહી ભાવતા હોય, માટે પાયસાન સંભારોછો..

એ રીત ઘણી ખરી તો બાધાની વાતો, બીજી કાંઈ ઘર સંબંધી

થોડીક અઉઠાની વાતો, એ રીતે ગપ્પાં મારતાં મારતાં સાંઝ પડવા આવી. એટલે રસોઇઓ બોલ્યો, ભૂદેવો! (બ્રાહ્મણો) રસોઇ તો બધી તૈયાર થઇ પણ ભજીયાં વિના કાચું રહી ગયું, અને મસાલો, વેશણ, રીંગણાં બધું તૈયાર છે, પણ હવે તેલ જજમાનના ઘરમાં રહ્યું.

પછી શાસ્ત્રી બોલ્યા, દુર્ગાશંકર! હનુમાનને ચઢાવવાનું તેલ આવ્યું છે તેમાં ભજીઆં તળો. દુર્ગાશંકર—અરરરર શાસ્ત્રી બાવા! તમે એ શું બોલ્યા હનુમાનનું તેલ તે ખવાય? શાસ્ત્રી—અરે બ્રાહ્મણ જમશે એટલે હનુમાન પૂર્ણ તૃપ્ત થશે, બીબકારોને. પછી હનુમાનને ચઢાવવાનું તેલ હોય તેનાં ભજીયાં કરે છે. અને પાછલો આશરે ચાર ઘડી દહાડો હોય એટલે જમવા બેસે છે, જમતાં જમતાં વાતોના તડાકા ખૂબ મારતા જાયછે અને જમતા જાય છે.

જમતાં જમતાં રસોઇ વખાણે છે અને વળી એમાંનો કોઇ બોલી ઉઠે છે, અલ્યા ભાઇ આજતો આ વાડીનું કલ્યાણ કર્યું, પણ કાલે તો ધર્મશાળામાં ડેરા ઠોકાય તો ઘણું સારૂ.

એમ વાતોમાંને વાતોમાં આખો દહાડો ગાળ્યો, જપને બપ કાનમાં પણ જપ્યા અને દક્ષણા લીધી, પુછડી ડોલતા ડોલતા ઘેર આવેછે પેલી બાઇ મુઇ કે જીવી તેની કોઇએ ખબરજ ન લીધી, એવી રીતે જોશી લોકોની દાણા જોવાની રીત છે.



## ખેલ ૭૯ મો.*

## વીરવિદ્યાથી કોઈના ઘરમાંથી જણસ મગાવવા વિશે.

ભવૈયા લોકો રમેછે ત્યારે બીજા લોકોના વેશ કહાડે છે, તેમજ

વાદીનો પણ વેશ કહાડે છે, તે વાદીના વેશમાં તપેલું ભરીને મીઠાઇ કહાડેછે, વળી તેમાંથી થોડી મીઠાઇ વહેંચેછે પણ ખરા. લોકતો મીઠાઇ ભાળીને સમજી લે છે, કે આજ કોઇક કંદોઇની દુકાનમાંથી વીર જઇને મીઠાઇ લઇ આવ્યા. તે મીઠાઇ કહાડવાની જુગતી લખુંછું.

એ મીઠાઇ કહાડવાની બે ચાર જુગતીઓછે, તેમાં એકતો એ છે કે, એક વાંસનો કંડીઓ રાખેછે તે કંડીઆને કહાડવાનું ઢાંકણું હોય છે, તે ઢાંકણામાં બીજું ચોરખાનું હોયછે, જેમ વિલાયતી પેટીઓને ચોરખાનું હોયછે, એ રીતે એ કંડીઆના ઢાંકણાને ચોરખાનું હોયછે તેમાં મિઠાઇ ભરી રાખેછે, તે વખતે જોનારા લોકોતો છેટે હોય છે. અને વળી રાત્રી માટે નજર ચુકાવતાં ઘણી મુશકેલ નથી, તેથી નજર ચુકાવીને મિઠાઇ તપેલામાં નાંખી દેછે, અને પછી લોકોને દેખાડે છે.

બીજું એ છે, જે કાંચળીઓ સ્ત્રીનો સ્વાંગ પહેરીને આવે છે, એટલે પોતાના ઘાઘરામાં અથવા સાડાના સડકામાં જેમ ફાવે તેમ આશરે બશેરેક મિઠાઇ છુપાવી રાખેછે, અને વાદીની પાસે ઉભો થઇ રહેછે.

હવે તરકડીઓ હોયછે તે ચેતી લેછે કે કાંચળીઓ મિઠાઇ લાવ્યોછે તે મિઠાઇ વાદીને આપવાનીછે, પણ મશાલનું અજવાળું મટીને અધારૂં થઇ જાય તો આ કામ બને. પછી તરકડીઓ ખુબ તોફાન કરીને લોકોને દાંત કહડાવેછે, એમ કરતાં કરતાં પેલો મશાલ ઝાલીને હજામ ઉભો હોય છે તેની ઉપર પડેછે, એટલે મશાલ હેઠી પડી જાય છે, તથી લોક તો ઘણા દાંત કહાડીને કહેછે જે આતો જુઠણે નકતો કર્યો.

પણ જુઠણે નકતો કર્યો છે તે એના ડહાપણમાં કર્યો છે, હવે જ્યારે મશાલ ઝાંખી પડી કે હેઠી પડી, તે વખતે કાંચળીઓ હોય છે, તે પેલા વાદીને મિઠાઇ આપેછે, અને એ વાદીછે તે તપેલામાં કે કથરોટમાં નાખી દેછે, અને પછી લોકોને દેખાડેછે, કે જુઓ મારા વીર લાવ્યા. એ રીતે પણ પકવાન કહાડે છે.

વળી એમ પણ થાય છે, કે જે ઠેકાણે ભવૈઆ રમવાના હોય છે, તે ઠેકાણે સમીસાંઝે ધુળવાળીને સાફ કરે છે, અને આશરે ઘડી આરેક રાત્રી જાયછે, એટલે ભવૈઆ લોકોનાં છોકરાં તથા ભુંગળીઆ તથા મૃદંગી એ બધાય મળીને ઢબઢબુક ઢબઢબુક કરી મુકે છે, ત્યારે લોકો સમજી લે છે, કે આ ઠેકાણે ભવાઇ થવાની છે, માટે લોકોને ખબર થવા સારૂ આ છોકરાં કડાકુટ કરે છે.

પણ એ છોકરાં તો શું કરે છે તે સાભળો, એ જગાએ ખોદીને ભુંઇમાં, મીઠાઇનું ભરેલું ડોઘલું એક છુપાવી દે છે, અને તેના ઉપર એક લુગડું ઢાંકીને લુગડા ઉપર ધુળ પાથરી દે છે, એટલે રસ્તા જેવો રસ્તો થઇ રહે છે ને મિઠાઇ ઘાલી છે એવું કાંઇ જણાતું નથી. પછી વાદીનો વેશ આવે છે ત્યારે વાદી લુગડાં ઉતારીને એક ઠાલું તપેલું લેઇને ચાદર ઓઢે છે પછી પેલું ડાટેલું ડોઘલું કહાડી મિઠાઇ કહાડીને તપેલામાં મુકેછે અને એ ડોઘલું ભુંઇમાંજ રહે છે, માટે કોઇને એ વાત જાણ્યામાં નથી આવતી, પછી જે ઠેકાણે ડોઘલું ઘાલેલું હોય છે તે ઠેકાણેથી ડોઘલું કહાડી લેઇને તેમાં ધુળ ભરે છે એટલે બીજે દીવસે સવારમાં કોઇ જોવા જાય તોપણ કપટ કળ્યામાં આવતું નથી.

એવી એવી રીતથી બરફી, પેંડા વિગરે નિકળેછે, તે જોઇને ભોળા લોકો તો બીચારા ભ્રમમાં ભરાઇ જાય છે પણ ભ્રમ તો એ ઉપર લખેલો છે એજ છે, એમ મિઠાઇ નિકળવાથી કોઇ વળી જોનારામાંનો બોલી ઉઠે છે, કે મિઠાઇ મગાવી એમાં હું તમારી સિદ્ધાઇ નથી જાણતો, પણ મારા ઘરમાં મજુસ છે, અને એ મજુસમાં ડાબા હાથના ખાનામાં એક પેટી છે, તે પેટીમાં દાગીના છે તે દાગીના લાવી આપે તો હું વાદીનો વેશ ખરો જાણું.

એવું સાંભળીને એ વાદી બોલે છે, ભાઇસાહેબ! અશલના ઘરડાઓતો એવા કામ કરી જાણતા પણ હવે તો આ કળજુગના મહિમાએ

કરીને દહાડે દહાડે મંત્રમાંથી પણ દેવત ઘટતુ જાયછે માટે એ વાત તો મારાથી નહીં બને.

પછી પેલો સામો માણસ ઉતાવળો ઉતાવળો ઉભો થઇને બોલે છે, કે જુઓ કહોછોને અમે જાદુ વિદ્યા જાણીએ છીએ, પણ હું કેવા માથાનો આવ્યો કે તમારી આટલા માણસમાં આબરૂ લીધી. એટલે પેલો વાદી બોલે છે શેઠ એવડું ચઢ્યું ચઢયું ન બોલો, માતાજી આબરૂ નહિ જવાદે બાનાની પત રાખશે, પણ સાંભળો તમારા ઘરની પેટીમાંથી અને તમે કહ્યાછે એટલા દાગીના, હાલ મંગાવી આપું તો ૩૨૫) ની પાઘડી ખરી ત્યારે એ માણસ કબુલ થાય છે, કે પાઘડી પચાસને ઠેકાણે પચાસની આપવી.

પછી એ વાદી છે તે લુગડું ઓઢીને બેસેછે અને પછી એ માણસના દાગીના હાથમાં લેઇ મશાલવાળાને પાસે બોલાવીને, સહુ માણસના દેખતાં સુંપેછે, અને બોલે છે, જોજો ભાઇઓ આટલી સભા સાંભ જોછે મેં આટલા દાગીનાજ દેવ પાસે મંગાવી લીધા, તે આ તરત આપું છું. પણ કદાપી ઘરમાંથી નહાની મોટી જણસ જશે તો મારે માથે ન પડે, મારેતો પારકા ઘરની જણસ હરામ છે, ને જો જીવ બગાડીએ તો દેવ અમારૂં કામ કદી કરે નહિ, માટે પરમેશ્વરના ઘરનો હુકમજ એવો છે, જે વીર પાસે મંગાવેલી જણસ વાદીએ લેવી નહિ.

આ ખેલ જોઇને જોનારા તો ભલભલા હોય છે, કદાપી થોડી ઘણી સુધારાની વાતો સાંભળી વાંચી હોય છે, તેનાં મન પણ ડોલવા લાગી જાય છે, કે જાદુવિદ્યા સાચી ન હોય તો આ દાગીના કેમ કરીને લાવી આપે.

હવે એ દાગીના મગાવ્યા છે તેની જુગાઇ ઉઘાડી પાડુંછું. એ ભવૈયા રમે છે, તે પહેલાં આગલે દિવશે કોઇ ગ્રહસ્થ માણસની પાસે ભવૈયા જઇને કાલાવાલા કરે છે, કે ભાઇ! આજ સાંજે આપણી પોળમાં

રમવાનું છે, માટે બે ચાર હળવાશા દાગીના લાવો, એમ પાછા કાલે સવારે આપને આપી જઇશું, અને તમો કચેરીમાં ગયા હશો, તો અ-મારી ભાભીને હાથોહાથ સુંપી જઇશું. એટલે ભાઇ બોલ્યા,

ભાઇ—નાએક !દાગીના શું કરશો, વેશમાં પહેરવા છે.

નાયક—ના સાહેબ પહેરવાના દાગીના તો તમારે પ્રતાપે કરીને પુશ્કળ છે, પણ વાદીના વેશમાં એ દાગીના કહાડીએ તો બે રૂપીઆની મતા વધારે મળે અને વળી વેશ સારો શોભે.

ભાઇ—કેમ વારૂ મને કાંઇ સમજણ ન પડી, અમારા દાગીના કહાડવાથી તમારો વેશ કેમ કરીને સારો શોભશે.

નાયક—અરે મહેરબાન! આપની મહેરબાની હોય, ત્યારેજ અમારી શોભા વધે એમાં નવાઇ નથી, રાત્રીએ વાદીનો વેશ આવે એટલે આ-પ સાહેબ સભામાં જોવા બેશશો ત્યાં એવું બોલજો, કે મારા ઘરમાંથી દાગીના મંગાવી આપો, ત્યારે તમે વાદી સાચા. એટલે પછી આ દાગીના તમને આપીશું, તેથી લોકો જાણશે, કે વાદીના વીર લાવ્યા એટલે પેલા ગ્રહસ્થ સારો માણસ હોયછે તે વિચારે છે, કે બીચારા ગરીબ લો-કને બે રૂપીઆની મતા વધારે મળતી હોય, તો એમાં મદદ કરવી એ કામ પરમાર્થનું છે એવું ધારીને પેલા ભાઇએ દાગીના આપ્યા.

હવે અગાઉથી આટલો બંદોબસ્ત કરી મુકયો હતો માટે એ દા-ગીના નિકાળ્યા છે, પણ એમાં જાદુ બાદુ કાંઇ નથી.

પેલા ગ્રહસ્થ આ વાત કોઇના આગળ કરતો નથી, જે શાથી ગરીબ માણસના ઠીકરામાં ધુળ નાંખવી, એવું કામ સારા લોકો નથી કરતા એવા એવા ઉપાયથી બધો વાદીનો વેશ પુરો કરે છે.



# ખેલ ૮૦ મો.*

## જતીલોકો જંત્ર કરેછે તે વિશે.

કોઇએક શ્રાવકની સ્ત્રી વંઝ્યા હતી તે જતીને અપાશરે દરરોજ જતી તે બાઇનું નામ વહેમકોર, તે એક દિવશે વહેમકોરબાઇ દાણા વાળીને ગોરજીને ઘેર ગયાં, અને વંદન કરીને પુછ્યું મહારાજ મને શો દોષ છે? કે મારે શ્રીમંત આવતું નથી.

પછી ગોરજીએ પેલા દાણાના વાચા વધાવા જોયા, અને પછી વહેમકોરને કહ્યું, વહેમકોર! લાવ તારો જમણો હાથ જોઉ જોઉ, કેટલા ફળ લખેલાં છે! પછી વહેમકોરે પોતાનો હાથ છીંદરીને છેડે લોહી ચોખો કરીને દેખાડ્યો. એટલે ગોરજી હાથ જોઇને બોલ્યા, તારા હાથમાં પાંચ ફળ છે, પણ માંહિ સાપણ પડી છે, તે સાપણ બે ઠેકાણે હોય છે, એક વાંસામાં અને એક પેટ ઉપર.

પછી વહેમકોરે વાંસો અને પેટ દેખાડ્યું, તો સાપણ ગોરજીએ દીઠી નહિ. પછી વિચાર કરીને બોલ્યા, કે તારે સાપણ તો નથી પણ તારા પેટમાં સાત જાતના રોગ છે. એટલે વહેમકોર બોલ્યાં—મહારાજ! સાત રોગ કીઆ કીઆ? પછી ગોરજીએ પોથી છોડીને પાના કહાડ્યાં, એ પાનામાં શુકનાવળી હતી, એ પાનાની થોકડીમાં એક રૂપાની સળી ઘલાવી, તો એ શળીવાળા પાનામાં હનુમાનની મુર્ત્તિ આવી. પછી ગોરજી બોલ્યા વાહવા! શુકન તો સારો આવ્યો છે, હનુમાનજી અને અંજનીમાતા આવ્યાં છે.

હવે એ પાનામાં લખેલું છે તે ગોરજી વાંચી સંભળાવે છે, અને પેલી બાઇ સાંભળે છે. હનમાનજી પુછેછે અને અંજની કહે છે, એ કામ ભલું આદરયું છે, એ કામ નિશ્ચે થવાનું છે, સુખ ઉપજશે, ચીંતા

દૂર થશે. તારી ડાબી જંઘાએ તલ હોય તો સાચું માનજે, પેલી બાઇ તો સાંભળીને શંકાણી કે બળ્યું બળ્યું મહારાજ આવી બીઅંદબની વાત કયાંથી આવી. ગોરજી—શાસ્ત્રમાં આવ્યું તે ખરૂં, તું ભણી હોત તો તને વંચાવી દેખાડત, અને સાત રોગમાંનો એક રોગ તને છે, એવું શુકના વળી ઉપરથી નક્કી થયું.

વહેમકોર—એ સાત રોગ ક્યા ક્યા? એટલે ગોરજી બોલે છે. તે સાત રોગનાં નામ એક તો એ છે જે કમળ ઉંધું રહેછે, બીજું કમળમાં પાણી ભરાયછે, ત્રીજું કમળમાં વાયુની ગાંઠ ઉત્પન્ન થાયછે, ચોથું કમળ ડાબી કુખમાં જાયછે, પાંચમું કમળમાં બીંદુ પડતાં રૂધીર ભરાય છે, છઠું એછે જે, કમળમાં પાઠું પડે છે એટલે માંહિ ગર્ભ રહી શકતો નથી, અને સાતમું એ જે કમળમાં ડાકચણદોશ રહે છે.

એવા એવા સાત રોગ છે, તેમાંનો એક રોગ તારામાં છે, પેલી બાઇતો સાંભળીને દંગ થઇ ગઇ, કે ગોરજીની પોથીમાંતો સંસારની વાતો પણ આવતી દેખાયછે, પછી બોલી, કે મહારાજ! હવે તો એ રોગ મટવાનો તમારા હાથમાં છે, હું જનમોજનમ તમારી દાશી થઇને રહિશ, પણ મારૂં વાંઝીઆપણું મટાડો.

ગોરજી—તને એક દોરોઆઠી કરી આપું, તે માદળિયામાં રાખજે, એટલે કેશરીઓ તારા મનોર્થ પુરા કરશે, અને કમળનો દોશ કપાશે. પણ હું જેટલાં વાંનાં મગાવું એટલાં વાનાં લાવવાં પડશે, તે તારા વરને કહેજે એટલે એ જણશો લાવી આપશે.

વહેમકોર—મહારાજ! શું શું જોઇશે? તે મને કહો. પછી ગોરજીએ બીજી પોથી છોડી, અને બોલ્યા. કે આ અસલની પોથી છે, તેમાં લખેલું છે, કે અષ્ટગંધ તથા બીજો સામાન પણ છે, માટે લે એક કકડામાં હું તને લખી આપું તે શેઠને વંચાવજે એટલે ગુમાસ્તા પાસે મંગાવી આપશે. હવે એ સામાન એક કાગળના કકડામાં લખી આપેછે તેની વીગત—

કંકુ, કેસર, કપુર, હીંગળોક, મળિયાગર, કસ્તુરી, અગર, તગર, ભોજપત્ર, પાંચવાનું હીર, બત્રીસો ધુંપ, એટલા સામાન જોઈશે, એનું ખરચ આશરે પાંચ રૂપીઆનું છે, કાંઈ લાંબી બેઠક નથી. અને ઘીતો ઘરમાં હશે માટે એક સવાશેરનો લોટો ભરીને લાવજો.

પછી વહેમકોર તો પેલો કાગળ લઈને ઘેર ગયાં. સાંજે શેઠને કહ્યું કે આપણા ગોરજીએ, મારે શ્રીમંત આવવાનો ઉપાય બતાવ્યો છે, અને એમાં જે જે જણશો જોઈએ તે મને લખી આપી છે. માટે પાંચ રૂ- પીઆનો સામાન મને લાવી આપો.

પછી શેઠ ગુસ્સો કરીને બોલ્યા—મર રાંડ એ ગોરજીને અપાશરે નીતને નીત શું કરવા જાઉછું, હું તને ના કહી કહીને થાકી ગયો પણ તું એનો કેડો મુકતી નથી, બસ હવે એ ગોરજી પાસે જઈશ તો તારી વાત તું જાણીશ વહાલાભાઈના શરીરમાંથી તો હજારેક કમાયા હતા, પણ ફીકાભાઈએતો કેડ્યો ભાગી નાંખી છે, તે હજી સમા વાળ્યો નથી અને તારેતો પાંચ રૂપીઆનો સામાન જોઈએ છીએ, એવી રીતે બીજીને થોડીક મારી અને ખુબ શરાવી, અને કહ્યું કે હવે દોરાચીઠીની વાત કરીશ તો તારે પિયર તગડી મુકીશ.

વહાણામાં જમીને શેઠતો દુકાને ગયા એટલે વહેમકોર વળી પાછાં ગોરજી પાસે આવ્યાં, એટલે ગોરજી બોલ્યા—આવો! બા ભલે આવ્યાં પેલા સામાન લાવ્યાં.

વહેમકોર ઓશીઆળું મ્હો કરીને અરે મહારાજ મારા કરમના ભોગછે, ઘરનો ભાયડો છે, તેતો મારવા દોડે છે, અને ગઈ રાતે તો ડાંઠી ભાગી નાંખ્યાછે, તે હીંડાતુંએ નથી, માટે હવેતો પેલી વાત જવા દ્યો, અને હમણાંતો એવું કરો જે મારો ભાયડો મારી આંખે દેખે ને મહારે વશ થાય.

ગોરજી—એમાં શુંછે એતો આઠ દહાડામાં વશ કરી આપું જોને

પેલી દીવાળીને અને એના વરને ઉમે રહે બનતું ? અને મેં ઉપાય કરી આપ્યો એટલે હવે દીવાળીની આંએજ દેએ છે, આ તારાકોર, જીવકોર, કંકુ, કાશી, જડાવ, સુરજ, ઉજમ, એ સરવેને ગેંજ ઘર મંડાવી આપ્યાં છે કે બીજે! અરે કેટલા ગણાવું, ગણુવા માંડીએ તો પાર નાવે, માટે તારે જો ઘર માંડવાની મરજી હોય તો વેળાસર ચેતય, એવું કરી આપું, જે કોઇ દહાડો તારા સામો હાથ ઉપાડે નહીં, અને સામો ઉત્તર પણુ ન આપે.

વહેમકોર—ખુશી થઇને ઓ મહારાજ! એવું કરી આપો જે મારીજ આંએજ દેએ, અને આ મારો જીવછે તે તમારોજ છે, બીજું તો ઝાજુ બોલતાં મને નથી આવડતું, પછી ગોરજી બોલ્યા, કે રૂપીઆ પચીસ ખરચના થશે, પણુ કામ જંજીરા જેવું થશે.

ગોરજી—વળી બોલે છે, કે આ જુની પોથી બોલે છે સાંભળ! વાઘરીને પાંચ રૂપીયા આપીને એક ઘુડનું બચ્ચું જીવતું મંગાવવું, તે ઘુડને કાળીચોદસને આદીતવારની રાતે મોહોડામાં ભુંગળી ઘાલીને દારૂ પાવો એટલે એ ઘુડ અડધી રાતે બોલે છે તે જેમ માણુસ બોલે છે એ રીતે બોલે છે, કે મારી જીભ કોઇ આદમીને ખવરાવે તો તે મારા જેવો ( મુરખ ) થાય, મારૂં કાળજું ખવરાવે તે ખાનારાનું કાળજું ફટકી જાય, મારા પગની નળી ઘશીને પાય, તો પીનારાના પગે તોડ થાય, મારી આંખો તેલમાં તળીને ખવરાવે તો ખાનારની આંખો જાય, મારા દાંત ઘશીને કઢીમાં નાંખ્યા હોય અને એ કઢી બાયડી ખાયતો એને ફરીને અડવું ન આવે, મારી એબ (ફુંદ્રો) ચટણીમાં વાટીને ખવારે તો એ ખાનાર ગમે એવો મરદ હોય પણુ ચીંથરા જેવો થઇ જાય છે.

એવું એવું બોલીને પછી કહે છે મને મારસો નહીં, પણુ જેને જરૂર હોય તે મારીને રાખી મુકે છે, એ ઘુડના શરીનો બધો સામાન

ખપમાં આવે છે, માટે મારી પાસેથી એ ઘુડની જીભ લેઇ જઇને ઘોડને ખવરાવો, એવું સાંભળીને વહેમખોર તો અચરજ પામી ગઇ, કે અહોહો એક ઘુડ ઉપરથી કેટલાં કામ બનેછે. પછી ગોરજીએ કાંક રાતું રાતું વાટીને આપ્યું, તથા એક દોરો કરી આપ્યો, તે દોરો માદળીઆમાં ઘાલવાનું બતાવ્યું, એની ખરાજાતના પચીશ રૂપીઆ લીધા, વળી એક પંદરીઓ જંત્ર કરી આપ્યો તે પણ માદળીઆમાં ઘાલવાનો.

એ રીતે જંત્ર કરીને લોકોને ઠગી લે છે, માટે જંત્રથકી કાંઇ થાય છે એવું નથી, નાગા લોકો ખરચ કરે છે, એ રીતે જેવું માણસ એવું ખરચ કરાવેછે, જો ગ્રહસ્થના ઘરનું માણસ હોય તો તેની પાસેથી ધારે એટલા રૂપીયા લે છે, અને કહે છે, કે એ ઘુડની જીભ આબુના ડુંગરા ઉપર મળે છે, અથવા શામળાજીના મેળામાં મળે છે, એવી એવી રીતે ગપો ઠોકીને લોકોને લુટી લે છે.



# ખેલ ૮૧ મો.*

## કાગળનાં પુતળાં નચાવવા વિશે.

કોઇ એક જાતના ફકીર આવે છે તે મીર કહેવાય છે, તે પોતાની પાસે પુતળાં રાખે છે, તે પુતળાં કાગળનાં હોય છે, ફુલીસકેપ કાગળ કરતાં ચાર ઘણા જાડા કાગળ હોય તેનાં પુતળાં થાય છે. તે એવી રીતે કે એ કાગળને રંગીને ઉપર છબીઓ કહાડે છે તેના નામ—ગણપતી, માતા, માહાદેવ, કનૈઆલાલ, અંબાજી, બહેચરાજી, કાળીકા, ભૈરવ, જક્ષ, કીનર, નરસિંહો, એવી એવી પંદર વીશ જાતની કાગળની કોરેલી છબીઓ હોય છે.

તે એક પોથીમાં બાંધી મુકે છે; તેને રંગનું ચિત્ર વિચિત્રપણું

એવું કરે છે, કે જાણે હમણા હશીને બોલશે, પછી કોઇની મીજલસ હોય અથવા સભા હોય ત્યાં જઇને એ પુતળા નચાવે છે. તે એવી રીતે રમાડેછે, કે એક પાટીઆ ઉપર કાગળ ભરાવીને તેની છબી વળી ચિત્રાવે છે, તે પાટીયું આશરે એક હાથ ઉંચુ હોય છે, તે પાટિયું પેલા પુતળા ભેળું રાખી મુકે છે.

એ રમત કરનાર બે ત્રણ માણસ હોય છે, કાંઇ એકલાની વતી એ ખેલ થઇ શકતો નથી. પેલું પાટિયું સામી ભીંતે ભરાવીને રમત ચાલતી કરે છે. પ્રથમ ગણપતીના પુતળાને બોલાવે છે, અને સરવેને દેખાડેછે કે જુઓ આ ગણપતી આવ્યા, એ ગણપતીની છબી વચ્ચે મુકે છે, બીજી તમામ છબીઓ પાટિયા આગળ મુકે છે; અને પાટિઆના સામા બે હાથને છેટે એ રમાડનાર બેસે છે.

વચ્ચે એક ચાદર પાથરે છે, લોબાનનો ધુપ કરે છે, પછી ધુણી ચાલતી થઇ કે બોલે છે, મહારાજ હે ગણપતી જો તમારૂં સત્ય હોય. તો વહેલા વહેલા ઉઠો, અને આ ઠેકાણે નાચો એમ કહિને બે હાથની તાળીઓ પાડે છે, એટલે પેલું પુતળું ઉછળવા લાગે છે. વળી પેલા રમાડનાર બોલે છે, ગણપતી મહારાજ! લુગડામાં તો નાચ્યા પણ અંત્રીક્ષ નાચો તારે ખરી વાત, એટલે ગણપતી ઉંચા થઇને અધર નાચે છે.

એ રીતે માતા પણ નાચેછે, કનૈયાલાલ પણ નાચે છે, કેડાભાર બધાએ પુતળા નાચેછે, એવું દેખીને જોનારા લોકો વીસ્મે પામી જાય છે, કે આતો મંત્રનું કામ જબરૂં દેખાય છે. પછી કોક માણસ પાસેથી માળા માગી લેછે અને એ માળાને પણ નચાવે છે અને સાપની પેઠે ડોલવા લાગેછે, તેમ તેમ લોકો ઘણો અચંબો પામે છે.

વળી એક દાતણ મંગાવે છે તે દાતણને ચપાવતે ચારીને તેને પણ નચાવે છે, અને એ રમાડનાર પોતે બોલેછે કે જુઓ ભાઇ મારી પાસે કાંઇ છે. દોરો કે તાર કાંઇ નથી ખરૂં? વળી વહેમ આવતો હોય

જે પુતળા બાધીને હલાવતા હશે, પણ એ પુતળાં તો સત્યના આધારે ઉંચાં નીચાં થાયછે. હવે એ પુતળાનું સત્યપણું ઉઘાડું કરૂંછું.

પેલું પાટિયું સામું મુકાવ્યું તે પોતાની કરામત સારૂ મુકાવેલુંછે, એક લોઢાનો વાળો ઝીણો, માથાના વાળ જેવો થાય છે, વળી ઘોડાના પુંછડાનો કાળો વાળ પણ પોતાની પાસે રાખેછે, વળી રેશમ જે ઘણું ઝીણું હોય છે તે પણ પોતાની પાસે રાખે છે.

પેલી ધુણી દીધી તે વખત સામું પાટિયું મુકેલુંછે, તે પાટિયામાં પેલા વાળો અથવા વાળ કે રેશમ મીણથી એક છેડો ચોંટાડે છે, અને એક છેડો પોતાના હાથની આંગળીએ વળગાડે છે, તે કોઇના જોવામાં આવતો નથી. હવે બે હાથે તાળીઓ પાડેછે તે પુતળું નાચવા સારૂ, જો તાળીઓ ન પાડે તો પુતળું ન નાચે, કારણકે બે હાથ ભેળા કરીને તાળી પાડે એટલે આંગળીએ વળગાડેલા તાર હાલવાથી પુતળું નાચે છે.

પુતળાના ગળામાં કે બગલમાં એવી જગોએ જરા ખાંચો હોયછે તે ખાંચામાં પેલો વાળો કે વાળ ભરાય છે તેણે કરીને પુતળું નાચે છે. અને માળામાં પણ વાળો ભરાય છે તેથી નાચેછે, દાતણમાં પણ ચોરેલી જગોએ વાળો ભરાય છે માટે દાતણ નાચે છે.

જો વાળો, ઘોડાનો વાળ કે રેશમ એમાંનું પોતાની પાસે કાંઇ ન હોય તો આ ખેલ કોઇ દીવસ બને નહિ, માટે જેટલા ખેલછે તેટલા તમામ હસ્તક્રિયા અને નજર ભુલામણીના છે બીજુ કાંઇ દૈવત નથી.



# ખેલ ૮૨ મો*

## નદીમાં દૂધની ધારા ચલાવવા વિશે.

જે કોઇ ઢોંગી બાવો હોયછે, તે નદીના કીનારા ઉપર પોતાનો ઉતારો રાખેછે, તેની સાથે એક બે ચેલા હોય છે, તે ચેલા શેહેરમાથી

ભિક્ષાવરતી કરી લાવે અને ઘેર ઘેર બાવાજીની સિદ્ધાઇ કહેતા ફરે, એમ કરતાં કરતાં બાવાને તો ગામમાં ઓળખાણ થઇ, એટલે બાયડીઓ દરશને આવવા લાગી, અને કોઇ પાકું સીધુ લાવે, કોઇ દૂધનો લોટો લાવે, એમ કરતાં કરતાં બાવાજીની તો વધારે કીર્ત્તિ ચાલી. કોઇ બાઇ દીકરો માગવા આવે, કોઇ ધણી વશ કરાવવા આવે, એમ કરતાં કરતાં બાવાજી પાસે તો આદમી પણ આવવા લાગે છે એટલે કોઇ સેવક બોલે છે, બાવાજી માહારાજ ! વસ્તીમાં પધારો તો ઘણું સારૂં, તમારી સેવા ચાકરી કરવાનો પણ અમને લોગ બને, આતો છેટું છે માટે દરશને આવતાં અમારી શ્રદ્ધા પણ ઓછી થાય છે.

એટલે બાવો બોલ્યા—હમસે બસ્તીમેં રહ્યા નહિ જાતા, જોગી લોકકું ઉહાં કયા ડર હે, હમતો એ ગંગાકી તટમેંજ, મુકામ રખેંગે તેમ તેમ બાવાજીની તો સિદ્ધાઇ વધવા લાગે છે.

હવે બાવાજીએ તો ધીરેધીરે ગપ્પો ચલાવવા માંડી, કે અમેરા ગુરૂ રાતકું આગ્ર હોતાથા, અમેરા ગુરૂભાઇ પાનીમ પાદુકા પહેરકે નદીકી પેલી પાર જતા. ઓર અમેકી પાસ પણ થોડી થોડી ક્રીયા હોયગી, એ નદીમેંસે દુધ નીકસેગા, ને તુમ સ્નાન કરોગે, તો ગયા શ્રાદ્ધકી બરોબર ફળ પાઓગે. એવું સાંભળી ભોળા લોકો બોલે છે હેં માહારાજ નદીમાંથી દુધ નીકળે? એટલે બાવો બોલ્યા—ક્યું દુધ નહિ નિકળે? આકાશમેંસેં દુધકી ધારા લાઉ ઓર કહોતો પાતાલમેંસે દુધકી ધારા લાઉં સો એ ગંગામેંસેં દુધકી ધારા ચલાવની હોવે તો કેતની બેર લગે.

સાંભળનારા તો મુન થઇ જાયછે, કે એ મારા બાપ, બાવાનું કામ તો આધું દેખાય છે, જુઓકને કહે છે કે નદીમાંથી દુધની ધારા કહાડું. પછી બાવાને લોકો પુછે છે, ત્યારે માહારાજ આપના સેવકને દુધની ધારાના દરશન ક્યારે કરાવશો ? એટલે બાવો બોલ્યા—આજતો શનીબાર હુઆ, પણ પરસોં સોમવારકે રોજ પ્રાતઃકાલમે સતીસંત સબ નહાનેકું

આઓ, ગંગા તમકું પાવન કરેંહગી.

લોકો તો બધા અરધા શહેરમાં વાત કરી, કે સોમવારને દિવસે બાવાજી નદીમાં દુધની સેર ચલાવનાર છે, માટે જેને નહાવું હોય તો દુધની ગંગામાં નહાવા આવજો.

બાયડીઓ અને ભાયડા તથા રાંડીરાંડો તો તમામ એતો બધો સંઘ ભરાય છે એટલું માણસ જવાનો વિચાર કરી તૈયાર થયું. વહાણામાં પેલા લોકો ગયા અને બાવાજીને પગે નમી નમીને બધાય બેઠા. બાવાજી બોલ્યા—બચ્ચા મત અકલાઓ, અબી દુધકી ગંગા હો જાયગી, એવામાં તો બાવાજીએ ગંગાને લડવા માંડ્યું, કહ્યું બે ફરી મશ્કરી કરતી હો કાયકું જલદીસેં દુધકી ધારા નહી કહાડતી.

એમ કરતાં ઘડી અડધીક થઈ એટલે નદી વચ્ચોવચ્ચ દુધની શેર આવીજતી, એટલે લોકો તો જે ગંગા, જે જમુના, કરી કરીને ધીબોધીબ પડ્યા, અને સરવે લોકોએ સ્નાન કર્યું, તોપણ દુધની ગંગા આશરે એક કલાક રહી, એ જોઈને નાહાનાર લોકો તો એટલા બધા ગુલતાન થઈ ગયા કે આ બાવાજી તો સાક્ષાત ઈશ્વર જેવા ન હોય તો નદીમાં દુધની સેર બીજો કોણ લાવનાર છે.

પછી તો ઘેરઘેર પધરામણીઓ ચાલી, કોઈના ઘરમાંથી પાંચ રૂપીઆ, કોઈના દશ એ રીતે બે ચાર હજારની મુંડી થઈ એટલે એ ઠેકાણેથી પોબારા ગણ્યા, અને વળી બીજા દેશમાં ગયા, લોકોએ જાણ્યું જે બાવો અંતરધ્યાન થઈ ગયા, અને બાવો તો જીવતો જાગતો રૂપીઆનો ડલો લેઈને નહાશી ગયો. હવે એ દુધની શેર શી રીતે નિકળી તેની વાત નીચે લખું છું.

બાવાની પાસે બોકડીઆ જેવા ચેલા બે હતા, તે ચેલાઓને બાવે બેતાવ્યા કે સોમવારના સવારમાં દુધની શેર કહાડવી છે, માટે તું બતાવું એ રીતે કરો. પછી એવું બતાવ્યું કે ૧૦ સેર ચોખા ખુબ ધોવા,

ધોઈને રવીવારના સવારમાં પાણીમાં પલાળી મુકવા, અને સાંજે પાણી નીતારી નાંખીને કોરા કરવા, સારીપેઠે કોરા થયા એટલે રાત્રીએ પથરા ઉપર પથ્થરસુ ખૂબ વાટીને લોટ જેવા કરવા, તેની એક ગાંસડી બાંધીને તે ગાંસડી સોમવારની સવરામાં વહેલા ઉઠીને નદીમાં દાટી આપવી. તે એવી રીત કે ગાંસડી બાંધીને પછી તેને એક કાણું કરવું, અને ગાંસડી નદીની વચ્ચે વહેળામાં મુકીને ઉપર એક પથરો, મુકવો તે પ્રમાણે ચેલાઓએ કર્યું હતું.

પથરો મુકવાનું કારણ એછે, કે ગાંસડી તણાઈ જાય નહિ, અથવા માછલાં તાણીને આડાઅવળી લેઈ જાય નહિ, એટલા માટે પથર મુકો. ગાંસડીમાં કાણું પાડવાની એમ મતલબ છે કે એ કાણેથી ધીરે ધીરે પલળીને પેલો લોટ નિકળે એટલે દૂધના જેવો નદી વચ્ચે, રેલો દેખાય. એ રીત દુધની સેર કહાડી. પણ દુધ તે ક્યાંથી લાવે, પેલા ચોખાનો આટો ધોળો માટે દુધના જેવો પાણીનો રંગ ધોળો થઈ ગયો. એમ દુધ નિકળતું હોય, તો બાવાજીને સારૂ દુધના લોટાની શી જરૂર પડે, પણ દુધ તો ગાય કે ભેંશનુંજ થાય, નદીના પાણીનું દુધ કોઈ દીવસ થાય નહિ.

એવા એવા ઢાંગ જોઇને ભોળા લોકો ભરમાયછે, કે આતો મંત્રના બળથી કે દેવના હાથથી આમ થયું, પણ બધો ઢોંગ છે એમ જાણવું. હવે આવા ઢાંગીઓનાં કપટનો અંત આવવાનો છે, ઝાઝી વાર નથી. જેટલા લોકો આ ચોપડી વાંચશે કે સાંભળશે, તેટલા જણા તો કપટને ઓળખી શકે એવા થઇ જશે એવી આશા છે.



## ખેલ ૮૩ મો*

### વગર માણસે નગારૂં વગાડવા વિશે.

એક શહેરમાં એક ફકીર હતો, તેની પાસે એવો બળ હતો, કે એક

ઓરડીમા એક નગરાનો એક ડંકો મુકી આવે તે એની મેળે વાગે, પણ તે ફકીર એવા ગપ્પાં મારે, કે મહારી પાસે મંત્રછે તે મંત્ર હું ભણુંછું, તેથી નગારૂ વાગેછે, એમ ઘણે ઠેકાણે વગાડે છે. ત્યારે બે ચાર આદમી એકઠા થઇને બોલી ઉઠેછે, કે સાંઇનું પારખું જોઇએ, અને જોઇએ જે એ શી રીતે વગાડે છે.

પછી પાચ સાત આદમી ભેગા થઇને સાંઇ પાસે ગયા અને કહ્યું, સાંઇ તમે નગારૂં વગાડી સંભળાવો એને સાભળવાની ઇચ્છા છે. પછી સાંઇ બોલ્યા કે તુમ સબ બેઠો, અને એકાદો મરદ ઓરડીમાં અંદર દે-ખકે આઓ ઉસમેં કુછ હે? પછી પેલામાંથી બે જણા ઓરડીમાં જોવા ગયા, તો ઓરડીમાં તો એક નગારૂં પડેલું બીજું કાંઇ નહિ, તો આદમી ક્યાંથી હોય.

હવે સાંઇ ઓરડીમાં એકલા ગયા તે પોતાની ક્રિયા કરી રહ્યા એ-ટલે બોલ્યા, કે જરા આગ લ્યા દો, મેરે ધુપ કરનાહે, એટલે એક નાળમાં થોડાક દેવતા લાવી આપ્યો, એ દેવતા ઓરડીમાં લેઇ જઇને ધુપ કરીને સાંઇ પણ કમાડ વાશીને બહાર નિકળ્યા, અને બારણા સામાં મંત્ર ભણવા બેઠા. મંત્ર ભણતાં. ભણતાં તે સાંઇ બોલ્યા. અબ એક ડંકા બજાઓ, એટલે એક ડંકો વાગ્યો. વળી જરા વાર થઇ એ-ટલે સાંઇ બોલ્યા અબ દો ડંકા બજાઓ, એટલે બે ડંકા વાગ્યા. વળી થોડીકવાર થઇ એટલે બોલ્યા પાંચ ડંકા બજાઓ. એટલે પાંચ ડંકા વાગ્યા. પછી દસ વાગ્યા, એ રીતે સાંઇ બહાર બેઠા બેઠા જેટલા ડંકા વગડાવે એટલા ડંકા નગારાંના ઓરડામાં વાગે.

એવી રીતે નગારૂં વાગતું સાંભળીને પેલા લોકોને તો એટલો બધો વહેમ પડેછે, કે આ ફકીર તો સાક્ષાત પીર છે, અને મંત્રવાળો છે એમાં શક નથી, પણ એ ડંકા વગાડવાનું કપટ હું નીચે લખી જણાવુંછું.

એ ફકીરે નગારાની પાસે ડાંડીઆ બે મુક્યા હતા પણ કાંઇ ડાંડીઆથી

નગારૂં વાગતુ નહોતું, નગારૂં વાગ્યું એતો બીજા ઉપાયથી, સાંઇએ માટીના લખોટા કરી રાખ્યા હતા, તે લખોટા વચ્ચેથી શારેલા માળાના મણકાની પેઠે, પછી એક દોરી સુતરની કે સુતળીની, કે ગમે એની લેઇને એ દોરડીએ લખોટા પરોવી મુકેલા હતા. તે દોરડી નગારા ઉપર લટકતી બાંધી હતી, તે એવી રીતે લખોટા ગોઠવેલા કે એક લખોટો અને દોરડીની એક ગાંઠ, પછી હાથેક દોરડી ખાલી અને વળી બે લખોટા હારોહાર બાંધેલા, વળી હાથેક દોરડી ખાલી અને ચાર પાંચ લખોટા પરોવેલા એ રીતે જુગતી કરીને લખોટા બાંધેલા હતા. પછી એ દોરડીનો હેઠલો છેડો પેલો દેવતા મગાવીને સળગાવ્યો અને ફકીર બહાર નિકળ્યો, પણ દોરડી બળતે બળતે લખોટાના થડમાં ગઇ એટલે લખોટો નગારા ઉપર નીકળી પડયો એટલે એક ડંકાની પેઠે વાગ્યું, એ રીતે જેમ જેમ લખોટા પડ્યા તેમ તેમ નગારૂં વાગ્યું અને કહેતો હતો કે અબી દો બજાએ, ચાર બજાએ, એવી રીતે બોલતો હતો તેનું કારણ એ જે, પેલા લખોટા સાંઇએ પોતે બાંધેલા હતા, માટે સાંઇ ગણતા હતા, કે બે લખોટા પડ્યા એટલે હવે આટલા પડશે, વળી આટલા પડશે, અને કેટલીવારે પડશે એ પણ સાંઇને ખબર હતી કે આટલી દોરડીને બળતાં આટલી વાર થશે, તે સાંઇ જાણતા હતા.

એ દોરડીને જરા ભડાકાના દારૂનું પાણી કરીને ચોપડેલી રાખતા. કે જેથી બળતાં બળતાં બુજાઇ ન જાય. માટે જગતમાં આવાને આવા જાદુવાળા હજારો ફકીર, અને ગોરજી તથા અતીત એવા સિદ્ધ પડ્યા છે. કાંઇ ઓછ્ય નથી. એ નગારાનો ખેલ પુરો થયો.



# ખેલ ૮૪ મો*

## માથામાંની જટામાંથી ગંગા કાઢવા વિશે.

કેટલાક બાવા એવા હોયછે, કે પોતાની જટામાંથી ગંગાજી કાઢે છે, તે બાવા ભોળા લોકોના દેશમાં નિકળી પડેછે, ત્યારે ભોળા લોકોનો રાજા પણ ભોળો હોયછે, જોગીની પાસે ચેલા ચાર પાંચ હોયછે, પછી જઈને કોઈક દેવની જગો હોય છે ત્યાં ઉતારો કરે છે.

કારણ કે દેવની જગોએ ઉતરવાથી ઘણો ફાયદો થાય છે, સહુ લોકો દરશન કરવા આવે, તથી સીધા સામાનની ફીકર પણ રાખવી મટેછે, કોઈ પુછેછે, કે આ બાવાજીને સીધું આજ આવ્યુંછે કે નથી આવ્યું. એ વગેરે સંભાળના લેનાર દેવની જગોમાં મળે, માટે દેવના સ્થાનમાં ઉતરે છે. પછી સ્ત્રીઓ અથવા પુરૂષો દરશન કરવા આવે છે તે પુછેછે. આ માહારાજને કયાં રહેવું, કયાંથી પધાર્યા છે, ત્યારે મહારાજને તો મુનીવરત હોયછે, તથી પેલા ચેલા ઉતર વાળે છે અને મહારાજની ઉપમા વધે એવી એવી વાતો કરે છે.

માહારાજ તો આબુની ગુફામાંથી આવ્યાછે, પરમેશ્વર જેવા છે તથા દયાળુ છે, વાચા સિદ્ધીવાળાછે, કોઈને આશિરવાદ કે શરાપ જે આપે તે તરત લાગે એવા છે, વળી જટામાંથી ગંગાજી નિકળે છે.

કોઈ સમે તો મુખમાંથી ગંગાની ધારા નીકળે છે, અને કોઈક વેરા હાથમાંથી ગંગા કહાડે છે, એવા મહા સામર્થ છે, એટલે લોકો બોલે છે કે મહારાજ! અમને એક વાર ગંગાજીના દરશન કરાવવાની મહેરબાની ક્યારે કરશો? પછી ચેલા બોલ્યા કે તમે સરવે દરશન કરનારા એક દિવસ ભેળા થઈને આવો, એટલે અમે મહારાજને કહીશું, કે તરત દરશન કરાવશે, કાંઈ વાર નહી લાગે.

એક દિવસે દસ આઠ સેવક બેઠેલા છે, એવામાં પેલી વાત યાદ

આવી એટલે પેલા ચેલાઓને કહ્યું, કે તમે મહારાજને કહો એટલે મહારાજ અમને ગંગાનાં દર્શન કરાવે. પછી એક ચેલે મહારાજના આગળ હાથ જોડીને પ્રાર્થના કરી, કે મહારાજ આ શેવકોને ગંગાનાં દરશન કરવાની ઇચ્છા થઇ છે.

એટલે બાવાજીએ પોતાની જટા છોડી તેમાંથી એક લટ ભુંઇ ઉપર નાંખી, અને વળી એ લટ ઉપર બીજી લટો પણ ભુંઇ પડીછે, એવામાં જટામાંથી જળની ઝીણી ધારા ખરખરખર વહેવા લાગી, અને પેલા લોકો તો એ પાણીનું આચમન કરવા મંડી પડ્યા. અને એ વાત તો બધા ગામમાં ઘેર ઘેર થવા લાગી, કે બાવાજીની જટામાંથી ગંગા નિકળ્યાં, પછી તો ખાંડનાં અને સાકરનાં શીધાં આવવા લાગ્યાં પછી કોઇ દોરો કરાવવા આવે, તથા કોઇ ચીઠી કરાવવા આવે, કોઇ છોકરો માગવા આવે, એ રીત બાવાજીની પાસે તો હમેશાં પચાસ પચાસ માણસ ભરાઇને બેસવા લાગ્યાં.

હવે મહારાજે કોઇની જણસ, કોઇની રોકડ, કોઇનાં લુગડાં, એવી રીત ગોળો ગાંઠીને હજાર બે ચારેકનો ડામ કર્યો, અને પછી એ ઠેકાણેથી એક વાણીઆની છોડી વર્ષ અરાડેકની સારી રૂપાળી હતી, અને એ બાવા પાસે ભણવા આવતી હતી, ને તે રાંડેલી હતી, તેને લેઇને બીજા મુલકમાં જતા રહ્યા તે હવે આવશે!

મુલકમાં બાવા લોકો ન હોતતો બિચારી રાંડીછાંડી એઓની શી વલે થાત! માટે હું તો જેટલા બાવા છે, એટલાઓને જોઇને ઘણો રાજી થાઉછું, કે રાંડી છાંડીના પરમ આધાર છે માટે પાંચ દહાડા આ દુનિયામાં વધારે જીવે તો ઘણું સારૂં.

હિંદુના ધર્મશાસ્ત્રમાં લખ્યું છે, કે કળિજુગમાં બ્રહ્મચારી ન થવું, વાનપ્રસ્થ ન થવું, સન્યાસી ન થવું. એટલે અભિપ્રાય એવોજ છે, કે આખી દુનિયામાં કોઇએ બાવો ન થવું, એમ છતાં લોકો શું કરવા શા-

ઓના વચનને કચરઘાણ કરી નાખે છે ?

જેના ઘરમાં ખાવા ન હોય તથા જે માણસ આળસુ બહુ હોય તથા જે કામી બહુ હોય, એ ત્રણ વિના ચોથો પુરૂષ હાલના વખ્તમાં બાવા થઇ જાય એવું જણાતું નથી, પણ એ ત્રણે જણે એકેકો સ્વાર્થ માન્યો છે માટે બાવા થાયછે, તે કીઓ સ્વાર્થ, તો જેના ઘરમાં ખાવ ન હોય તે, બિચારો ભુખે મરતો હોય તે જાણે છે કે બાવા થઇએ તો પેટ ભરીને ખાવા તો મળીએ, પણ એમ નથી ધારતો કે કળિજુગમાં બાવા થવાની શાસ્ત્રમાં, વેદમાંતો ના પાડીછે, એમ છતાં હું ખાધાસારૂ બાવો થઇશ અને લોકોનું હરામનું ખાઇશ તે કયાં છુટીશ! એમ ધારતા નથી.

વળી આળસુ હોય છે તે સંસારમાં હોય તો રળવું પડે તથા કામ કરવું પડે એ દુખથી બાવો થાય છે, ને જાણે છે, કે પડયા પડયા ખાઇશું ને મઝા કરીશું, પણ મુઆ પછી ઇશ્વર એની પાસેથી ઇનસાફ લીધા વિના નહિ છોડે કે, કળિજુગમાં મેં બાવા થવાની ના પાડી છે, એમ છતા તુ બાવો થઇને લોકનું હરામનું ખાઇ ગયો.

જે કામીછે તે એમ જાણેછે, કે બાવા થઇએ તો બાયડીઓ ભોગવવાની ઘણી મળે, અને રોજ રોજ નવી બાયડીઓથી રંગભોગ કરીશું એવી ઇચ્છાથી બાવો થાય છે અને એમ કરે છે, પણ એ કાંઇ પેલા બે કરતા ઓછો પાપી નથી, શા માટે તો સંસારમાં રહેતો હતો ત્યારે કાંઇક જાણે અજાણે કરમ થઇ ગયું હશે, તે કરમ ઇશ્વર માફ કરશે, પણ બાવો થઇને લોકોની બાઇડીઓને બગાડશે એ ગુનો પ્રભુ સાખનાર નથી.

માટે બાવા તો સારા કયાંથી હોય? તથી પેલી ગંગા કહાડનારા બાવા પણ પેલી છોડીને લઇને જાત્રા કરવા ગયા તે હજી આવ્યા નથી. હવે એ ગંગાજી કેમ કરીને માંથામાંથી કહાડયાં તે વાત પ્રકાશ કરૂંછું.

ખાવાની જટામાં એક ચામડાની ટોટી હોયછે, તે ટોટીનું મ્હો સાંકડું હોયછે, અને એમાં આશરે પાશેર પાણી માય છે, અને કોઇની મોટી જટા હોય તો તેમાં વધારે માય છે, એ ટોટીમાં પાણી ભરીને રાખી મુકે છે, જ્યારે નહાવા જાય ત્યારે ભરી રાખે, અને પછી એને મ્હોડે જરા મીણ દબાવી રાખે, એટલે પાણી જતું ન રહે, જ્યારે કોઇને સિદ્ધાઇ દેખાડવી હોય, ત્યારે પેલું મીણ છે તે આંગળીના નખે કરીને ઉખેડી લે, એટલે માંહિથી પાણીની સેર છુટેછે, પણ કોઇને ખબર નથી પડતી, કે આ જટામાં ચામડાની ટોટી હશે. એવી રીતે પાણી નિકળતું જોઇને બિચારા ભોળીઆ માણસ ગુલતાન થઇ જાય છે, પણ એમ નથી જાણતા; કે કમબખ્ત ઠગાઈ કરીછે, અને મંત્ર જુઠા છે.



# ખેલ ૮૫ મો*

## ડાઢમાંથી કીડા કાઢવા વિશે.

હરેક માણસની ડાઢ દુખે છે અથવા કાનમાં સણકા આવે છે, ત્યારે વહેમી લોકો હોયછે, તે વૈદનું ઓશધ પડયું મુકીને કોક ડોસીને પુછે છે, માજી હુંતો મરી ગઇ ડાઢનું દુઃખ નથી ખમાતું.

પછી ડોશી બોલી—લો મારી બાઇ બોલાવ્યકને પેલી રૂપલી વાઘરણને, જાણે કાનમાં કહ્યું, એતો એક ઘડીમાં જીવડા કાઢીને દેખાડશે, એટલે સાજીસમ થઇશ.

પેલી બીચારી દરદવાળીએતો વાઘરણને તેડું મોકલ્યું, અને રૂ ૦॥ આપવાનો પરઠયો એટલે વાઘરણ આવી. અને બોલી, કે કેઇ દાઢ દુખે છે, એટલે પેલી બાઇએ કહ્યું કે ઉપલી જમણી, પછી પેલી વાઘરણે પોતાની ભુંગળી ઘાઇને ડાઢમાં મુકીને પોતાનો શ્વાસ પાછો ખેંચવા લાગી,

એ રીતે દસબાર ફેરા શ્વાસ ફૅંચીને પોતાના હાથમાં ભુંગળી ખંખેરી એટલે ભુંગળીમાંથી દસ પંદર મરેલા કીડા નીકળ્યા.

લોક જોઇને અચંબો પામ્યા કે આ રૂપલીને કીડા કહાડતાં બરાબર આવડે છે, જુઓને! મોટી જેમલો, કેવી કાઢો નાંખીને હાથમાં લીધીછે. એ રીતે બે ચાર ફેરા ભુંગળી મુકીને, પચાસ પુણોસો કીડા કાઢી બતાવ્યા. અને રૂ.૦ાા લેઇને પછી પોતાને ઘેર ગઈ, અને જે જીવડા કાઢયા હતા તે પણ પોતાને ઘેર લેઇ ગઇ.

પેલી બાઇને તો તોહે સુખ ન થયું, એટલે બે ચાર દહાડે ફરીથી કીડા કઢાવ્યા, એમ બે ચાર વખત કર્યું! પણ ડહાઢ દુખતી ન રહી, અને કદાપી ડાઢને આરામ થાય તોપણ શું થયું! જેમ વગર ઓસડે તાવ આવીને પાછો ઉતરી જાયછે. તથા જેમ ઢીંચણમાં કે કેહેડામાં ચસકા એક બે દીવસ આવીને, વગર ઓશડે નથી મટતાં? એમ ડાઢ પણ દુખે, અને વળી રહી જાય પણ ખરી. પેલી રૂપલી વાઘરણે જીવડા શી રીતે કાઢયા તે લખુંછું.

જ્યારે વાઘરણને ઘેર માણસ બોલાવવા ગયું ત્યારે વાઘરણે કહ્યું જે હું એક ઘડી કેડે ઓસડ લઇને આવુંછું, એટલે એ માણસ પાછું આવેછે અને સમજેછે કે વાઘરણના ઘરમાં ઓશડ થઇ રહ્યું હશે તે કરવા રહિ હિંડો હમણાં આવશે, એમ કહીને આવેછે.

પેલી વાઘરણ પેલું માણસ આવીને ગયું તેજ વખતે જીવડા સો-ધવા લાગી, તે જો છાણના પોદળામાંના જીવડા મળેછે, ત્યાં સુધીતો બીજા જીવડા નથી લેતી, અને કદાપી એમ જોગ ન આવે તો બીજા જીવડા જેમ ઉધેઇ અથવા મોટી કીડીઓ, એવા જીવડા પોતાની પાસે લેછે. ઘણું કરીને તો જીવડાવાળી કે એક બે વસ્તુઓ વાઘરી લોકો પોતાને ઘેર રાખી મુકેછે, જેમ ખરાબ થએલું આરીજી, તુરીજી, અથવા સંધેસરા ઝાડનું લાકડું, એવાં એવાં ફળ તથા લાકડાં પોતાને ઘેર રાખી મુકેછે

તે ફળમાં જીવડા પડે છે, અને લાકડામાં ડોળ પડે છે, ડોળ પણ એક જાતના મ્હોટા કીડાજ છે.

પોતાના ઘરમાંથી વાઘરણ કીડા મારીને પોતાના મ્હોડામાં ઘાલી લીધા તે કોઇના દીઠામાં આવતા નથી. પછી જ્યારે હાથેળીમાં ભુંગળી મુકીને ફુંકી તે વખતે મોહોડામાંથી કીડા ભુંગળીમાં મુક્યા એટલે હાથમાં આવીને પડ્યા, એ રીતે થોડા થોડા કીડા બે ચાર વખત ફુંકીને દેખાડે છે, એટલે લોક ધારે છે, કે આ કીડા તો ડાઢમાંથી કહાડ્યા.

વળી કોઇની આંખો દુખતી હોય છે તે આંખોમાંથી પણ કીડા કહાવે છે, માટે એ કીડા કાંઇ માંદા માણસના શરીરમાંથી નથી નિકળતા એતો વાઘરણ પોતાના મોહોમાંથી ભુંગળીમાં ફુંકે છે.

વળી કેટલાક લોક વાત કરેછે, કે વાઘરીની પાસે તો કીડા મારવાના મંત્ર હોય છે, તે મંત્ર પ્રતાપે કરીને જીવડા કહાડે છે, પણ મંત્ર યંત્ર કાંઇ નથી એતો ઉપરની વાત પ્રમાણેજ છે.



# ખેલ ૮૬ મો*

## પીર આગળ બેડી તુટવા વિશે.

ગુજરાતમાં ઘણાજ લોકો વહેમી હોયછે, તેનું કારણ એવું લાગેછે કે જ્યારનું મુસલમાની રાજ ગુજરાતમાં થયું ત્યારથી લોકના મનમાં બહુ વહેમ ઠસ્તો ગયો, અને સત્તર બાદશાહો થયા તેમણે પોતાના રાજનો નજરમાં આવે એવો બંદોબસ્ત કરચો, તેમ તેમ પોતાની ઇચ્છા પ્રમાણે ધર્મસંબંધી મતમાં પણ તફાવત કરી નાંખ્યો. એ બાદશાહોના નામ— ફુમરાન, બાબર, હુમાયુ, અકબર, જહાંગીર, શાહજાં, ઓરંગઝેબ, બહાદુરશા, જહાંદાર, મોજુદીન, ફરોકશીર, મહમુદ, અહમદ, આલીમ,

આલમગીર, આલીમપોર, એ બાદશાહો થઇ ગયા તે દીવસથી આપણા લોકોમાં બહુજ વહેમ પેશી ગયો છે.

મુસલમાન લોકોમાં એવો ચાલ હોય છે કે કોઇ માણસ માંદુ પડે છે, કે તુરત પીરની માનતા માનેછે, કે મલીદો કરીશું અને વળી પગમાં બેડી પહેરવાનો ચાલ છે, તે બેડી એવી રીતે પહેરાયછે, કે જ્યારે માનતા કરવા પીરના આગળ જાય છે, ત્યારે પગમાં લોઢાની બેડી પહેરીને પીરના સામા જાય છે, એટલામાં પેલી બેડી ખડંગ દેઇને તુટેછે, અને બે કકડા જુદા જુદા પડે છે, પછી મીઆંભાઇ બોલેછે કે રંગ હે, પીરતો બડા ચમતકારી હે. એમ અન્યોઅન્ય પીરનાં વખાણ કરે છે, એવી વાત સાંભળીને કેટલાક હિંદુલોકો પણ એવી રીતે બાધાઓ રાખે છે, અને હિંદુઓની બેડીઓ પણ તુટે છે.

આ કપટમાં મજાવર અને લવાર એ બંને જણા જાણે છે, પણ બીજા કોઇને ખબર પડતી નથી, લવારના ઘરમાં પણ સર્વ માણસ જાણતાં નથી, તેમજ મજાવરના ઘરનાં પણ કોઇ જાણતાં નથી, એવી રીતે છાની વાત રાખે છે, લવાર બેડી ઘડે છે, તે કાંઇ હું કપટ કરૂંછું, એવું સમજીને નથી ઘડતો, પણ એતો એનો બીજો અર્થ લે છે, કે કદાપી કોઇ ખરેખરો ચોર હોય અને ખલાસી પીર એ ચોરની બેડી ન તોડે, તો એ ચોરને પોતાની નાત બહાર કહાડેછે, તથા સરકાર ડંડે અથવા ગરદન મારે, માટે બિચારાના ભોગ થાય એવું ધારી માણસના ઉપર દયા રાખવા સારૂં લવાર એવી કપટની બેડી કરેછે, કે જે બેડી પેહેરવાથી સાચો તથા જુઠો બંને જણું સાચા થાય.

માટે એ બેડી તુટવાનું કારણ ઉપર લખ્યું તેજછે, અને કદાપી પીર બેડી તોડતા હોય, તો બીજા લવારની ઘડેલી બેડી, તથા બીજા ગામમાં ઘડેલી બેડી, પીર કેમ નથી તોડતા? અને વળી એ બેડી લવાર પોતાના હાથે કરીને પહેરાવે છે, તેનું પણ એજ કારણ છે, કે લવાર

જાળવીને પગમાં પહેરાવે છે, ને બીજો અજાણ્યો પહેરાવા જાય તો પગમાં બેડી પહેરતાં પહેરતાં તૂટી જાય તો મશ્કરી જેવું થાય.

મને નિશ્ચે થઇ ગયો કે મંત્ર માત્ર જુઠા છે. અને જાદુથી કોઇ દિવસ બેડી તૂટે નહિ, અને જો કદાપી તૂટે છે તો તેમાં કાંઇક કપટ છે. હજી સુધી બેડીની બાધા ચાલે છે.



# ખેલ ૮૭ મો*

## મંત્રવાળા દેવને બોલાવે છે તે વિશે.

કોઇ એક શેહેરમાં મંત્ર જાણનારો એક બાવો આવ્યો અને તે બાવાની સાથે દસ પંદર ચેલા હતા, એ બાવો ચેલા સુધાં એક મકાન લઇને રહ્યો. એ પોતાના મકાનમાં હનમાનની, અને કાળભૈરવની, ભૈંસાસુરની, એવા એવા વિક્રાળ દેવની મુર્તિયો હારોહાર ગોઠવી દીધી.

પછી લોકોને કહેછે, કે આ દેવનાં પુતળાં છે તે સજીવન થઇને પ્રસાદી જમી જાયછે, તથા વાતચીત કરવી હોય તો બોલી શકે છે અને એ પુતળાં બળીદાન જમી જાયછે, એ વાતમાં તમોને વહેમ હોય તો પ્રત્યક્ષ દરશન કરાવીએ. આવી વાતો સાંભળીને પેલા લોકોને તો દેવના દરશન કરવાનો લોભ ઉત્પન્ન થયો, પણ બાવાજીએ એવી જુગતી કહાડી કે જાઝા માણસો હોયતો દેવ દરશન નથી આપતા, એતો એકાએકીનું કામછે, અને એક ફેરો દરશન કરે તેને ઓછામાં ઓછા ૧૦૦ રૂપીઆ, બળિદાન વગેરે ખરાજાત થશે.

ગરીબ લોકો તો આવા કામમાં કેમ કરીને ભળે, પણ એક ધનપાળ મશ્રી વાણીઓ હતો, અને દયાવાન પણ સારો હતો, એ ધનપાળને ઘેર દરરોજ પાંચ દસ બાવાતો કાળીરોટી ( માલપુડા ) બનાવતાજ રહે, એવો

શેઠ હતા, તેને હનમાન વગેરે દેવનાં દરશનની ઇચ્છા થઇ.

એક દીવશ ધનપાળશાહ પેલા બાવાની પાસે બેઠેલા છે, એવામાં ધનપાળશાહે પુછ્યું માહારાજ! તમારા મંત્રથી બોલે છે એ વાત સાચી છે? પછી બાવાજી બોલ્યા—કયુંબે ધનીએ સરિય્ય બાત નહિ હોવે તો જુઠી હોયગી? અગ્નીકા મંત્રસેં અગ્નીકું બોલાતાહું, ઔર જલકા મંત્રસે જલ આતે હે, ઔર દુસરે ગંત્રસે દુસરે દેવ આતાહે.

પછી ધનપાળ શેઠ બોલ્યા, માહારાજ! કીએ ઠેકાણે દરશન કરાવશો ને કયારેક તે મને કહો તો મારા મનને જરા નીરાંત થાય, પછી બાવાજી બોલ્યા, કે સુન ધનીએ! એકાએકી તુમ આઓ, કોઇ દુસરેકું બોલાઇઓ મત, ઔર કોઇકી આગે એ બાતબી કરની નહિ. ને શેહેરકે દરવાજાકી બહાર જાના પડેગા. પીછે આધી રાતકું હનમાન, ઔર ભૈસાસુર, ઔર ઘંટાસુર, ઔર કોઇ દેવકું દેખનેકી તેરી શ્રધ્ધા હોવે તો એ દેવ બી આવેગા.

ધનપાળશેઠ બોલ્યા—માહારાજ! રૂપીઆ સો ખરચ થશે, એવું આપે કહેલુંછે, પણ તેમાં રોકડા કેટલા જોઇશે, અને કેટલાનો સામાન, એટલે હવે બાવાજી બોલેછે—અબે ધનીએ! સુન સુનો બલીદાન તો અલબત ચહિએગા, ઉસકી બીગત—આધામણકા લડુ, ઔર સવામણ દુધકા દુધપાક, સવાદસ સેરકાં બડાં (વડાં) ઔર સવાદસશેરકી કાલીરોટી, ઔર સવાદસ શેરકી પુરી, ઔર સવાદસ શેરકી સુખડી, ઔર અઢાઇ શેરકા બાકળા, ઔર ડેઢશેર નાગરબેલીકે પત્તે (પાન) સવાશેર બતીસા ધુપ, ઔર હનમાનકા લંગોટ કીનખાબકા, સવાશેર સીંદુર, ઔર પકા તીન શેર ઉડદ; (અડદ છશેર) તુમતો ઇતનાજ સામાન લાઓ, દુસરા સામાન હમરી પાસ હે

ધનપાળશાહે વિચાર્યું, કે આટલો બધો સામાન મારે ઘેર શીરીતે અને માટે લેને આંઇજ સોધુ અપાવું તે ઘણાય ચેલા રાખશે, એવું ધા-

રીને મોદીને ઘેરથી ઉપર લખેલો તમામ સામાન લાવીને બાવાજીને હવાલે કર્યો, અને કહ્યું કે મહારાજા! અમારા ઘરનાં બઇરાં મેલાંઘેલાં હોય, વળી રાંધતાં રાંધતાં છોકરૂં આખી જાય, માટે આપના ચેલાઓ પાસે શુદ્ધ રસોઇ કરાવો.

એટલે બાવાજીએ રાજીખુશીથી એ વાત કબુલ કરી, અને શેઠને કહ્યું, કે જાઓ, સાંજકી બખત આના (આવવું) હો! એટલે શેઠ પોતાને ઘેર ગયા, શેઠ જાતે બહુ શોખી જીવડો, તેણે વિચાર્યું કે ઠીક છે, જીવ્યાથી જોયું સારૂં, દેવનાં દરશન થશે એટલે ઘણુંએ છે, સો રૂપીઆ ખરચખાતે થશે તો થા.

પેલા બાવાએ થોડાઘણા સામાનની રસોઇ કરાવી અને બીજું સીધુ રાખી મુકાવ્યું, કે આગળ ઉપર ખાવા થાય. હવે સાંજ પડી એટલે શેઠ તો વાળુપાણી કરીને, પાનસોપારી ખાતા ખાતા બાવાજીની પાસે આવ્યા, અને ઘેર શેઠાણીને પણ કહેતા આવેલા, કે આજની રાત હું બાવાજી પાસે ગીતા સાંભળીને ત્યાં સુઇ રહીશ, માટે કોઇ મહારી વાટ જોશો નહિ. હવે શેઠે તો બાવાજીને કહ્યું કેમ છે મહારાજ! હવે પેલા કામની કેટલી વાર છે? એટલે બાવાજી મહારાજ બોલ્યા.

બાવાજી—શેઠ! મત ડરના હો! એક કુંડાલેમ તમકું બેઠાવેગા, ઓર દો તરફ દો ચેલા બેઠેગા, તુમારી ચોકી કરનેકે બાસ્તે, ઓર એ કુંડાલેકી બહાર તુંમ એક પગભી મત ડાલીઓ.

વાણીએ બધુ સાંભળી લીધું, અને કહ્યું કે સારૂં મહારાજ કુંડાળામાંથી બહાર હું નહિ નિકળું, કુંડાળામાંજ બેસી રહીશ, પછી પહોરેક રાત ગઇ એટલે પેલો સામાન ઉપડાવીને, બાવાજી વાણીયાને સાથે લઇને નદી ઉપર ગયા, એ નદી ગામથી આશરે એક ગાઉ છેટે હતી, ત્યાં સમસાનની જગો હશે, તે ઠેકાણે જઇને એક કુંડાળું કાઢીને શેઠને કુંડાળામાં બેસાર્યા, અને શેઠની બે બાજુએ બે ચેલા બેઠા, પેરથી ફકત ચાર

જણ સમસાનમાં ગએલા, અને બળિદાનનો ભાર તો આશરે મણ ચાર પાંચ લીધેલો, તે પેલા બે ચેલા પારકી ધંદાઓનો આટો ખાઇ ખાઇને પાડા જેવા થએલા તેથી એટલો ભાર તો જણાયો પણ નહિ.

અંધારી રાત્ય હમહમહમહમ બોલવા લાગેલી, તથા નદીનું પાણી ખળખળખળખળ થાયછે, પહેલે પહોરે શીઆળવાં હોકાહોકા કરી રહ્યાંછે. પેલા વાણીઆને તો ભુંઇ ખાવા ધાઇ, અને મનમાં લબુક લબુક થવા માંડ્યું, અને ચારે તરફ ધનપાળશા તો જોવા લાગ્યા, કે અહિંથી ભૂત આવશે. કે ભૈરવ આવશે, અને કાળજુ ઉથલપાથલ થવા લાગ્યું, પછી બાવાજી બોલ્યા—અબે શેઠ! મત ડરીઓ હો! ખબડદાર રહેના! અબ ગનપતિ દેવ આવેગા, પછી વાણીઓ તો મમતનો માર્યો છાતી કઠણ કરીને કુંડાળામાં બેસી રહ્યો, અને વિચાર્યું, કે આ ત્રણે જણા (બાવો અને બે ચેલા)ની જે વલે થશે, તે મારી થશે. એમ કરતાં કરતાં રાત્ય અરધી જવાનો સમો થયો, એટલે બાવાજીએ ગણપતીનું આવાહન કર્યું. તે આવાહનનો મંત્ર નીચે લખ્યો છે.

ઓહોંગ ગણગણગણપતં ગુણ સમુદ્ર ફટ ફટ ગટં ગટં
હઠં હઠં ભટં ભટં ચટં ચટં આઓ આઓ આઓ સ્વાહા. ૧

એ મંત્ર બોલીને ધુપ કર્યો એટલે તો ગણપતી દેવ આવ્યાજ તો તે ગણપતી કેવા છે, તો દુંદાળા, ફાંદાળા, સુંઢાળા, ઊંદર ઉપર બેઠેલા, ચાર હાથમાં ચાર હર્થાઆર ઝાલેલાં, ગળામાં સાપ ઘાલેલા, એવા ગણપતી વરંઘુડી વરંઘુડી કરતા આવ્યા, વાણીઆની ડાગળી ફરી જવા લાગી, કે અહોહો મારા પામર સુધી આ ગણપતીનો દરશન ક્યાંથી! એવું ધારીને બે હાથ જોડીને પગે નમ્યો.

પેલા ગણપતી બોલ્યા, કે ભોજન લાઓ, એટલે પેલો લાડુનો ટોપલો ભરી મુક્યો હતો તે આપ્યો, એટલે લેઇને અલોપ થઇ ગયા. પછી હનુમાનનો મંત્ર જપવા માંડ્યો, તે મંત્ર નીચે પ્રમાણે.

અંજની ગર્ભ સંભુતો, વાયુપુત્ર મહાબળં;
કુમારો બાળબ્રહ્મચારી, હનુમંતાય નમોસ્તુતે. ૧

એ મંત્ર ભણવા માંડ્યો એટલે હનુમાનજી હુકાહુક બોલતા ઘેકડા ભરતા આવ્યા; શરીરે સીંદુર ને તેલ ચોળેલું, કોટમાં આકડાના ફુલના હાર, હાથમાં ઘોકો, મોટું પુછડું, એવા હનમાનજી આવ્યા અને બોલ્યા, કે માગ્ય માગ્ય, પછી બાવાજીએ હાથ જોડીને માગ્યું કે મહારાજ! આ ધનપાળશાહ શેઠના ઉપર મહેરબાની રાખજો, અને વળી જ્યારે બોલાવું ત્યારે વહેલા પધારજો. પછી હનુમાનજીએ ભોજન માગ્યું એટલે એક ટોપલામાં વડાં, સુખડી, એવો સામાન તૈયાર રાખેલો હતો તે આખો ટોપલો આપ્યો. એટલે લઈને અલોપ થઈ ગયા, એ હનુમાનજીની આંખ્યો ફાટેલા ડોળા, અને મહા બીહામણું વદન દેખીને શેઠનું તો જરા પોતીયું પણ પલળી ગયું ખરૂં. પછી ઘંટાસુરનું આવાહન કર્યું. તેના મંત્ર નીચે લખ્યા છે. તે

ૐ ઘંટા કરાય બંટા ઘંટા, જંટા વંટા કંટા પંટા;
ધણુધણુધણુધણુધણુણુણુણુ સ્વાહા. ૧

એ મંત્ર ભણવા માંડ્યો એટલે પાડા ઉપર બેશીને ઘંટાસુર આવ્યો, પાડાને બે શીંગડે સળગતા બે કાકડા બાંધેલા છે, હાથમાં એક ઘંટડી વગાડે છે, અને પાડાની કોટે પણ એક ઘંટ બાંધ્યો છે, પેલો ઘંટાસુર ખાઉ ખાઉ ખાઉ ખાઉ બોલી રહ્યો છે, પાડો તો હઆંય, હઆંય, કરી રહ્યો છે. એવો ઘંટાસુર ભાળીને ધનપાળશેઠ તો થરથરથરથર ધ્રુજવા લાગ્યો, કે ઓ મારા બાપ! બાપીરે મારી મા! હાય હાય આ ઘંટાસુર તે ચારે જણાઓને ખાશે કે શું?

પછી ઘંટાસુરને બીજો સામાન વધેલો હતો તે આપ્યો, એટલે પાડો ભચડભચડ ખાવા મંડી પડ્યો, અને પોતાનું બળિદાન લઈને ઘંટાસુર અંતરધ્યાન થઈ ગયો.

એ રીતે બીજા વીર પણ આવ્યા, ભેંસાસુર, નારસંગો, એવા એવા દેવનાં દરશન શેઠને થયાં, પછી પરોઢિયું થવા લાગ્યું, એટલે પાછા બાવાજીને મકાને ચારે જણા ગયા. વાણીયાની કાયામાંથી તો જીવ નિકળી ગએલો હોય, અને એકલા પ્રાણ રહ્યા હોય, એવી રીતે બીહીનાથી થઇ ગયો. પણ જરા છાતીવાળો તેથી જીવતો રહ્યો, પણ જો એટલું તોફાન બીજા વાણીઆએ દીઠું હોય, તો તરત કાળજુ ફટકી જાય એમાં શક નહિ.

વહાણું વાયુ એટલે શેઠને જરા ધીરજ આવી કે હવેતો જખ મારે છે, પછી બાવાજીના પગમાં માંથુ મુકીને શેઠ બોલ્યા, કે મહારાજ તમારા પ્રતાપથી દેવનાં દરશન થયાં, પણ હવે જોજો કોઇ બીજાને દરશન કરાવતા, ત્યાંના ત્યાંજ પ્રાણ નિકળી જશે. હવે શેઠ વહાણામાં પોતાને ઘેર ગયા, પછી તે દિવસથી બાવાજીને પરમેશ્વરની માફક જાણીને સેવા કરવા માંડી, ને હજારો રૂપીઆ બાવાજીને ખવરાવ્યા, એવી રીતે ઢોંગી લોકો બધી પૃથ્વી લુટી ખાય છે.

એ દેવ શી રીતે આવ્યા; અને પાછા શી રીતે અંતરધ્યાન થયા તે વાત નીચે લખી જણાવુંછું, કે જેથી વાંચનારા મિત્રોને ખબર પડશે.

બાવાજીએ બે મહીના અગાઉ સામાન તૈયાર કરવા માંડ્યો હતો, તે શો સામાન, તો ગણપતીના જેવો વેશ થાય, તથા હનુમાનજીનો વેશ થાય, એવી રીતે દેવતાઓના રૂપ, માણસનાથી લઇ શકાય એવો ઢોંગ મચાવ્યો હતો, જેમ ભવૈયા લોક તરેહ તરેહ વારના વેશ મુકે છે, એમજ બાવાજીના ચેલાઓ, સમસાનમાં દેવ થઇ થઇને આવેલા હતા. પછી બળિદાન લઇને આડાઅવળા પેશી ગયા હતા, પાડો આવ્યો હતો એ તો સાચો હતો, અને ઉપર બાવાનો ચેલો બેશીને આવ્યો હતો.

ગણપતીની સુંઢ કાગળની કરેલી અથવા લુગડાની અને ઊંદર પણ લુગડાનો કરેલો હતો, તેમજ હનુમાનના પુંછડા વગેરે જેવું જેવું જોઇએ એવું સ્વરૂપ કાગળ અને લુગડાથી કરી રાખેલું હતું. તે પેહેરી લઇને આવેલા હતા

માટે દેવબેવ કોઇ નહોતા આવ્યા, એતો બાવાના ચેલાઓ દેવ થઇને આવેલા હતા, એવો ઢોંગ કરીને બિચારા ધનપાળશેઠને ઠગી લીધો એવી રીત મંત્રવાળા દેવને બોલાવે છે.



# ખેલ ૮૮ મો.*

## સિદ્ધ લોક રાજાને ઠગે છે તે વિશે.

કોઇ એક નગ્રમાં દસ પંદર આદમી એકઠા થઇને, ઉદ્યમનો વિચાર કરવા લાગ્યા, કે કહો ભાઇઓ, આપણે કેમ કરવું? કોઇક રાજાને જઇને ઠગીએ તો લાખો રૂપીઆ મળે, કહેવત છે કે મારવો હસ્તી અને લુટવો ભંડાર, માટે રાજસ્થાનમાં આપણે જવું.

એ પ્રમાણે સંપ કરીને સર્વે જણા નિકળી પડ્યા, તેમાં એક સ્ત્રીને સાથે લીધી તથા તે સ્ત્રીના સ્વામીને પણ સાથે લીધો, પછી પંદર જણમાં સારો શોભિતો હતો તેને સિદ્ધ કર્યો, એ સિદ્ધની પાસે બે જણ ચેલા થઇને રહ્યા. બે જણે પારથીપુજાનું કામ કરવું, બે જણે ઘોડા ખેલાવવાનો (ચાબુકસ્વારનો) વેશ લીધો, બે જણા ટેલીઆ બ્રાહ્મણ થયા, બે જણા વૈદ્ય થયા, બે જણા બાબીબાવા થયા, એવી રીતે જુદા જુદા વેશ લઇને ચાલ્યા, તે કાઠીઆવાડમાં ગયા, કારણ કે કાઠીઆવાડ બહુ ભોળો મુલક છે, પછી એક શેહેર આવ્યું તે શેહેરમાં રાજા રહેતો હતો તે પણ ભોળીઓ પાદશાહ હતો.

એ રાજાના શેહેરમાં બધાય જણા ગયા અને સહુ સહુના ઉદ્યમ સંભાળવા માંડ્યા, બે જણ ચાબકસ્વાર થયા હતા તે રાજાના દરબારમાં જઇને ઘોડાઓ સુધારવા સારૂ નોકરી મંડાવીને રહ્યા, પેલી બાઇ પોતાનો પાંચ વર્ષનો દીકરો લઇને, એક ઓરડી ભાડે લઇને તેમાં રહિ. એ

બાયડીનો ધણી ભિક્ષા માગી આવે, બાયપીએ ને આનંદ કરે. પેલો સિદ્ધ થયો હતો તે તો કોઇ દેવની જગામાં પડદા બંધાવીને જપ કરવા બેઠો એ સિદ્ધની સેવામાં બે માણસ રહ્યા તે ગામમાંથી સીધુ સામાન લાવે, તે બાઇને આનંદ કરે, પેલા બાબી હતા તે ચઉટા વચ્ચે ધુણી ધખાવિને બેઠા, એ રીતે પંદર જણાં સંપ બાંધીને રહ્યાં, વેળાકવેળા પરસ્પર વાત ચીત કરે, પણ શહેરના લોકોમાં કોઇને પડપંચની ખબર ન પડી.

પછી પેલી બાઇએ પહેલો વેશ મુક્યો, અને છોકરાને ભણાવી મુક્યો, કે તારી ઠાઠડી બાંધીએ પણ તારે બોલવું ચાલવું નહિ, અમો રોઇશું પણ તારે જવાબ આપવો નહિ, અને જ્યારે ફલાણા કાકા આવીને પાણી છાંટે એટલે ઉઠીને બેઠો થજે.

છોકરો પણ એ સિદ્ધને ઓળખતો હતો કે મારા ગામના છે અને એતો મારા કાકાછે, એતો અન્યોઅન્ય આંતરે ચોથે ભેગાં થાય, વાતચીત કરે એવી રીતે સર્વે રહેતાં હતાં.

પછી પેલી બાઇએ છોકરા ઉપર લુગડું ઓઢાડીને સુવાડી મુક્યો, અને તાણીને પોક મુકી, અરેરે, મહારૂં બેઠું રહ્યું, આ છોકરાને સાપ કરડ્યો તે મરી ગયો, એમ કરીને રોવા લાગી, એવામાં છોકરાનો બાપ ભીખ માગીને આવ્યો તો પોતાની સ્ત્રીને રોતી દેખીને છોકરા સામું જો-ઇને એ પણ રોવા લાગ્યો. અરે બાપરે ઓ મારા દીકરા બેટા એકવાર બોલ, તને પરદેશમાં ધોઝારો નાગ કેમ ડશ્યો, અરે બેટા ઉઠય હિંડ, આપણા મુલકમાં જઇએ, આપણાં સગાં તને મળવાની વાટ જોતાં હશે. એવી રીતે બાયડી પણ વેરાગમાં વેણ કહાડી કહાડીને રોવા લાગેલી તે કોઇનાથી છાની ન રહે.

એવું બે જણનું રોવું સાંભળીને આડોશી પાડોશી ભેગાં થયાં કે, બિચારા પરદેશી બ્રાહ્મણનો છોકરો મરી ગયો, માટે અકેકો કડકો લાક-ડાનો આપો અને હિંડો એ છોકરાને અગ્નીસંસ્કાર કરાવીએ. પાડોશીની

સ્ત્રીઓ હતી એ પણ બિચારી વિલાપ કરવા લાગીઓ, કે અરે દૈવ આ બિચારાં ધણીધણીઆણી પરદેશમાં આવી રહ્યાં હતાં, તેમ છતાં ભીખ માગીને પેટ ભરનારાં દુખીઆં માણસ, તેને એકજ છોકરો તે છોકરો પીસ્યો પોપટ જેવો હતો. તેને સાપ ડશ્યો, આતે પ્રભુને ઘેર ડોળીયાના દીવા કેમ છે! એવા લોક વિલાપ કરવા લાગ્યા. એતો આખા શેહેરમાં વાત ચાલી, કે બ્રાહ્મણના છોકરાને સાપ કરડ્યો છે.

પછી એ છોકરાને એના બાપે ખભે લીધો, અને બાયડીએ સળગતું છાણું ઝાલ્યું, મારગમાં જતે બાયડી ઝટિયાં તાણતી જાય રોતી જાય, અને હિંડતી જાય, બીજા લોકે અકેકો લાકડાનો કકડો લીધો, અને સમસાન સુધી ગયા. પેલા બ્રાહ્મણે મસાણમાં જઈને ચિતા ખડકી; અને પોતાની બાયડીને કહે છે, હું તો આ છૈયા ભેગો બળી મરીશ, તું સંગાથ જોઇને આપણા દેશમાં જજે, અને સર્વને અમારા બાપ દીકરા બેના સ્નાન કરાવજે. એવું સાંભળીને બાયડી બોલી, કે તમે બે જણ બળશો ત્યારે હું ઘોજારણ જીવીને શું કરીશ, હું તો તમારા પેહેલી બળવાની છું. એવી એવી બંનેની વાતો સાંભળીને પેલા સમશાને આવેલા લોકોની આંખમાંથી પણ આંસુ ચાલવા લાગ્યાં.

વળી કેટલાક પેલાં સ્ત્રીપુરૂષને શીખામણ આપે છે, કે થવા કાળ હતું તે થયું, પણ હવે તમે બળી મરશો નહિ, એવામાં પેલો સિદ્ધ થયેલો હતો એના બે ચેલા સમસાનમાં આવેલા હતા, તે કહેવા લાગ્યા, કે આ ગામમાં ચઉટામાં મહાદેવવાળી ધર્મશાળામાં એક સિદ્ધ રહે છે, તે સિદ્ધ અહિં સુધી આવે તો આ છોકરો જીવે, અને તમારો ત્રણનો જીવ ઉગરે.

એટલે પેલી બાઇ બોલી! ભાઇ વીરા! ત્યારે તમે જાઓ ને એ સિદ્ધને અહિં બોલાવી લાવો, એટલે પેલા ચેલા બોલ્યા, કે અરે બાઇ! બાર મહિનાથી આ ગામમાં એ સિદ્ધ આવ્યા છે, પણ હજી સુધી રાજા સરખાને દરશન થયાં નથી, તો તારા છોકરા સારૂ મારા તેડ્યા કેમ આવે.

એવામાં કોઇ પરમાર્થિ હશે. તે બોલ્યો, અલ્યા ભાઇઓ ચાલો આપણ દસવીસ જણા થઇને બાવાની પ્રાર્થના કરી તેડી આવીએ, પ-છી દસવીસ માણસ ચાલીને સિદ્ધની પાસે ગયા પણ શું કરવા બોલે. પછી પેલા લોકો ઘણી રીતે નમી પડ્યા. કે માહારાજ! બીચારા બ્રાહ્મણ-નો છોકરો મરી ગયો છે, તેને જીવતો કરવા સારૂ આપ પધારો, એમ કાલાવાલા કર્યા, ત્યારે આંખ ઊંચી કરી પડદો ખોલ્યો, તો જાણે બ્રેહ-સ્પતી બેઠા હોય, એવો રૂપાળો ગોરોગફલ જેવો દેખીને લોક તો વિસ્મે પામ્યા, કે જરૂર આતો કોઇ જોગીરાજ છે, પણ કાંઇ ઢોંગી માણસ નથી, એટલે વળી કોઇ બીજો માણસ બોલી ઉઠ્યો અરે જુઓકને ઘીના દીવા અખંડ બળી રહ્યા છે, ધુણી પણ અખંડ ધીખતી જણાય છે, આવું કામ કાચાપોચાથી બને?

બાવાજી તો પડદામાંથી ઉઠ્યા. માથે મોટી જટા, કોટમાં રૂદ્રાક્ષની માળા, પગમાં પાવડીઓ, કસબની શાલનો જોટો ઓઢી લીધો છે, એવા લટકલટક કરતા નીકળ્યા, પછી બાવો બોલ્યા—અરે બાબુ! ચલો કહાં બ્રાહ્મનકા લડકા હૈ! એટલે તો પેલા લોકો બોલ્યા, માહારાજ! ચાલો અ-મારી સાથે પધારો, પછી સિદ્ધ તો નદી ઉપર આવ્યો.

હવે પેલા છોકરા ઉપર શાલ ઓઢાડી, અને એના ઉપર પાણી-ના છાંટા નાખીને કહ્યું બચ્ચા ઉઠ, એટલે છોકરો તો આળસ મરડી-ને બેઠો થયો. અને બાવાજીના પગમાં માથુ મુકીને હાથ જોડ્યા એ-ટલે બાવે માથે હાથ મુકીને કહ્યું કે બચ્ચા જીતા રહે.

પેલા સમસાને આવેલા લોક તો એટલા બધા વિચારમાં પડ્યા, કે આતો ગરીબ બ્રાહ્મણી ઉપર દયા કરીને પરમેશ્વર આપોઆપ આવ્યા છે કે શું? નહિ તો કેની મગદુર છે, મુવું માણસ જીવતું કરે! પછી પેલા બ્રાહ્મણને બ્રાહ્મણી ગાતાં ગાતાં છોકરાને ઘેર તેડી આવ્યાં.

પેલા સિદ્ધ તો વળી પાછો આવીને ઓરડીમાં પડદે પેઠો, અને

લોક તો એકદમ દરશને આવવા લાગ્યા, કે ૧૦૦ ગાડાં ભરાય એટલાં તો બાવાજીની ભેટનાં નાળીએર એકઠાં થયાં, ને પૈસા અને પાઇયોનો શુમાર તો નથી કહાડયો. જેમ મધપુડાને માંખ્યો વળગે એવી રીતે લોકો તો બાવાની પછવાડે થયા, આખો દહાડો અને આખી રાત બાવાની ઓરડી આગળ હજારો માણસ બેઠેલાંજ રહે. એ ખબર રાજાને થઇ; કે આપણા શેહેરમાં કોઇ બાવો આવ્યો છે તેણે બ્રાહ્મણના છોકરાને મુવેલો જીવાડ્યો.

તેથી તે રાજા પગે ચાલીને કચેરીમંડળ સુધાં બાવાજીના દરશને ગયા, એટલે બાવો તો ઓરડીનાં કમાડ વાશીને માંહેથી સાંકળ ભીડીને બેઠો. પછી પેલા ચેલાએ પ્રાર્થના કરી કે મહારાજ! કમાડ ઉઘાડો રાજા સાહેબ દરશને પધાર્યા છે. પછી બાવાજીએ ઓરડીમાં બેઠે બેઠે ઉત્તર આપ્યો, કે ઇંહાં રાજાકા કયા કામ હૈ? સાલા રાજા કૌન હોતા હૈ, હમકુ આખી મત બોલાઇયો, હમતો પુજામે બેઠે હૈ.

પછી ધીરે રહીને રાજા બોલ્યો—મહારાજ! કૃપાનિધી! આપનાં દરશન વાસ્તે હું પગે ચાલીને આવ્યો છું, તો જરાક મહો દેખાડો એટલે હું કૃતાર્થ થાઉં. પછી બાવો બોલ્યો—તેરી સાથ દુસરા કોઇ હૈ, ને જો હોવે તો સબકું દુર કર દે, ફકત એકીલા તુજકુજ દરશન દેગા એવું સાંભળી બીજા લોકોને વિદાય કરીને એકલો રાજા રહ્યો, એટલે કમાડ ઉઘાડીને રાજાને ઓરડીમાં બોલાવ્યો. રાજાએ એક મુઠી ભરીને સોનાની મોહોરો બાવાજીના પગ આગળ ઢગલી કરી, અને પગને અંગુઠે પોતાની આંખો અડાડી, પછી બાવાજીએ રાજાને માથે હાથ મુક્યો.

રાજા—મહારાજ! આપને આ શહેરમાં પધારે કેટલા દિવસ થયા?

બાવો—એક બરસ હોયગા, તેરા શેહેરમે આએ.

રાજા—અરે બાવાજી! મારા બાપ! બાર મહિનાથી પધાર્યા છો, ત્યારે મને કેમ જાહેર ન કર્યું? જો મને ખબર થઇ હોત તો તમારા

ખાવાપીવાનો બંદોબસ્ત કરત, તમારે રહેવાસારૂ એક સારૂ મકાન આપત.

બાવો—અબ ખબર હુઇકે નહિ? કુછ ફિકર નહિ, સીધાપાનીકા બંદોબસ્ત અબ કરદો. એટલે રાજાએ પેલા બે ચેલાને કહ્યું, કે તમે કચેરીમાં આવજો, એટલે હું મોદી ઉપર ચીઠી લખાવી આપીશ. પછી ખાંડ તથા સાકર તમને જે ગમે તેનાં શીધાં તમારે જોઇએ એટલાં દરરોજ લાવજો. એવું સાંભળીને બાવો બોલ્યા, કે હમેરા ખરચ તો બોત હે, તો એ દરરોજ મેરી પાસ બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર એસા એસા દેવ આતા હે, તો એ દેવ કયા ખાયગા? ઇસબાસ્તે દરરોજ એક મણ સોનેકી ચીઠી કરદે, નહિ તો તેરા સિધા તેરે ઘર ધરા રખ, હમેરા ખરચ તો કુબેરભંડારી પુરા કરતા હે.

પછી રાજા બોલ્યા—અરે મહારાજ મણને ઠેકાણે બે મણની ચીઠી લખાવી આપું, શી ફીકરછે! પણ મારા ઉપર કૃપા રાખજો.

હવે રાજા સામું જોઇને બાવો બોલ્યો—અરે રાજા! દેખ આજ રોજસે તીસરે મહીને તેરા લડકા મરજાયગા ઓર લડકા મરેગા ઓ-દીનસે તીસરે મહીને તું મર જાયગા. એવું સાંભળી રાજા તો ગળીવરણુ થઇ ગયો, કે દરશને આવ્યા હતા ત્યારે કાંઇ આશીર્વાદની આશા રાખવી જોઇએ, તેને બદલે આતો મારૂં નબોદ જાય એવું બોલ્યો એવું વીચારી રાજા કહેછે, મહારાજ! આપ આવું કેમ બોલોછો? એટલે બાવો બોલ્યો મેરા બચન મીથ્યા નહિ હોયગા અલબત તું, ઓર લડકા દોનું મરજાયગા, અને તેરે પરીક્ષા દેખની હોય તો ખબર રખીયો, આજસે તીસરે રોજ તેરે ચઢનેકા ઘોડા મરજાયગા. જો ઘોડા મરેગા તો દુસરી બાત સચ્ચી, નહિ તો જુઠી માનીઓ.

રાજાતો ઉદાશ થઇને નીસાસા નાખતો દરબારમાં ગયો, પણ કાંઇ ખાવું, પીવું, બોલવું, ચાલવું, કશું ગમે નહિ, મનમાં મરવાની બીક પેશી ગઇ તે મટેજ નહિ. રાણીઓ તથા કારભારી સરવે વિચારમાં પડ્યા, કે રાજા

કેમ ઉદાશી લેઇને બેઠા છે, એ વાત કોઇના આગળ રાજાએ કરી નહિ, રાત્રીએ ઊંઘ પણ ન આવે.

હવે પેલા બાવાએ પોતાના જોડીઆ બે જણા જે ચાબકસ્વાર થયા હતા તેમને બોલાવીને કહ્યું, કે રાજાને મરવાની બીક સારીપેઠે મેં ઘાલી છે, પણ જે ઘોડા ઉપર રાજા ચઢે છે તે ઘોડાને પરમ દહાડે ભુપીતો (મારવો) કરવો છે માટે આ સોમલનું પડીકું લેઇ જાઓ, તે એ ઘોડાને ગોળમાં દહાડે ખવરાવજો એટલે વગે થશે.

પેલા ચાબુકે તો એ રીતે કર્યું એટલે ઘોડો દડીમ લેઇને રડી પડ્યો, પછી રાજાને ખબર કરી, કે આપ સાહેબને ચઢવાનો ઘોડો મરણ પામ્યો છે, એ વાત સાંભળી ઘોડાની વેદના તો ભુલી ગયો, પણ રાજા તો થરથરથરથર ધ્રુજવા લાગ્યો, કે હવે તો ત્રીજે મહિને કુંવર મરશે અને છઠે મહિને હું મરીશ એમાં જરીએ ભુલ નથી.

હવે તો સિદ્ધ જીવાડે તો જીવાય, નિકર મહોતના મ્હોડામાં હાથ ઘાલીને બેઠા જેવું થયું છે. એવો વીચાર રાજાએ પોતાના મનમાં કર્યો અને ચોથે દીવસે રાજા તો પાછો સિદ્ધની પાસે આવ્યો. હવે રાજા બોલે છે, માહારાજ! તમે કહ્યું હતું તેમ થયું, હવે મારી સંભાળ લેવી જોઇએ. ત્યારે સિદ્ધ બોલ્યા, કે અરે રાજા! એક બડા જગ્ન કરના ચઇએ પીછે મરનેકી ફિકર નહિ; એવું સાંભળી રાજા બોલ્યો, માહારાજ! જેમ કહો એવી રીતે જગન કરીશ પણ મને જીવાડો. એટલે જોગી બોલ્યા કુછ ફિકર નહિ, પણ જગન કરનેકા ખરચ એકલાખ રૂપીઆ લગેગા ને જગનમેં ધર્મરાજાકું બોલાઊં, ઓર પીછે તેરા મોહોતકી મને કરાદું, હવે રાજાએ વિચાર્યું કે એક લાખ રૂપીઆ ખરચ થશે, તો બાલ્યા પણ મારો જીવ ક્રોડ રૂપીઆનો ઉગરશે, માટે કાંઇ ફિકર નથી. વળી કુંવર જીવશે એ લાભ કાંઇ ઓછો ન કહેવાય, પછી રાજાએ એ બધી વાત કબુલ રાખી, એટલે તરત સિદ્ધ બોલ્યા—અબે કોઇ બડા શાસ્ત્રી હોવે તો બોલાઓ

એટલે પેલા પોતાના ચેલા હતા, તે જઈને શહેરમાં પોથીપુજા કરતા હ-
તા, એઓને બોલાવી લાવ્યા.

રાજા પાસે બેઠા છે એવામાં પેલા શાસ્ત્રીએ આવીને બાવાજીને ત-
થા રાજાને આશીરવાદ દીધો, પછી બાવો બોલ્યા— અબે બ્રહ્મદેવ! એક
મહારૂદ્ર કરના હે, ઉસકી સામગ્રી તુમ લીખાએ. પછી પેલો બ્રાહ્મણ પણ
બાવાજીનો ભાગીઓ હતો, તે લખવામાં શું કરવા કસુર કરે.

શાસ્ત્રી—મહારાજ! યજ્ઞના ખરચનું કાંઇ પ્રમાણ નથી, એતો યજ્ઞના
કરનારની શકિત ઉપર આધાર છે, માટે આ યજ્ઞમાં તમારે કેટલા રૂપીઆ
ખરચવા ધાર્યા છે, તે મને કહિયો, એટલે એ ઉપરથી હું બધી રીતભાત
બતાવીશ. પછી રાજા બોલ્યો કે એક લાખ રૂપીઆ ખરચવાની બા-
વાજીની મરજી છે, માટે એક લાખનો મેળ આવે એવું કરો, પછી દશ
હજાર ઓછા વધતાની કાંઇ ચિંતા નથી. હવે શાસ્ત્રીબાવા સામાનની
યાદી કરે છે.

| | | |
|---|---|---|
| ૧ સોનાનો ઘડો. | ૧૨૫ રૂપાનાં કોડીઆં. | ૧૨૫ ધોતીજોટા. |
| ૫૦ રૂપાના ઘડા. | ૧૨૫ મોતી. | ૧૨૫ પિતાંબર. |
| ૧૨૫ રૂપાની થાળીઓ. | ૯ હીરા. | ૧૧ મણ કંકુ. |
| ૧૨૫ રૂપાની દીવીઓ. | ૧૨૫ રૂપાના વાડકા | ૧૧ મણ સોપારીઓ. |
| ૧૨૫ સોનાની જનોઇઓ. | ૧ ગાડું શ્રીફળ. | ૧૨૫ બ્રાહ્મણનું વરૂણ. |
| ૧૨૫ મણ ઘી હોમવાનું. | ૯ કુંડ કરવા પડશે. | ૧૨૫ મણ તલ. |
| ૧૨૫ મણ જવ. | ૧ મોટો મંડપ રચવો અને તે મંડપને જરી-આનની ધજાઓ જોઇએ, | |

એ વગેરે સામાનની સુચના તમને આપીએ છીએ, અને એક
યાદી મોટા કાગળપર કરી દરબારના કારભારીને આપીશું, તેમાં બાકીનો
સામાન લખીશું, અને ૧૨૫૦ બ્રહ્મભોજન કરાવવું પડશે. વળી એટલા
બ્રાહ્મણોને દક્ષણા આપવી પડશે, તથા વરૂણમાં બેસશે એટલા બ્રાહ્મણોને

મનમાની દક્ષણા આપવી પડશે, અને એ યજ્ઞ રેવાકાંઠે કરવો જોઈશે.

એવું સાંભળીને રાજા બોલ્યા, કે મહારાજ! આપણા ગામમાં યજ્ઞ થાય એવું નથી? રેવાકાંઠે બધો કબીલો લઈને જવું પડે એ મોટી અડચણ આવી, શા માટે તો અમારે રજવાડાનાં બેરાથી બહાર નીકળાય નહિ. પછી બાવો બોલ્યા—અબે રાજા બહાદુર! મેરી બાત સુન? જગ્નકી પુર્નાહુતી કે રોજ, તુમ એકીલા ફકત આના, રાણી બાનીકી કુછ જરૂર નહી હૈ. જગ્નકી સામગ્રી સબ તૈયાર કરકે ગાડે ભરાઓ, પીછે એ સબ સામાન લેકર હમ જાયગા, ઓર પીછેસે તુમ, કારભારી, જમાદાર, જીનકે દિલમે જગ્નનારાયનકા દરશનકી ઇચ્છા હોવે ઉસકુ સબકુ લેકર આઇયો.

રાજા બીચારો ભોળીઓ તે કાંઇ વિચાર ન કર્યો. અને ઉપર લખેલા સર્વે સામાનનાં ગાડાં ભરાવીને બાવાજીને હવાલે કરી રેવાકાંઠે એ ગાડાં મોકલ્યાં. રેવાકાંઠે જઇને સામાન એક ધર્મશાળામાં ઉતારચો, અને પછી ગાડાને રજા આપીને વિદાય કર્યા. હવે પેલા પંદર આશામી એ ઠેકાણે ભેગા થયા, અને જેટલો સામન ખપ્યો એટલો હાલ વેચી નાખ્યો. એમ છતાં પણ પડ્યો રહ્યો એટલો બ્રાહ્મણોને પુન્ય કરયો. અને બે આશામી અગાઉથી ગયા હતા, તેઓએ બંદોબસ્ત કરી મુકયો હતો શું, તો પાંચ સાતેક ઊંટ અને પાંચેક ઘોડા લઇ મુકયા હતા, એ ઉપર બેશીને પોતાના દેશમાં બમકાવી મુકયાં ને પંદરજણાં જતાં રહ્યાં, ઘેર આવીને ભાગે પડતો સરવે સામાન વહેંચી લીધો પછી ખાધા પીધાં ને મજા કરી.

રાજા પુર્નાહુતીને દિવશે રેવાકાંઠે ગયા, તો જગનને ફગન કાંઈ નહિ. તેમજ બાવાજીને પણ ન દીઠા, પછી રેવાજીમાં મુછો મુડાવીને રાજાએ શ્રાદ્ધ કરયું, અને પાછો પોતાને ઘેર ગયો.

હવે પેલ ધુતારે રાજા ઉપર કાગળ લખ્યો, તે કાગળ કંકુથી લખ્યો અને એક સાગ્રીતને આપ્યો, તે કાગળ રાજાના ઘુંજામાં દાખલ કરયો,

એ કાગળ સંકૃતમાં લખેલા તેનો ગુજરાતી તરજુમા નીચે પ્રમાણે છે.

સ્વસ્તશ્રી શેહેર ફલાણાના રાજા અમુકસંગજી જોગ લખીતંગ જમપુરીના રાજાશ્રી ધર્મરાજાના આશીરવાદ. જત તમોને તથા તમારા દીકરાને અત્રે બોલાવવાનો હુકમ મારા ઉપર, અખીલ જગતના રાજા શ્રીરામચંદ્રજીનો થએલો હતો, માટે એ હુકમ અમલમાં લાવવાની તૈયારીમાં હું હતો, પણ તમે મહારૂદ્ર કર્યો, તેના પુણ્યે કરીને તમારા ઉપર મહા રૂદ્રદેવ (શીવ) પ્રસંન થયા. તેથી મહારૂદ્ર રામચંદ્રજીના રૂબરૂ જઇને તમારૂં આયુષ્ય વધાર્યું છે; માટે હવે ઘણા વરસ સુધી રાજમાં રહીને પ્રજાને પાળજો. તમારા બાવાજી પણ હમણાના અત્રે પધાર્યા છે, તે બાર મહિના રહીને પછી મૃત્યુલોકમાં આવનાર છે. આ કાગળ, વૈવસ્વતમનુંના અઠાવીસમા કળજુગમાં પ્રથમ ચરણમાં લખ્યો છે. લખીતંગ કારભારી ચિત્રગુપ્ત.

જમપુરીના અધિપતિ
રાજા શ્રીધર્મરાજાની સહી.

તાજા કલમ જે—

તમારો જન્ત રેવાકાંઠે કરયો છે. પણ એ પાતાળનાં રેવાજી સમજવાં, આ વાત બાવાજીએ કેહેથી લખાવી છે. તા. મજકુર. દા. ચિ.

એવો કાગળ લખીને ધુતારે પોતાના સાગ્રીતને આપ્યો, અને એ સાગ્રીતે રાજાના હજુરી ખવાસને આપ્યો, અને એમ કહ્યું જે આ કાગળ રાજાના હાથમાં આવે એવે ઠેકાણે મુકજો. પછી ખવાસે રાજાના ધુંજામાં ઘાલ્યો, તેને પેટે ખવાસને રૂ ૨૫) રોકડા મળ્યા હતા.

પછી રાજા તો ધુંજામાં હાથ ઘાલવા ગયા તો હાથમાં કાગળ આવ્યો, એ કાગળ કારભારી પાસે વંચાવી જોયો, તો ઉપર પ્રમાણે વાત સાંભળી રાજા ઘણો રાજી થયો, જે આપણે ધાર્યું હતું કે બાવાજી સામાન લેઇને નાશી ગયા, પણ બાવાના કહેવામાં અને આપણા સમજવામાં ત-

ફાવત પડશે. તે શો તફાવત, તો બાવાજી સામાન લેઇને પાતાળમાં ગયા, અને આપણ તો મૃત્યુલોકનાં રેવાંજી છે તેને કાંઠે ગયા, માટે ક્યાં ભગા થઇએ! વળી એક સારી વાત સાંભળી કે બાર મહિના પછી બાવાજી આપણા શહેરમાં પધારશે, એવું ધર્મરાજાનો કાગળ વાંચતાં જણાય છે.

પછી એ કાગળને રાજાએ પોતાની દેવસેવામાં રાખ્યો, તે દરરોજ કંકુના છાંટા નાંખીને રાજા પગે લાગતો. એવા એવા ભોળીઆ રાજા હિંદુસ્તાનમાં ઘણા છે, અને એ રાજાઓને ઠગનારા ધુતા પણ અસંખ્ય છે.



# ખેલ ૮૯ મો.*

## પેટીમાંથી વીંટીઓ તથા રૂમાલ કાઢવા વિશે

ટોપીવાળા લોકો બાજીગરના ખેલ કરે છે, તેમાં કેટલાએક ખેલ તો આપણા કાળા બાજીગર કરેછે, તેવાજ કરેછે, અને કેટલાએક ખેલ આપણાથી ઘણા સારા થાય છે, તેમાંનો એક ખેલ હું લખું છું.

એક પેટી મોટી હોય છે, તેની અંદર એથી નહાની પેટી, વળી તે પેટીમાં પણ એક પેટી, એ રીતે છેલી પાંચમી પેટી હોય છે, એ પેટી બીજી પેટીઓથી નહાની હોય છે, જે નહાની પેટીછે તેમાં કારસ્તાન કરી રાખેછે. પેહેલથી જેમ ગોઠવી હોય એમજ રાખે છે, પછી પોતાની પાસે એક પીસ્તોલ રાખેછે.

પહેલથી પોતાનો એક રૂમાલ એ બાજીગર, જોવા આવનાર સાહેબો બેઠા હોય છે, તેમાંનો એક સાહેબને એ રૂમાલ, તથા પોતાની બે વીંટીઓ એટલું આપી મુકેછે, પછી તે ખેલ કરનારો કહેછે, કે કોઇની પાસે રૂમાલ હોય તો મને આપો. ત્યારે જે સાહેબને રૂમાલ તથા વીંટીઓ આપેલી હોયછે તે સાહેબ, એ ત્રણે ચીજો પાછી આપેછે. પછી

લોકોના દેખતાં પેલા રૂમાલને ફાડીને ચીંદરાં કરી નાંખે છે. તે અરધી ચીંદરીઓ પિસ્તોલ જેવું ભુંગળું હોય તેમાં ભરેછે, અને પછી પેલી વીંટીઓ માંહિ નાંખેછે. અને રૂમાલની અડધી ચીંદરીઓ બાકી હોયછે તે પાછી ઘાલેછે, પછી તેના ઉપર ટોટી મુકેછે, પહેલેથી પેલી વીંટી ટેબલ ઉપર ગોઠવી હોય, તેના સામી પિસ્તોલ છોડે છે પછી પોતાની પાસે એક આદમી રાખ્યો હોય તે આદમી એ પિસ્તોલને પડદામાં લેઇ જાય છે. અને જે આદમી કારસ્તાનનો કરનાર છે, તે પેટીને વેગેથી ઉપાડી લાવી પોતાની પાસેથી ચપ્પુ લઇને તેના બંધ કાપીને ઉઘાડે છે. ત્યારે તેમાંથી એક બીજી પેટી નિકળે છે, તે પેટી ઉઘાડી એટલે તેમાંથી વળી ત્રીજી નિકળેછે, વળી ત્રીજીમાંથી ચોથી નિકળે છે, તેને તાળાની કુંચી હોય છે. તેની કુંચી પણ તેમાંજ રહે છે, તેથી વળી પાંચમી પેટી ઉઘાડે છે, ત્યારે તેમાંથી પેલો રૂમાલ અને બે વીંટીઓ નિકળે છે તે સઉને દેખાડે છે. ત્યારે લોકો એ ખેલ જોઇને ઘણા વિસ્મે પામે છે, ને કહે છે, કે વાહવાહ! ધન્ય છે. આ જાદુ ખરૂં, કે બળેલો રૂમાલ પેટીમાંથી સાજો થઇને નીકળ્યો.

એવી રીતે આપણા લોકો બોલે છે, અને જે યુરોપિયન લોકોછે, તે તો ખચીત સમજે છે, કે જાદુ વિદ્યા જુઠી છે. એ લોકોમાં ક્રિયાબળ આપણા કરતાં વધારે છે; પહેલી આકર્ષણક્રિયા, બીજી લોહચુંબકકળા, ત્રીજી હાથની ચાલાકી, ચોથી રસાયણક્રિયા, પાંચમી ફોટોગ્રાફના પત્તાની ક્રિયાઓથી અદભુત ખેલ બની શકે છે.



## ખેલ ૯૦ મો.*
## બ્રાહ્મણ લોકો માતા કહાડે છે તે વિશે.

કોઇએક શહેરમાં બેચાર બ્રાહ્મણો મળી સંતલસ કરિને ઉદ્યમનો

આરંભ કરે છે, કે આપણે માતા કહાડવાનો ઉદ્યમ કરો ત્યારે બીજો બોલ્યો—ભાઇ! આપણે શું શું જોઇએ તોકે શેર કંકુ લ્યો, બે નાળીએર લ્યો, તે નહાનાં નાળીએર લેવાં, બે ચાર આંટીઓ નાડાછડીની લ્યો બે ચારેક ઘાટડીઓ, પાંચસાતેક સોપારીઓ જોઇશું એક દીવાશળીની પેટી.

હવે ત્રીજો બોલ્યો, કે એક નગારૂં લ્યો, જેથી ડંકો સાંભળીને ઘ-રમાંથી બાયડીઓ દોડી આવે, એવો મનસુબો ચારે જણે કર્યો, અને જે ખરચ થાય તે ચારે ભાગે, અને જે ઉપજ થાય તે પણ ચારે ભાગે એવો ઠરાવ કરીને ગામ, પરગામ, શહેરમાં, શેરીઓમાં, અથવા પોળમાં રમવા જાય છે.

પછી વાણીઆ, કણબી, ઘાંચી, બ્રાહ્મણ એઓની પોળમાં જઇને પોળ વચ્ચો વચ્ચ ઉભા રહીને ચારે જણા સાથે બોલે છે કે બોલો અંબે માતકી જે, બહુચર માતકી જે, ચાચર ચોકકી જે, વલ્લભ ધોળાકી જે, એમ કહીને પોળ વચ્ચે એક ત્રીશુળ ભુંઇમાં ઘોચેછે. એ ત્રીશુળને પણ સિંદુરનાં ટીલાં કરેલાં અને ઘાટડા બાંધેલી હોય છે, પછી પેલા નગા-રાનો ડંકો કરે છે, એટલે છેઆં છોકરાં ભેગાં થઇને દોડતાં આવે છે. વળી બીજો હોય તે એક પીતળની થાળી લેઇને પઇસાથી ખણ ખણ ખણ ખણ વગાડે છે, વળી ત્રીજો હોય તે ગરબો ગાવાજ મંડી પડે છે, એ રીતે ચારે જણા મળીને કાંગારોળ કરી મુકે છે. અને એમ કરીને મા-ણસ ભેગાં કરે છે.

એવું એક ઘડી સુધી કર્યા પછી એક જણો બોલી ઉઠે છે, કે અલ્યા ભાઇઓ, આજ આપણા ફળીઆમાં, આપણા મ્હોલામાં, આપણીશેરીમાં એટલે બીજો કહે છે, કે ધન્ય માતાજી. કોડેને જોડે, કંકુને પડે, નાડાને છડે શ્રીફળની સાથે, ફળફળની ભાત્યે ત્યારે પેલો હુંકારો દેછે, કે હા મા હા. અલ્યા કૃપાકરીને અંબાને બહુચરા, કાળકાને તુળજા ચુંવાળના ચોકની ઉગમણાગોખની, એ મા માનસરોવરવાળી, તોડાની ધણીઆણી.

તું વહેલેરી આવજે. પછી પેલા ત્રણે સાથે બોલે છે કે ધન્ય માતા જે અંબે જે અંબે જે અંબે.

જેટલું એ બ્રાહ્મણો બોલે છે, એટલું બધું લખું તો પાર આવતો નથી અને આ ગ્રંથ વધી જાય છે. માટે થોડું થોડું લખી ટુંકામાં પાર લાવુંછું, પછી પેલા ચારમાંથી એક જણો જીભનો છુટો હોય છે, તે બોલે છે ને ગપાં મારે છે કે ગયા વર્ષમાં રાજા રવી હતો, ત્યારે બાવીશેરની બાજરી ને સોળશેરના ઘઉં હતા, વરસાદનો વાસો વાણીઆને ઘેર હતો બે દાડીએ બરાબર રાખ્યું. પણ આ વર્ષમાં રાજા શુક્ર અને પ્રધાન ચંદ્રમા છે, નક્ષત્ર સમુદ્રે પડયાં છે, મેઘનો વાસો માળીને ઘેર આવ્યો છે, માટે બે મણની બાજરી અને દોઢ મણના ઘઉં થવા જોઇએ, ચારશેરનું ઘી થશે, અઢી રૂપીએ મણ ગોળ થશે, પણ ખાવાં પીવાં કરમના હાથમાંછે.

એક થાકે છે એટલે બીજો સાંધેછે—જીવશે તે જોશે, આપશે તે પામશે, કરશે તે ભોગવશે, વાવશે તે લણશે, એવું કહીને પાછો ગપાં મારવા માંડે છે. અલ્યા ભાઇઓ વળી સાંભળજો, એક આપણી શેરીમાં પિયરની પનોતી, ધણીની આનીતી બે ચાર જણીઓને સંગાથે લેઇને કુવાના પનઘટ ઉપર ચકોરબાઇ, વીજળીબાઇ, જમનાબાઇ, જડાવબાઇ જળ ભરી માથે બેડાં મુકીને આવશે, તે વેળા એક બેડા ઉપર કાગડો આવીને બોલશે, અને પાણી પીને ત્રણ શબ્દ કરશે, તે શબ્દમાં શું કહેશે તો કોઇ બાઇને દસ માસ થયાછે, તેને ઘેર આજથી સાતમે દિવસે દીકરાની વધામણી આવશે.

અલ્યા આવું આવું કહિશું તો પાર નહિ આવે, માટે લાવ્ય પેલી થાળી માતાજી કંકુ આલે, તે હું સૌને ચાંલ્લા કરૂં. પછી બીજો બ્રાહ્મણ થાળી આપે છે, તેને માથે પાઘડી હોય છે, તે માથે ચાદર ઓઢીને એક હાથમાં થાળી ઝાલીને એક હાથમાં પાઘડી ઝાલે છે.

ત્યારે કોઇ લોક બોલી ઉઠે છે, કે પેલો હાથ ચાદર ઓઢીને ભટ-

જીએ પાઘડીમાં ઘાલ્યો, ત્યારે પેલો બ્રાહ્મણ પાછો પછેડી કહાડી નાં-ખીને બોલે છે, કે અલ્યા ભાઈઓ! તમો સરવેને વહેમ આવે છે, કે બ્રાહ્મણ મોટાં મોટાં પાઘડાં બાંધીને આવ્યા છે, તેમાં કંકુનાં પડીકાં ઘાલેલાં હશે. માટે હવે તો પાઘડી ઉતારીને મુકીએ છીએ, વળી અં-ગરખાં ઉતારીએ છીએ લાંબા લાંબા ધોતીયાં બદલીએ છીએ.

પછી અંગરખું તથા ધોતીયું બદલીને એક નહાનું પંચીયું પહેરે છે ને તે પંચિયું કહેડ સુધી ઊંચું કરીને સઉને દેખાડે છે ને બોલેછે—કહેશે કે બ્રાહ્મણ કહેડે કદોરા બાંધીને કંકુ લાવ્યા હશે, માટે બતાવીએ છીએ એવું કહિને પછી કહેછે કે, અલ્યા શેવક! એકવાર નહાનાં મોટાને મા-રા નામની તાળી ગાજીને જે બોલાવ્ય, એટલે બીજો હોય છે તે ઊં-ચા હાથ કરી લોકોને કહેછે, કે બોલો અંબે માતકી જે.

જે બોલ્યા પછી પેલો, બ્રાહ્મણ પોતીયું પહેરી ચાદર ઓઢીને મા-થાની ચોટલી છુટી મુકે છે, અને બીમ બીમે જેમ કંપવા હોય એ રીત ધુજવા લાગે છે, વળી પગ પછાડતો જાય છે, ને કહેતો જાય છે કે અલ્યા શેવક! તો કહે હાં મા! આપણા મહોલામાં હું પધારીછું તો ખરી, મારો ગરબો ગાય એટલે મને હેત આવે છે, માટે ગરબો ગા.

એટલે પેલા ત્રણે જણા ગરબો ગાવા મંડી પડેછે, તે જેમ નીચાં નમીને બઈરાં ગાય છે, એ રીત તાળીઓ પાડીને ગરબો ગાય છે. તેમાંનો એક ગરબો નીચે મુજબ.

## રાગ મોસાળાના ધોળની દેશી.

માજી કોઉથી તમને હું કરગરૂં, માનો ચુંવાળમાં છે ચોક, બહુચર ભલે આવીયાં. માને કંકુને કેસર અતી ઘણાં, માને પાએ ઘુઘરનો ઘમકાર; બ૦
માને અતલસની છેરે ઓઢણી, માને ટીલડી શોભે છે ભાલ; બ૦
માને પાંચપટાનોરે ઘાઘરો, માને સાળુડે છે કસબી કોર; બ૦

માને ચોળીએ ચિત્ર તે ચળકતાં, માને અંબોડે મ્હોટા છે મોર; બ૦
માના શણગાર સુંદર શોભીતા, માના મુખડામાં ભરિયા તંબોળ; બ૦
માની નખશીખ શોભા નરખતાં, માનું રૂપ છે ઝાકઝમાળ; બ૦
માજી શેવક તુજને સંભારતાં, માજી આવીને પુરો આશ; બ૦

એવી એવી રીતે ઘણાક ગરબાને છંદ ગાય છે. ત્યાં સુધી પેલા ત્રિશુળના આગળ પછેડી ઓઢીને ઉભો ઉભો થરથરથર ધુજે છે, અને માંહિ પોતાનું કામ કરેછે, અને આદરમાં રહ્યો રહ્યો રાગણી કરેછે.

માતા—( ધુણનારો બ્રાહ્મણ ) અલ્યા શેવક ! ઉત્તરમાંથી આવુંછું. દક્ષિણમાં જાઉછું, ચોધારી દીવાની જોત્યો બળે છે, મરઘડા ઉપર બેઠી છું, હાથમાં ઉઘાડું ખડક ઝાલ્યું છે, અલ્યા શેવક! પછી બીજો કહે છે હાં મા ! અલ્યા ગયા વરસમાં કોઇએ મારાં નૈવેદ કર્યાં નથી, મને કોઇએ ગણગારી નથી, માટે બબંડદાર ઉઘાડું ખડક લેઇને ખપર ભરવા નિકળીછું, માટે માગ્ય તારી શી ઇચ્છા છે.

પછી સેવક ( બીજો બ્રાહ્મણ ) બોલે છે કે મા પધાર્યાં છો તો ખરાં પણ આપણા ફળીઆમાં સઉને અમીના છાંટા નાંખો.

બાળ ગોપાળ, નહાનું મ્હોટું, જેટલું દરશન કરવા આવ્યું છે એટલાને તમારી પાસેથી કંકુના ચાંલ્લા કરવાની ઇચ્છા છે, માટે બચ્ચાની આશા પુરી પાડો.

પછા જ ધુજતો હોય છે તે પાછો બોલેછે, અલ્યા શેવક ! આટલા ફળીઆમાં એક બાઇછે તે ઘરમાં બેઠી બેઠી મારી નિંદા કરેછે, કે બ્રાહ્મણ પાખંડ કરીને આવ્યાછે, પણ અલ્યા શેવક ! જો તારી ઇચ્છા હોય તો એને મારૂં પારખુ બતાવું, એમ ઉટંગ બાંધીને બોલે જાય છે, ના મા કોઇ નિંદ્યા કરતી નથી, અને કરશે તો એના કરમ લખે, પણ માજી! તમે તો બધા ફળીઆમાં અમીના છાંટા નાંખો.

એટલે જેને માતા આવ્યાં હોયછે તે બોલે છે, કે લલ્યા શેવક આ

શ્રીફળ આપુંછું, એમ કહિને બે શ્રીફળ ઘાટડીએ વીંટેલાં પેલા ત્રિશુળ આગળ મુકેછે. પછી એક નાડાછડી વીસ પચાસ હાથની લાંબી તે પણ મ્હોડામાંથી કહાડે છે, પછી થાળી મંગાવે છે, તે થાળીમાં આશરે અ- દશેર પુણોશેર કંકુ પણ કહાડે છે, તે વેળા આંખ્યો એવી ચહડાવેછે, કે સામા માણસને તો એ આંખ્યો જોઇને બીક લાગે છે.

પછી કહે છે કે અલ્યા શેવક! આ ફળિયામાંથી ઘી મગાવ્ય, તને હું દીવા કરી આપું, પછી ઘી મગાવે, એટલે વગર દેવતાએ પછેડીમાં પેશીને દીવા કરી આપે છે. અને એક મુઠી ચોખા લઇને તેને કંકુવાળા કરી પોતાની પાસે રાખીને ચારે દિશાએ વધાવે છે અને વળી બોલે છે—અલ્યા મારૂં કંકુ, શ્રીફળ, ઘાટડી વેચાય નહી, અને શ્રીફળ ફોડાય નહિ, એટલે પેલો કહે છે સારૂં મા.

વળી એનો એ બોલેછે, કે અલ્યા જેને બાધા આખડી લેવાની ઇચ્છા હોય, તેને મારી પાસે મોકલ્ય, આ વેળા જેને જેવી ઇચ્છા હશે, તેના મનોર્થ પુરા કરવા આવીછું. એટલે પેલો શેવક સર્વેને સંભળાવે છે. કે જેને કાંઇ ઇચ્છા હોય, તે સુખેથી માજીની પાસે આવજો. પછી કોઇ સ્રીઓ પુત્રની ઇચ્છાએ આવે છે, કોઈ વળી ગમે તે માગે છે, પછી મ્હો એવી લપડાક કરેછે, કોઇને કંઇ બતાવે છે, અને વળી કોઇને કંઇ બ- તાવેછે, પણ મુરખા લોકો એટલું નથી સમજતા, કે જે આપણ ને આ પવા આવ્યો છે, તેનેજ ભીખ માગવી પડે છે, તો એ આપણને શું આપશે!!

હવે પેલો શેવક બોલે છે, કે જેણે માજીના નૈવેદમાં સીધુને પૈસો સકમાઇનોખરી મહેનતનો હશે, તે સુપડામાં પુરીને, તેમાં એક મીઠા- ની કાંકરી ઘીનો છાંટો મુકીને જે પહેલું આવશે તે માતાની અક્ષત અને કંકુએ ઉંબરો વધાવીને ઘરમાં પેસશે તેના ઘરમાં રોજગાર પાણી માતા- જી વધારશે, રાંધ્યામાં રસકસ મલશે, કુશળતા રાખશે એવી રીતે જે

ટલું સાંભરી આવે એટલું બોલે છે.

પછી ફળીઆમાંથી ચોખા, દાળ, પતાસા, થાય છે તે લઇને છેડે બાંધે છે, હવે એ કંકુ તથા શ્રીફળ, ને નાડાછડી કયાંથી કહાડ્યાં તેની રીત નીચે મુજબ છે.

એક કોથળીમાં કંકુ અને ધાટડીને છેડે શ્રીફળ બાંધી મુકે છે, તેમાં નાડુ પણ ગુંડી કરીને રાખી મુકે છે, તે નાડાની ગુંડી કરવાની રીત એછે કે એક ત્રાકના જેવો સોઇઓ રાખે છે તેના ઉપર ગુંડી વીંટે છે, તેનો છેડો બહાર રાખે છે, અને ઉપલે છેડે જેમ જાળી પડે એ રીત સોઇઆને ફેરવતો જાય છે, ઉપર નાડું વીંટતો જાય છે તે કકણ વીંટે છે. વીસ પચીસ હાથ થયું એટલે તે છેડાની ઉપર આંટી નાંખે છે. અને તે ત્રાક ઉપરથી ઉતારી લેઇને, તે ગુંડીને છાતીમાની મ્હોમાં રાખીને મહિલો દોરો ખેંચે છે, તે વેળા પેલું નાડું ધુંચાય નહિ, અને કોરૂને કોરૂં ખરખરખરખર ચાલ્યુંજ આવે છે, એ રીતે નાડુ કહાડે છે.

હવે કંકુની રીત કહિએ છીએ. કંકુની કોથળી પગ વચ્ચે રાખે છે, પછી એક મુઠી ભરીને પોતાની છાતી આગળ એ મુઠી દબાવી રાખીને ધીરેધીરે માંહીથી ગેરવે છે એમ કંકુ કહાડે છે, અને શ્રીફળ પણ પગ વચે રાખે છે તે કહાડતી વખતે મ્હોડામાં મુકીને કહાડે છે. દીવો કરે છે તેતો અંગ્રેજી દીવાસળીઓથી. માટે આવા આવા ઢોંગ કરીને લોકોને જાદુ સાચું, સાચું, સાચું મનાવી નાખ્યું છે. એજ રીતે માતા કાઢે છે. જો એજ રીતે ઠામ ઠામ માતા સાચાં આવતાં હોય, તો કોઇની પાસે સીધુ પઇસો માગવો પડે નહિ.



# ખેલ ૯૧ મો.*

## એક ઓરડીમાં હજરત ભરયાથી દીવા પ્રગટ થાય છે તે વિશે.

કોઇ શાહુકારના ઘરમાંથી ચોરી થાય છે, ત્યારે તે લોકો ભુલા ભમે છે, અને વાદી, જતી, ભુવા, હજરત ભરનારા, એઓની પછવાડે ભટકે છે, કે કાંઇ કરતાં કોઇ ચોરનું નામ દેઇ આપે તો ઘણું સારૂં, અને જો નામ કાઢી આપે તો તેને રૂ ૨૦૦) આપું, એમ કહિને હજરત જોનારાની પાસે જાયછે.

હજરત ભરનાર મુસલ્લા લોકો, આત્રી લોકો, અને સઇદ લોકો ઘણું કરીને હોય છે, તેમાંનો કોઇક ઢોંગી પેલા વાણીઆને મળી આવેછે, કે તારી ચોરી કરનારનું નામ હું શોધી કહાડું, પછી પેલો ભોળો માણસ હોયછે તેને ભરૂસો પડેછે, કે પીર પેગંબર કે ઓલીઆનો હાથો હોય તો નામ શોધી કહાડશે એમાં શક નથી.

પેલો શાહુકાર બોલે છે, કે ચોરનું નામ કયારે દેશો? એટલે પેલો સઇયદ બોલે છે, કે કલ મેરી જમેરાત હે, તો રાતકું મેં હજરત ભરકર ચોરકા નામ દેઉગા, પણ શેઠ! એ હજરત ભરનેકા સામાન તુમ લાઓ જદ કામ બનેગા. પેલે શાહુકારે કહ્યું, કે કહો ભાઇ શો શો સામાન જોઇશે.

હવે સઇયદ સાહેબ સામાન લખાવે છે, દેખો સવાપાંચશેર તો ઘી, ઓર સવાશેર ચંબેલીકે ફુલ, ઓર સવાશેર લોબન, ઓર સવાશેર ગુલાલ, ઓર સવાશેર અબીલ, ઓર બીસ ગજ લીલી જગંનાથી, ઓર સવાસો કોડીએ દીવા કરનેકે, ઓર સાત લીંબુ, ઓર સવાશેર મિઠાઇ, એમ કરીને આશરે રૂપીઆ દશેકનો સામાન ઓતરાવ્યો.

ઉપર પ્રમાણે સામાન તૈયાર કરીને બીજે દીવસે શેઠ તો ગયા, એટલે સઇયદ બોલ્યા—અબી કાયકું આયેહો, જાઓ રાતકું આઇયો

અને એ સામાન હે સો કબરકી પાસ ધરદો. પછી વાણીઆએ સામાન ઘોરની પાસે મુકયો અને ઘેર ગયો.

હવે સઈદે કર્યું તે સાંભળો! પછી સઈયદે તો સવાસો કોડીઆમાં ઘી પુરાવ્યું, અને માંહી બત્તીઓ મુકાવી. એ કારસ્તાન એક ઓરડીમાં કરયું. ઓરડીમાં એક કબર કરી તેના ઉપર લીલું લુગડું હોડાડયું, વળી કબર આગળ મિઠાઈ મુકી, લોબાનનો ધુપ મુકયો વળી પેલાં ચંબેલીનાં ફુલ ચઢાવ્યાં, તેના ઉપર અબીલ નાંખ્યો, પેલાં કોડીઆં ગોઠવ્યાં તેના મ્હોડા આગળ ગુલાલ નાંખ્યો, પણ કોડીઆં સળગાવેલા નથી. હવે સંધ્યાકાળ પડી એટલે શેઠ તો ગુમાસ્તાને તેડીને આવ્યા, અને બોલ્યા, કેમ સઈયદ સાહેબ! હવે કેટલી વાર છે? એટલે સઈયદ બોલ્યા મેરે કાયકી બેર? તુમારી બેરે બેર, આઓ આઓ આઓ શેઠ! એ કોટડીમ દેખલ્યો, પછી શેઠ તો ગુમાસ્તાને લઇને કોટડીમાં પેઠા અને ચારે તરફ નજર કરીને જોયું તો એકલી કબર અને પેલો સામાન પડેલો, બીજું કોઈ માણસ ઓરડીમાં દીઠું નહિ, સઈયદે શેઠને કબરનાં દરશન કરાવ્યાં. પેલાં સવાસો કોડીઆં દેખાડયાં, પછી શેઠ ગુમાસ્તો, અને સઈયદ ત્રણે જણ બહાર આવીનેં બેઠા, ઓરડીએ વાણીઆની પાસે તાળુ વસાવ્યું, અને સઈયદે બહાર બેશીને મંત્ર ભણવા માંડ્યા, તે નીચે લખ્યું છું.

અલ્લા ખુદા બીસમલ્લા રેહેમાન રહીમ. પીર પેગંબર અલીશેર, સહાઆલમ સમસેરિયા, દરિયાખાના સમશેર લેકર આઓ, ઓર ચોરકું બાંધકર લાઓ. જો ન લાવે તો તીજેકું ઓરંગજેબકી દુહાઈહેં. એવું એવું ભણે છે એટલામાં પેલા દીવા ઝડપોઝડપ સળગી ઉઠ્યા, અને ઓરડીમાં તો ઝગ ઝગાટ થઇ ગયું.

પછી સઈયદે શેઠને જાળીએથી દેખાડ્યું, કે શેઠ ઉઠો! પીરકે દરશન કરલો. પછી શેઠે તો જાળીમાંથી જોયું તો આખી ઓરડીમાં ઝગઝગ ઝગઝગ દિવા બળી રહેલા છે, એવું જોઇને શેઠ તથા ગુમાસ્તો બંને

દીગમુઢ થઈ ગયા, કે રંગ છે સઈયદને, ઓરડીમાં કોઈ માણસ તો છેજ નહિ. અને એની મેળે દિવા થયા, માટે ઈલમ સાચો તો ખરો.

પછી ઓરડીનું તાળું ઉઘાડ્યું, અને માંહિ ગયા તો દિવા ચક ચક ચક ચક થઈ રહ્યા છે, શેઠ તો પીરને પગે નમ્યા, અને સઈયદને કહ્યું કે હવે ચોરનુ નામ દેશો? એટલે સઈયદ બોલ્યો—શેઠ! તુમ બડા આદમી હોકર કુછ બિચાર નહિ કરતા; ચોરકા નામકી ખબર અબી કહાંસે હોય? આજરોજસે સાતમે દીનકું મેં તમકું કહેદુંગા, કે તમારી જીનસકા ચોર ફલાણા માણસ હે, પણ દુસરા પાંચ રૂપીઆ ખરચ લગેગા.

શેઠે જાણ્યું કે દસ રૂપીઆ ખરચ કરયું તેમાં વળી રૂ૫ ) વધારે. હશે ખાતર ઉપર દીવેલ, મલીદાના રૂ ૫) સઈયદે વાણીયા પાસેથી લીધા, પછી સાતમે દહાડે શેઠ આવ્યા, તો કહ્યું કે સબુર રખો અલ્લા અછા કરેગા. એ-રીત બેચાર વર્ષ ટાંપાં ખાઈ ખાઈને શેઠે આશા મુકી અને ચોરનું નામ સઈયદથી દેવાયું નહિ.

હવે પેલા દીવા શી રીત પ્રગટાયા એની હીકમત લખુંછું. જ્યારે પેલાં કોડીઆં સઈયદે મુકયાં ત્યારે એ કોડીઆઓમાં જે દીવટો મુકી હતી, તે દીવટોના માથરા ગંધકમાં બોળેલા હવા, અને એ દીવા સરખા એક હારે ગોઠવેલા હતા, ને તે કોડીઆના મ્હો આગળ એક પલીતો મુકયો હતો, તે પલીતો ભડાકાના દારૂથી પાએલો હતો, અને હાથ બેચારેક પ-લીતાનો છેડો દારૂએ પાયા વીનાનો હતો. એક નાળમાં અંગારા મુકીને તે અંગારામાં અડાડીને પેલો પલીતો મુકયો હતો, અને એ નાળામાં ધુપ કર્યો હતો, એ વાતનું શેઠને એવું સમજાવ્યું હતું, કે આતો પીરના આગળ ધુમ કરયો.

પછી ઓરડીનું તાળું વાશીને બહાર નિકળ્યા કેડે, ધીરે ધીરે પેલી દોરડી, સળગી, તે સળગતે સળગતે દારૂના પલીતા સુધી ગઈ, તથી દારૂનો પલીતો એકદમ સળગી ઉઠયો, એટલે ગંધકથી પાએલી દીવટોએ

ઝડપો ઝડપ દિવા થઇ ગયા.

એ રીત હજરત ભરેછે, પણ પહેલાના સઇંયદો ઉપર પ્રમાણે હજરત ભરતા પણ હવે તો હજરત ભરવામાં કાંઇ મુશ્કેલ નથી, શાથી જે ફોસફરસથી તે કામ સારી રીતે બની શકે એવુંછે, અસલ તે ફાસફરસ આ દેશમાં મળતો નહિ, અને હવે તો મોટા મોટા શેહેરમાં હોરાની દુકાનોમાં વેચાય છે.

હજરત ભરવાની રીત લખી રહ્યા, હવે કેળાંની કથા ચાલશે.



## ખેલ ૯૨ મો.*

## કેળામાં છરીઓ ઘાલી પથરો લટકાવવા વિશે.

જ્યારે મુસલા લોકોના મહોરમના દિવસો આવે છે, ત્યારે એ લોકો મશીદના આકારે તાબુત કરે છે, જેમ હિંદુ લોકોમાં બાધા આખડીનો ચાલ છે તેમજ મુસલમાનોમાં તાબુત કરવાનો ચાલ છે.

જે ઠેકાણે તાબુત કર્યું હોય તે ઠેકાણે એ લોકો ભાતભાતના ઢોંગ કરે છે, તે હાલનો વખત જોતાં ઢોંગ લાગે છે. પણ અસલ એમ કરવાનો ચાલ શાથી થયો છે, તે વીચારીએ છીએ તો વાજબી જણાય છે. તે શું, તો જ્યારે એ લોકોના રોજાના દિવસો આવે છે ત્યારે સંસાર સંબંધી સર્વ ક્રિયા મુકીને એક ઇશ્વરનું ભજન કરવું, માટે ઇશ્વરનું ભજન ઘરમાં બેઠે બની શકવું મુશ્કેલ છે, તેથી મશીદે જવાનો ચાલ કરયો હશે. હવે મશીદે જવું એ પણ સમજણા માણસનું કામ છે; પણ સાધારણ માણસથી અથવા નહાનાં છોકરાઓથી મશીદે જઇ બેસી રહેવું, એવું કામ ન બને ત્યારે એવા અણસમજુ માણસોને ગમ્મત ઉપજાવીને મશીદે તેડી જવાં, એટલા સારૂ એવા એવા નુકતા નાટકની માફક કરી રાખેલા હશે, એવું મને તો ભાસે છે, અને તે દિવસે કાંઇ એવી ગપો

નહિ ચલાવતા હોય, કે મારા મંત્રના જોરથી કર્યું છે.

તાબુતના વખતમાં એક નકતો થાય છે તે લખુંછું. તે શો નકતો થાય છે, તે એક લાંબુ કેળુ લાવીને, તે કેળામાં નહાની નહાની બે છરીઓ ઘાલે છે, તે એવી રીતે કે એક છરીની ધાર ઊંચી અને પુંઠિયું નીચું, તથા એક છરીનું પુંઠિયું ઉચું અને ધાર નીચી; એવી રીતે બે છરીઓ કેળામાં ઘાલે છે, પછી ઉપરની છરીની અણીએ તથા હાથે એક દોરડી બાંધે છે, અને તે દોરડી ઝાભારે અથવા નકુચે કે કડે ભરાવે છે. અને તેમજ નીચેની છરીની અણીએ તથા હાથે દોરડી કે સાંકળ બાંધીને, પછી તે સાંકળે એક ઘંટીનું પડિયું લટકતું મુકેછે, અથવા મણ દોઢેક વજનનો પથરો લટકાવી દેછે, પછી પડદો કરીને માંહે એ લટકતું રાખે છે, કોઇ આવે ત્યારે પડદો ખોલીને દેખાડે છે કે જુઓ પીરકે સતસેં કેલમેં પથર લટકતા હે. જોનાર તો વિસ્મે પામી જાયછે, કે કેળાની જાત બહુજ સુંવાળી તેમ છતાં વળી ઝગઝગતી બે પાળીઓ, એક ધાર ઉપર અને એક ધાર નીચે એવી રીતે છે તેમાં આટલો બધો બોજો લબડે છે, માટે પીરનું સાચ બરાબર છે, પણ એમ કરવાથી પીરની મશ્કરી થાય છે, એમાં કાંઇ આબરૂ વધતી નથી.

હવે એ છરીઓથી કેળું કેમ ન કપાયું તેનું કારણ નીચે લખુછું— એ છરીઓ ઘડાવે છે તે વખતે અથવા ત્યાર પછી, પણ એ બે છરીઓની ધારો હોય છે તે તો એમની એમ રહેવા દે છે, પણ એ છરીના પુંઠીઆમાં બએ કાણાં પડાવે છે, તે છરીઓનાં કાણામાં પીતળનો વાળો ઘાલી દેછે, પછી કેળામાં બે છરીઓ ઘાલે છે, ત્યારે પેલો વાળો છે તે કેળાની અંદર રહે છે, પણ કોઇના દીઠામાં આવતો નથી, તેણે કરીને ભ્રમ પડે છે, અને જોનારા માણસની નજરે ફક્ત બે છરીઓ અને કેળું આવે છે, તેથી પીરની મહતા વખાણતા વખાણતા ઘેર જાયછે.

# ખેલ ૯૩ મો.*

## ફકીર લોકો ગુરજ મારે છે તે વિશે.

મુસલ્લા લોકોમાં પીરની જગો હોય છે, તે ઠેકાણે લોકો માનતા માનીને લાકડાનાં ઘોડીઆં, તથા લુગડાના ઘોડા ચઢાવે છે. ત્યાં એક બે મજાવર હમેશ પડયા રહે છે, અને લોકોના આગળ ગપ મારતા રહેછે, કે જબ હમકુ પીર આતાહે, તબ હમ ગુરજ મારતા હે તોભી ઇજા નહિ આતીહે, એસા પીરકા પરતાપહે, ઔર સીરભી કાટે તોભી પીર સાજા કરતાહે, એવાં એવાં ટાઢાપોરનાં ગપાં હાંકે છે.

એ ગુરજને ધુત્તરાનો ઘાટ હોય છે, અને ખખડાવવાને ઠેકાણે ઝીણી ઝીણી સાંકળો હોય છે, અને મારવાને ઠેકાણે બુઠી અણી હોય છે. જો માથામાં તથા આંખ્યમાં મારે પણ અણી વાગે નહિ. અને માથે મોટા ચોટલા રાખે છે, તે વાળને છુટા કરીને, અલ્લાઇલીલ્લા, બીશમલ્લા એમ કહિને પગનો ઠેકડો ભરતા કે પેલો ગુરજ છે તે મારે છે.

એ ગુરજ જોઇને લોકો જાણે છે, કે અરેરે બિચારાને વાગતું હશે, પણ એ બિચારો તો એવો પકો હોય છે, જે તમામ જોનારા લોકની આંખો ફોડીને પોતે એકલો એની આંખો જાળવી શકે એવો હોય છે, કે એ ગુરજ મારવાની છટા, અને હાથની ચાલવણી એવી હોય છે, કે જોનારા લોકોને કશું કપટ વરતાતું નથી.

મુસલમાનો એવી વાતો કરે છે, કે જેણે પીરનો પ્યાલો પીધો હોય છે, તેને ગુરજ વાગતો નથી, પણ એ વાત તમામ જુઠી છે, ને જો એમ હોય તો સરકારને લાખો માણસની ફોજ રાખવી પડે છે, તે એવા એવા પ્યાલા પીધેલા સો બસેં આદમી રાખે, એટલે પ્રતીવાદીને મારી નાંખે, કારણ જે પીરના પ્યાલાવાળાને ઝટકો, તીર, ગોળી, એવું તો વાગે

નહિ, માટે એટલી ફોજ જ્યાં જાય ત્યાંથી જીતીને આવે, પણ એમ નથી એતો ઠગાઇ છે.

એ ગુરજ ઘડનારની એવી કારીગરી છે કે એના હાથમાં કળા હોય છે, તે ગુરજ ઉપાડીને પેટ ઉપર કે છાતીએ કે માથામાં જ્યાં મારવા જાય છે, એવામાં હાથના વેગથી અણી છે તે હાથમાં જતી રહે છે, અને વળી હાથ ઊંચો લે છે, એટલે જાણે આખો ગુરજ દેખાય છે એવું લાગેછે, અણી હાથમાં જાય છે, એટલે બીજા લોકો એવું ધારે છે, કે આ ગુરજની અણી આના શરીરમાં પેસી ગઇ છે, માટે એ સર્વે હાથની ચપળતા છે, પણ જાદુ કે પીરનો ચમત્કાર નથી.



# ખેલ ૯૪ મો.*

## મેજમાં કંકુ ઉતરવા વિશે.

કોઇ જગોએ ખેલ કરનાર માણસ જાય છે, ત્યાં એક કંકુના ચાંલ્લાનો ખેલ કરે છે, તે ખેલ જોનારાઓને અજાએબ સરખો લાગે છે, એ ખેલ એવો થાય છે, કે એક મેજ ઉપર કંકુના ચાંલ્લા ત્રણ કરેછે, અને તે ચાંલ્લા ઉપર એક રૂમાલ ઢાંકે છે, પછી એ મેજના હેઠે ડાબો હાથ ઘાલેછે, અને જમણો હાથ પેલા રૂમાલ ઉપર ઠોકેછે, એટલે ડાબા હાથની હાથેળીમાં ત્રણ ચાંલ્લા થાય છે.

એવું જોનારા જાણે છે કે આતો જક્ષણીદેવીની સાધના છે, અથવા પીસાચણી દેવીની સાધના છે, ને જો એમ ન હોય, તો આપણે દેખીએ છીએ, અને જેમ ઉપર ત્રણ ચાંલ્લા કર્યા અને એના એજ ચાંલ્લા મેજના હેઠે કેમ કરીને ઉતર્યા. હવે એ જક્ષણીની સાધના લખુંછું.

જ્યારે એ ખેલ કરવાની શરૂઆત કરીને મેજ ઉપર કંકુના ત્રણ

ચાંલ્લા કર્યા, પછી તેજ વેળા નજર ચુકાવીને ડાબા હાથની ત્રણ આં-ગળીઓના નખ થુંકાળા કરીને કોરા કંકુમાં દબાવે છે, એટલે એ નખ કંકુવાળા થાય છે, પછી મેજ ઉપર રૂમાલ ઢાંકીને રૂમાલ ઉપર જમણો હાથ રાખે છે, અને ડાબો હાથ ચતો કરીને સહુને દેખાડે છે, કે જુઓ ભાઇઓ મારા હાથમાં કાંઇ છે? પછી નખતો ઉંધા રહે છે, એટલે કં-કુ દેખાતું નથી. ત્યાર કેડે ડાબો હાથ મેજ હેઠે ઘાલી દેછે, અને જમ-ણો હાથ રૂમાલ ઉપર ઠોકે છે, પછી ડાબો હાથ મેજ હેઠથી કહાડે છે, એટલે ડાબા હાથની હાથેળીમાં કંકુના ચાંલા ત્રણ પડે છે. તે જોઇને સર્વે વિસ્મે પામી જાય છે, કે રંગછે દેવીની મેહેરબાની પુરી દેખાય છે હો, એ ચાંલા તો મેજ ઉપર કંકુ હતું એના નથી પડતા, એતો પેલા નખ પણ હતા તે હાથેળીમાં મુઠી વાળીને દબાવ્યા, એટલે નખનું કંકુ હાથે-ળીમાં વળગે છે, એજ એની કળા છે.

---

# ખેલ ૯૫ મો.*

## એક હાથમાં લાકડી ઝાલી પલાંઠી વાળી અદ્ધર રહેવા વિશે.

કોઇ વખત હિંદુસ્તાનના અથવા મક્કાના મુસલમાન લોકો વડો-દરા સરખા શહેરમાં રમવા આવે છે, ત્યારે બડાઇ હાંકવા માંડે છે કે અમારી પાસે એવું જાદુ છે, તથા એવી એવી સાધનાઓ છે, કે તરવારો-ની અણીઓ ઉપર ઉભા રહીએ છીએ, વળી એક લાકડીને હાથમાં ઝાલીને અંતરિક્ષ પલાંઠીભેર અદ્ધર રહીએ છીએ.

પછી કેટલાક લોકો બોલે છે, કે વગર આધારે અધરપધર પલાંઠી વાળીને બેસો, જોઇએ તો ખરા. પછી એ બાજીગર લોકો રમત કરે છે, એક મેદાન જગોમાં આગળ પાછળ કનાત બંધાવે છે, પછી એક વળી જેવી જાડી લાકડી લે છે, પછી ત્રણ જણા સંધ્યાકાળે જઇને

એક માણસને કફની પહેરાવે છે, માથે મોરો, ટોપરો, વળી જામા એવાં લુગડાં કુળકુબા પહેરાવી એ આદમીના હાથે એક લાકડી ઝલાવીને પલાંઠી વળાવી અંતિરક્ષ બેસાડે છે.

પછી પેલી કનાત છોડી મુકીને બતાવે છે, કે જુઓ! અમેરા કેસા ધલમહે! દેખો અંતિરક્ષ આદમી બેઠા હે, ત્યારે સરવે લોક જોઇને આશ્ચર્ય પામે છે, કે વાહવા! ધન્ય છે, આવી જાદુ વિદ્યા કોઇ દિવસ અમે જાણી નથી.

હવે એ લાકડીની જુગતી લખુંછું, જેથી સંશય મટશે.

લાકડી નીચે ડાટેલી હોય છે, અને તેમાં લોઢાની પાટીની માપ કરાવી મુકેલી, તે પાટીનો આંકડો લાકડીમાં ઘોચે છે, અને પોતાના હાથમાં લાકડી લેઇને જેમ હાથ વાળ્યો હોય, તે રીતે લોઢાની ચપ વાળેલી હોય છે, તે પહેલેથી બંદોબસ્ત કરી રાખેલી હોય, તે પોતાના અંગની સાથે પ્રથમ લપેટ જેવી કરાવીને, પછીથી તેના ઉપર લુગડાં પહેરાવે છે, અને તેની ગાંડ નીચે લોઢાની તલી રહે છે, તે પણ લપેટ કરાવી રાખી હોય છે, આદમીને અંગમાં લુગડાં પહેરાવે છે. માથે, હાથે, કેડે જ્યાં જ્યાં જેવાં ઘટે તેવાંજ પહેરાવીને રાખે છે, અને પછી પેલી લાકડીમાં આંકડો ભરાવી દે છે.

પછી લોક નજરે જુએ છે તો અંતિરક્ષ આદમી બેઠો હોય એવું દેખાય છે, તે જોઇને લોકો સમજે છે, કે આતો કોઇ સિદ્ધનો હાથો હશે અથવા કોઈ વીરની સાધના હશે, અથવા ખરેખરા મંત્ર હશે, માટે આવો ખેલ બનેછે. સરવે હાથની ચપળતા અને જુગતી છે, પણ એમાં જાદુબાદુ એવી વાતજ નથી.



# ખેલ ૯૬ મો.*

## માથું કાપીને થાળીમાં મુકવા વિશે.

કોઇ દેશાંતરના બાજીગર લોકો આવે છે, તે માણસ ઘણા હુંશીઆર અને કસરતવાળા હોય છે, ત્યારે તેને આપણા લોક જાણે છે, જે આતો જાદુવાળા આવ્યા છે. પણ તે લોકો એવી રીતના તમાસા કરે છે કે કોઇને માલમ પડતી નથી.

એક ખેલ એવો કરે છે, જે ધડ ઉપરથી માથું વહાડી નાંખે છે, અને વળી ધડ સાથે પાછું માથું સાંધીને આદમી જીવતો કરે છે. તે ખેલની રીત લખુંછું. એક મોટો તંબુ ઠોકે છે, તેમાં વચે એક કનાત બાંધેછે તે કનાતમાં પોતાના છોકરાને લઇ જવા સારૂ તૈયાર કરીને તેને લુગડાં સારાં સારાં પહેરાવે છે. પછી લોકોને પેલી કનાતમાં દેખાડે છે કે જુઓ ભાઇઓ, કોઇને વેમ આવતો હોય તો આ કનાતમાં જોઇ લેજો.

પછી તમામ લોકો જોનારા ઉભા થઇને ચારે તરફ કનાતમાં જોઇ લે છે, પણ કનાતમાં કશું કારસ્તાન માલુમ પડતું નથી, પછી પેલો વાદી બોલે છે કે દેખો અબ મેં એ લડકેકા શીર કાટતાહું એવું કહિને પોતાના હાથમાં ઉઘાડી તરવાર અને એક થાળી લઇને કનાતમાં જાય છે.

પેલા છોકરાને પણ પોતાની સાથે કનાતમાં લઇ જાય છે, અને તે વેળા પેલા છોકરાને એવો ભણાવી મુક્યો હોય છે, કે નાના હું નહિ આવું, એમ કરીને પેલા જોનારા લોકો બેઠા હોય છે તેને કહે છે કે અરે ભાઇઓ! આ મારૂં માથું કાપવા સારૂં મને કનાતમાં લઇ જાય છે, એવું કહિને છોકરો રોવા લાગે છે, ત્યારે તે બચાને રડતું જોઇને લોકોને દયા આવે છે.

હવે પેલો બાજીગરછે તે પોતાના છોકરાને ઘસડતો તાણીને કનાતમાં લેઇ જાય છે, અને કનાતમાં ગયા પછી એ છોકરાનું માથુ કાપવા

માડે છે, તે વેળા છોકરો ઘણીજ બુમો પાડે છે, તે બુમો સાંભળતાં લોકોને દયા ઉપજ્યા વગર રહેતી નથી. જરા વાર થાય છે એટલે ધડ ને માથુ જુદું કરીને લોકોને દેખાડે છે, તે એવી રીતે કે થાળીમાં માંથુ મુકે છે, અને ધડ જરા છેટે પડે છે, અને તે ધડમાંથી રૂધિર ચાલ્યું જાય છે; અને રૂધીરવાળી તરવાર પણ થાય છે.

એવો દેખાવ જોઇ સઉને મોટો અચંબો લાગે છે, કે પેલું ધડ પડ્યું છે. એમાંથી લોહીના રેલા ચાલે છે માથુ તો થાળીમાં કાપીને મુકયું છે, અરરરર! આતે એણે શું કરયું! એવી રીતે જોનારાઓને કંટાળો પણ આવે છે, અરે બિચારા બાળકનું માથુ કાપી નાંખ્યું તે હવે શી રીતે સંધાશે એનું કાંઇ સમજાતું નથી.

હવે આવો ડોળ દેખીને પેલા લોકો તો ઘણીજ ઉતાવળ કરેછે, કે અરે ભાઇ, આ છોકરાને જીવતો કરી દે, એટલે પછી કનાતનો પડદો નાં-ખીને પેલા છોકરાનું માથુ ધડ ઉપર મુકી મંત્ર ભણીને ચોટાડે છે, તે મંત્ર નીચે મુજબ ભણે છે.

અલ્લા બીસમલ્લા બલબલ્લા ગલગલ્લા એવા એવા શબ્દો બોલીને, કનાતમાં રહ્યો રહ્યો લોકોને સંભળાવે છે. એવામાં થોડીક વાર પછી પેલો છોકરો કનાતમાંથી બહાર નિકળીને સરવે લોકોને સલામ કરે છે.

લોકો તો એટલા બધા દંગ થઇ જાય છે, કે આપણે હમણાં શું દેખ્યું હતું, અને આ વળી શું દેખીએ છીએ, આતો સ્વપ્નું આવ્યું કે સાચી વાત છે! એવી રીતે વીસ્મય પામીને લોકો ઘણા ખુશી થાયછે. તે ઓ ખુશી થાયછે એટલુંજ નહિ, પણ કોઇને ખબર પડતી નથી કે તે આવી રીતે કરયું છે. સઉના મનમાં વિશ્વાસ બેઠો કે આ તો નજરબંધીછે. તથી આપણને એવું દેખાડયું. પણ એ શી રીતે છોકરો મુવો અને વળી જીવતો થયો. એ વાત ખુલાસાની સાથે વાંચનારા મીત્રોની શેવામાં મુકુંછું.

જ્યારે એ લોકો રમવાનો તમાશો કરવાના હોય છે, ત્યારે જે ઠેકાણે ખેલ કરવો હોય છે તે ઠેકાણે આગલે દીવસે ખાડો ખોદી મુકે છે, તે ખાડામાં આદમીનું ધડ લુગડાનું બનાવીને મુકે છે, તે લુગડાના ધડને પોશાક પહેરાવે છે, તે જેવો પોશાક પેલા છોકરાને પહેરાવવાનો હોયછે, તેવોજ પોશાક એ લુગડાને પહેરાવે છે. લુગડાના ધડમાં માંસને ઠેકાણે

ફ ભરે છે," જેવા આદમીનો ઘાટ હોય તેવોજ ઘાટ એ ધડનો કરે છે, અને તે ધડ આગલે દિવસે પેલા ખાડામાં મુકી આવે છે.

બીજે દિવસે એ ઠેકાણે આગળ પાછળ કનાત બાંધે છે, અને એ ધડ ઘાલ્યું છે તેના ઉપર બીછાનું પથરાય છે, પણ બીછાનામાં એટલો સાધો હોય છે, તે બારીઆં ભરાવીએ એટલે બીછાનું આખું દેખાય, ને જો બારીઆં કહાડીએ તો દાદરાની પેઠે લુગડું જુદું થઇ શકે.

હવે જ્યારે પેલા છોકરાને લેઇને કનાતમાં જાય છે, ત્યારે આગળ છોકરો, એક હાથમાં ખડગ ને એક હાથમાં થાળી લેઇને જાયછે. જઇને પેલા ખાડામાંથી ધડ બહાર કહાડીને સુવારે છે, અને પેલો છોકરો ખાડામાં પેસે છે, તે ખાડામાં પેશીને બેસે છે; એટલે પોતાનું તમામ અંગ, હાથ પગ વગેરે ખાડામાં સમાઇ રહે છે, અને એટલું માથું ઉઘાડું રહેછે,

એ માથાના ગળામાં એક થાળી ગોઠવે છે, તે થાળીના બે કકડા હોય છે, તે એવી રીતના હોય છે, કે તે બે કકડા આદમીના ગળામાં બેસાડીએ એટલે જાણે માથુ કાપીને થાળીમાં મુકેલું છે એવોજ ઘાટ દેખાય છે. માટે છોકરાના ધડનો ભાગ પેલા ખાડામાં સમાયો, અને માથુ ગળા સુધી થાળીમાં રહ્યું, અને તે થાળી બીછાના ઉપર રહે છે, એટલે એવો ડોળ દેખાય છે, કે જાણે છોકરાનું માથું કાપીને થાળીમાં મુકયું છે, અને ધડ પેલા લુગડાનું છે, તે છોકરાના ધડની કલ્પના થાય છે. થાળીમાં થોડોક પોથીનો રંગ રેડે છે, એટલે જાણે છોકરાના ગળામાંથી લોહી નિકળ્યું છે એવું દેખાય છે.

હવે ધડના ઉપર શી જુગતી કરે છે, તો બહુજ ઝીણી અને જાળમાળ એવી જગનાથીની ચાદર ઓઢાડે છે. અને ધડની ટોચમાં કોળાનો ગર્ભ થોડોક નાંખે છે, અને તે ઉપર પોથીનો રંગ અને જરાક મધ છાંટે છે. એટલે કોળાના ગર્ભમાં પોથાનો રંગ પડવાથી એવું જણાય છે, કે જાણે માણસનું માંસ અને લોહી છે; અને મધ છાંટવાથી ગળપણને લીધે ઉપર માંખ્યો આવીને બેસે છે એટલે જોનારાના દીલને ખરેખરી ખાત્રી થાયછે કે માંસ અને લોહિ છે, માટે એના ઉપર માંખ્યો બેઠી છે.

પોથીના રંગની શીશી, મધ, કોળાનો ગર્ભ તથા પેલી થાળી એ

બધો સામાન લુગડાના ધડની સાથે આગલે દિવસે ખાડામાં ઘાલી આવે છે, પેલી સાજી થાળી હતી તે ખાડામાં નાંખીને થાળીના કકડા કહાડી લે છે, જો રાત્રી હોય છે તો આવી રીતે કરે છે, અને દિવસે ખેલ કરવાનો હોય ત્યારે તો એ છોકરાને આખોને આખો ખાડામાં ઉતારી દે છે, અને એક મીણનું માથું એ છોકરાના જેવુંજ કરી રાખેછે અને મીણના માથાને એ છોકરાના જેવીજ પાઘડી બંધાવે છે તથા એ છોકરાને મ્હોડે તલ કે લાખ્યુ એવી જે જે નિશાની હોયછે, તેવી એ મીણના માથાને નિશાનીઓ કરેછે. પછી તે મીણના માથાને થાળીમાં મુકીને બધે ફેરવે છે, અને એ છોકરાનું ધડ તો પેલું ખીછાનામાં પડયું, એવી કલ્પના કરે છે. અને જ્યારે એ છોકરાને પાછો બહાર કહાડે છે, ત્યારે પેલું ધડ તથા થાળી એ વગેરે જે જે સામાન હોયછે, તે તે સરવે સામાન પેલા ખાડામાં નાંખી દેઇને ઉપર ખીછાનું ઢાંકી દેછે, એટલે કોઇ નાથી વરતી શકાતું નથી, અને એ ખાડામાં નાંખેલો સામાન એ ખીછાના માં વાળીને પાછો લેઈ જાય છે, અને ખાડો પાછો પુરી નાંખે છે.

માટે કોઇનાથી મુવા માણસ જીવતાં થતાં નથી, અને બાજીગર એવા ખેલ કરી બતાવે છે, તેતો હાથની ચપળતા તથા નજર ચુકાવવાની ચંચળાઇ છે, પણ એનું કારણ બીજુ કાંઇ નથી.



# ખેલ ૯૭ મો*

## નાળીએરમાંથી માંસ કહાડવા વિશે.

કોઇ માણસ માંદુ હોય ત્યારે ત્યાં સૈયદને બોલાવે છે, એટલે સૈયદ પોતાની સાથે એક ચેલો લેઇને એ માંદા માણસને ઘેર જાય છે. સૈયદ દાણા જોઇને કહે છે, કે ઉસકુ માથાબીના ખબીસ બલગા હે, પછી પેલો ઘરધણી પાઘડી ઉતારી હાથ જોડીને નમે છે, કે સાંઇ! આટલું કામ તો કરવું પડશે. પછી સઇયદ બોલે છે, કે ભલા કામ તો કર દેંગે, પણ ઉસકા ખરચ લગેગા, હમકું તુમ કયા દોગે, ઓર પીરકા મલીદા

ચઇએ, સોબ્બી દેણે પડેગા. પછી પેલા ઘરધણી ખાતરી અને ખાતરણ બાપડાં ગરીબ, માટે એમની શકિત ઝાજું ખરચ કરવાની નહિ, તેથી બોલ્યાં, કે સઇયદ સાહેબ! બધા મળી પાંચ રૂપીઆ ખરચ કરીશું. પછી પેલા સઇયદ વીસ રૂપીઆ અડાવીને બેસેછે, કે પાંચ રૂપીઆમેં તે કયા હોવેગા, પીરકા મલીદા ઔર સાડેબાર ગજકી ચદર, લોબાન, ફુલ, અત્તર એસે એસે તો બોહોત ચીજાં ચપ્પંએગી. પછી છેવટ જખ મારીને રૂપીઆ દસ આપવા કબુલ કરે છે, તેમાં પાંચ પહેલા અને પાંચ કરાર થયા પછી.

સઇયદે તો પાંચ રૂપીઆ લઇને ઘરમાં મુકયા, અને રૂ ૰ા નો સામાન લીધો, શ્રીફળ તથા લોબાન, સોપારીઓ, મીઠાઇ અને જુમ્માની રાતે વાયદો કરેલો તે રાત્રીએ સઇયદ આવ્યા, પછી સઇયદ બોલ્યા કે એક ઘડામાં ચાવલ લાઓ, ઔર સકર લાઓ, એમ કહીને એક કુંડામાં દેવતા મગાવ્યો તેમાં લોબાન નાંખ્યો એટલે ધુણી થઇ, તેથી દસ ઘરનાં પાડોસીએ તો જાણ્યું કે ખરેખરા સઇયદ આવ્યા છે.

પછી સઇયદે માથા ઉપર ફુલ મંત્રોને નાંખ્યાં, પછી પાન, મીઠાઇ માથા ઉપર ઉતારીને મ્હો આગળ મુકીને પછી પેલાની પછવાડે હાથમાં નાળીએર ઝાલીને ફરવા માંડ્યું, અને પોતાને મ્હોડે બડબડ કરે છે.

અલ્લા, બીસમલ્લા, અલ્લી, એવી રીતે ખુદાનાં તથા પીરોનાં નામ ભણે છે. પછી સઇયદ બોલ્યા કે એ ખવીસનું કાળજુ આ નાળીએરમાં આવ્યું છે. અને જો તુમ ન માનો તો દેખો એ નાળીએરકું તોડકર દેખાઉ, ત્યારે બીજા બોલી ઉઠયા, કે હા સાહેબ કાળજું દેખાડો ત્યારે તો મ્હોટી મહેરબાની.

પછી પથરો મગાવીને સઇયદે નાળીએર ભાંગ્યું તો તેમાથી એક માંસનો લોચો નિકળ્યો. ત્યારે સઉના મનને ખાત્રી થઇ કે ખરી વાત, હવે ખવીસ મરી ગયો અને એનું કાળજુ આ નાળીએરમાંથી નિકળ્યું, પછી સઇયદ બોલ્યા, કે એ કલેજા નિકાલતે હમકુ બહોત મહેનત હુઇ હે, જદ કલેજા નિકાલા હે.

પછી સઇયદને રાજી કરીને ઘેર મોકલ્યા અને પેલા ભાઇને કરાર થવાનો હતો તે થયો.

હવે એ શ્રીફળમાં માંસ શી રીતે નિકળ્યું તેની ક્રિયા લખુંછું. પાણીયું નાળિએર લેવું, લેઇને તેની ચોટલીના થડમાં એક કાણું છે તે કાણામાં ગાંધીની દુકાનેથી એખરો લાવી ઝીણો વાટીને આશરે નવટાંક એ શ્રીફળમાં ભરવો, ચપટીએ ચપટીએ નાંખીને એક ત્રાકથી કે સળીયાથી પછી ઠાંસવું એ રીતે એખરો ભરવો. વળી તે શ્રીફળમાં અંગ્રેજી રાતો રંગ આશરે ચાર વાલ નાંખવો, પછી એ કાણા ઉપર મીણ દબાવી દેવું.

જ્યારે અંગ્રેજી રંગ નહોતો ત્યારે પોથીનો રંગ શ્રીફળમાં રેડતા, પણ અંગ્રેજી રંગથી તો અસલ માંસનો આકાર થઇ જાય છે. પછી એ શ્રીફળને પાંચ સાત દિવસ સુધી રહેવા દઇને ફોડાએ તો માંહિથી માંસનો આકાર નિકળશે.

કાંઇ માંસ થતું નથી, પણ એ એખરાથી એવું દેખાય છે, માટે સઇયદ ભાઇએ આટલા એક કિસ્સા ઉપર તો ઉમર સુધી રળી ખાધું.



# ખેલ ૯૮ મો.*

## લુગડાં વચ્ચે ગોળી કહાડવા વિશે.

આ ખેલછે તે જાણ્યા પછી તો કોડીનો થાયછે, તેમજ અજાણ્યો કોયડો લાખોનો એમાં પણ શક નથી, આ ખેલ એવો છે કે ભલભલા ડાહ્યાના કળવામાં પણ નથી આવતો; પણ નહાના છોકરાંઓના અંતરમાં ઉતરીને વહેમ ટળે એવો તો મને ભરૂસોછે માટે નીચે એની હકિકત લખુંછું.

બાજીગર લોકો ખેલ કરેછે તેમાં એક એવો ખેલ કરેછે, કે લુગડાની અંદર થઇને બંદુકની ગોળી જાય, અને એ લુગડાને ઇજા પણ ન આવે, વળી એ ગોળી જઇને એક ઘડાને ફોડી નાંખે છે.

એક પીસ્તોલમાં દારૂ ભરે છે. અને એ દારૂ ભરી રહ્યા પછી એક સીસાની ગોળી સહુને બતાવીને એ પીસ્તોલ પોતાના હાથમાં લેછે, ને પીસ્તોલથી આશરે પાંચ હાથને છેટે એક મોટી ચાદર બંધાવે છે, પડદો બાંધે છે એ રીતે ચાદર બાંધે છે, અને એ ચાદરથી આશરે પાંચ

હાથને છેટે એક પાણીનો ભરેલો ઘડો માટીનો મુકાવે છે, પછી પેલી પીસ્તાલનો ભડાકો કરે છે, અને તેમાંથી ગોળી નીકળીને ચાદર વચે થઇને ઘડાને ફોડી નાખે છે.

હવે ચાદરમાં જરા જેટલું પણ કાણું પડતું નથી, અને માટલાના કડકેકડકા થઇ જાય છે. આ ખેલ જોઇને સરવે જોનારા તો દંગ થઇ જાય છે, કે ચાદર બળી નહિ તથા તે ચાદરમાં એક કાણું પણ પડ્યું નહિ, ત્યારે એ ગોળી શી રીતે પસાર થઇ તે કોઇના સમજવામાં આવતું નથી. તેથી લોક ધારે છે, કે આતો જાદુ વિદ્યા છે; પણ જાદુ નથી. હસ્તક્રિયા છે તે વાંચો નીચે લખુછું.

પિસ્તોલ પણ ખરેખરી એમાં કાંઇ ભુલ નથી, તેમજ દારૂ ભર્યો એ સાચો પણ ગોળી ભરી છે એમાં કપટ થયું છે, એ શું કપટ છે તો પોતાની પાસે બે ગોળીઓ રાખે છે, તે મધે એક ગોળી સીસાની અને એક ગોળી પારાની એવી એવી રીતે બનાવે છે. વળી પિસ્તોલમાં માય એવડું એક મીણનું કુલડું કરે છે, અને એ કુલડામાં પારો ભરીને પછી એ કુલડું મીણથી સજ્જડ કરે છે. આની મતલબ એવીજ છે, કે 'મીણમાં પારો રાખવો, અને મીણની ગોળી થઇ, પણ ઉપરની તરફથી મીણ રહે, માંહિ પારો રહે એવી ગોળી કરે છે.

દારૂ ભર્યા પછી લોકોને પેલી શીસાની ગોળી દેખાડે છે, દેખો આ ગોળી ભરૂંછું, એમ કરીને પેલી ગોળી અદલબદલ કરીને પારાની ગોળી પિસ્તોલમાં ભરી ભડાકો કરે છે, એટલે પારાની જાત પ્રવાહી છે, માટે જેમ પાણી ગરણામાં ઉતરે છે, એ રીતે પેલો પારો છે, તે પેલી ચાદરના વચે થઇને નિકળી ગયો અને પેલા માટલાને પારો અથડાયો તેના ધકાથી એ માટલું ફુટે છે.

એજ એની ક્રિયા છે, બીજું કાંઇ ઝાઝું ડહાપણ ડોળવાની જરૂર નથી. આ ખેલ કોઇ કરવા ધારશે તો કાંઇ લાંબી કડાકુટ નથી.



# ખેલ ૯૯ મો*

## ગ્લાસમાં રૂપીઓ કહ્યા પ્રમાણે કુદવા વિશે.

કેટલાક જાદુગર લોકો ખેલ કરવા આવે છે, ત્યારે એક ખેલ એવો કરે છે, કે પડદો બાંધીને માંહી એક મેજ મુકે છે. અને એક ગ્લાસ તથા એક રૂપિઓ હાથમાં લઇને જોનારાઓને દેખાડે છે, કે જુઓ ભાઇઓ આ ગ્લાસને રૂપીયામાં કાંઇ કપટ નથી, પછી કહેશો જે કપટ કર્યું. એમ કહીને રૂપીઓ ગ્લાસમાં નાંખે છે.

પછી જાદુગર બીજા માણસોની પાસે એક રકેબીમાં પાસા નંખાવે છે, તે પાસા દાંતના થાય છે અને રમવામાં આવે છે એ પાસા સમજવા. રકેબીમાં પાસા નાંખ્યા કેડે બાજીગર સામા માણસને પુછે છે, કે કેટલા દા પડ્યા? ત્યારે એ માણસ બોલે છે, કે પાંચ કે સાત દા પડ્યાછે, એટલે પેલા ગ્લાસમાં રૂપીઓ નાંખેલો છે, તે રૂપીઆ સામું જોઇને બાજીગર બોલે છે, અબે રૂપીઆ! પાસાના દા પાંચ પડયા છે હો. એટલે ગ્લાસમાં પાંચ ફેરા કુદે છે.

વળી બાજીગર પાસા નંખાવે, અને જેટલા દા પડ્યા હોય છે, એટલા દા રૂપીઆને સંભળાવે છે, એટલે રૂપીઓ પણ એટલા ફેરા કુદે છે, એવી રીતે જેટલીવાર પાસા નંખાવે એટલી વખત રૂપીઓ કુદે છે. તે એવી રીતે કુદેછે, કે પાસાના દા હોય છે એટલા ફેરા કુદે છે.

ઉપરનો ખેલ જોનારા માણસો નક્કી સમજે છે, કે આતો કાંઇક જાદુવિદ્યા છે ખરી, ને જો જાદુ ન હોય'તો આ રૂપીઓ કેમ કરીને કુદે પણ એ રૂપીઓ કુદાવવાની વિદ્યા નીચે લખી જણાવુંછું.

જે રૂપીઓ પહેલથી લોકોને દેખાડે છે, તે રૂપીઓ જુદો છે, અને જે રૂપીઓ કુદે છે તે રૂપીઓ પણ જુદો છે. જ્યારે લોકોને રૂપીઓ તથા ગ્લાસ બતાવ્યા, તે વખતે ખરેખરો રૂપીઓ બદલીને પોતાની પાસે રાખે છે, અને જે રૂપીઓ વચ્ચેથી સારેલો હોય છે તે રૂપીઓ ગ્લાસ-

માં મુકી દે છે. પણ એ રૂપીઆ બદલતાં કોઇને ખબર પડતી નથી. એ રૂપીઆને એક વાળો ઝીણો વાળ સરખો બાધે છે, તે વાળાનો એક છેડો રૂપીઆમાં હોય છે, અને એક છેડો હાથમાં લઇને એક આદમીના હાથમાં પડદામાં આપે છે; તે પડદામાં રહી પેલો વાળો હલાવે છે એટલે રૂપીઓ કુદે છે, તે જેટલા ફેરા રૂપીઓ કુદાવવો હોય છે એટલા ફેરા કુદી શકે છે.

જેટલા દા પડે છે તે પેલો બાજીગર રૂપીઆ સામું જોઇને કહે છે કે આટલા દા પડ્યા છે; એ વાત પડદામાં પેઠેલો સાંભળે છે એટલે પેલો વાળો હલાવીને એ દા પડ્યો હોય છે એટલા ફેરા રૂપીઆને વાળાના જોરથી કુદાવે છે, એજ એનો ખેલ છે.



# ખેલ ૧૦૦ મો.*

## મુસલમાનમાં પીર આવવા વિશે.

જ્યારે મુસલમાન લોકોના તાબુતના દીવસ આવે છે, ત્યારે એ લોકો તરેહતરેહવારના ખ્યાલ કરે છે, કોઇ બે હાથે છાતીઓ કુટે છે, કોઇ તો એક હાથે છાતી કુટે છે, બઇરાં, છોકરાં, બુઢા, જુવાન સર્વે બેભાન થઇને પ્રથમ તો એક મહીના પહેલાં કુટતાં હતાં. પણ હાલના રાજ્યના પરીબળથી એ કામ ધીમે ધીમે બંધ થવા માંડ્યું છે.

વળી લોકોમાં પીર, પેગંબર, ઓલીઆ, જાહુશન એવા એવા પીર થાય છે, પણ એમ જો પીર થતા હોય તો, કોઇ હિંદુલોકો માણસને બાળેજ નહિ, સબબ કે ઓઢી ધાલે એટલે પીર થાય.

એ તાબુતના દીવસોમાં જ્યાં પીરની જગ્યા હોય છે ત્યાં ત્રીશુળના જેવડા ઝંડા હોય છે, તે ઝંડાએ સપેત લુગડાં બાંધે છે અને તેના ઉપર ફુલના હાર ચઢાવે છે, અને દસ પંદર ઝંડા હારબંધ ઓરી

મુકે છે, તે ઠેકાણે લોબાનના ધુપની ધુણી કરે છે, અને મેદાન જગ્યા હોય છે, ત્યાં એક ખાડો ખોદીને તેમાં લાકડાં બાળે છે તેથી ખાડામાં દેવતાના અંગારા ખીખખીખતા થાય છે. તે ઠેકાણે પેલા ઝંડામાંનો એક ઝંડો લઇને દુલ્લા, દુલ્લા, દુલ્લા, દુલ્લા, કરે છે, અને એ આદમીના હાથ બગલમાંથી બે જણ થઇને ઝાલી રહે છે.

હવે ઝંડાનો ઝાલનાર એટલો બધો બેભાન થઇ જાય છે, કે જાણે સોલજર લોકો બ્રાનડી પીને બેભાન બને છે એવા એ પણ થાય છે. તે માણસ લોકોને દેખીને ઘણોજ કુદમકુદા કરે છે, અને પેલો ખાડો કતલની રાતે અંગારાથી ભરેલો હોય છે તેમાં એ માણસ પડવા જાય છે એટલે પેલા બે જણા હાથ ઝાલી રહ્યા હોય છે તે પડવા દેતા નથી ને ખેંચી ખેંચીને વેગળે તાણી જાય છે, જો અગ્નીમાં પડવા દેતા હોય તો ખોટા ખરા જણાય. પણ પેલા ઝાલી રહે છે એટલે એમ થતું નથી.

એવું દેખીને મુસલમાન લોકો એવી ગપ મારે છે, કે આ તો એ આદમીને પીર આવ્યા છે, માટે દેવતામાં પડવા જાય છે. એવું સાંભળી હિંદુ લોકો પણ એવું સમજે છે, કે આ તો પીરજ આવ્યા છે, નહિતો દેવતામાં તે જીવતું માણસ પડે તો મુવા વિના રહે? એવી રીતે ઘણા ઘણા ખ્યાલ તાબુતના દિવસોમાં થાય છે.



## ખેલ ૧૦૧ મો.*

## ઝાડને પાંદડે પાંદડે દીવા બતાવવા વિશે.

કેટલાક લોક એવી રમત કરે છે કે જે રમત દેખીને દેખનારાના અંતરમાં જાદુની અસર થયા વિના રહે નહિ. એ રમત એ છે, કે કોઇ બાજીગર એવું બોલે છે, કે મારી પાસે આગીઆવૈતાળ છે, માટે હું ઝાડને પાંદડે પાંદડે દીવા કરૂં છું, એવું સાંભળી લોકો બોલે છે કે એ ચમત્કાર તો અમને દેખાડો, પછી એ બાજીગર ખેલ કરી બતાવે છે, તે એવી રીતે કે, દસ આઠ આદમીને રાત્રીએ સાથે લઇ જઇને એ બા-

જીગર કહે છે કે જુઓ ક્યા ઝાડને પાંદડે દીવા કરવા છે? ત્યારે પેલા માણસો કહે છે કે આ પીંપળો, લિંબડો કે આંબો અગર ગમે તે પછી એક ઘરમાં પેલા માણસોને બેસારે છે અને પેલા ભોળા માણસોને એવું સમજાવી મુકે છે, કે તમે ઘરમાંથી બહાર નીકળશો નહિ, અને કદાપી બહાર નીકળીને જોશો તો એમાંથી જોનારાનું મહોત થશે, ને પછી મારો વાંક નીકળશે.

એમ કહીને એ બાજીગર ઝાડ પાસે જાય છે, અને પોતાની પાસેથી એક શીશી કાઢીને એ શીશીમાંથી ઝાડ ઉપર પાણી છાંટે છે, કદાપી ઝાડ નહાનું હોય છે ત્યારે તો ઠેક રહીને પાંણી છાંટી શકાય છે, પણ કદાપી ઝાડ ઉંચું હોય તો, શીશીનું પાણી પિચકારીમાં ભરીને એ પીચકારી ઝાડ ઉપર મારે છે એટલે બધે પાંદડે એ પાણી અડે છે.

એમ કરીને પેલા આદમીઓને ઓરડીમાંથી કે ઘરમાંથી બહાર બોલાવીને દેખાડે છે, તો પાંદડે પાંદડે દીવા બળે છે, અને અંધારી રાત્ય હોય અથવા અજવાળી હોય પણ ઝળઝળાટ થઇ જાય છે. એવું દેખીને દેખનારા જરૂર દિગમુઢ થઇ જાય છે, કે આટલા દીવા શી રીત થાય. હવે એ દીવા શી રીતે થયા તેની ખબર આપુંછું.

એક જાતની અંગ્રેજી ઔશધી છે, તેનું નામ સલફ્યુરીક ઇથર એટલે એક જાતનો તેજાબ છે. એ તેજાબ છાંટવાથી દીવા દેખાય છે, એ પાણીમાં એવો ગુણ છે કે જ્યાં પડે ત્યાં દીવા જેવું દેખાય. જેમ અંગ્રેજી દિવાસળીઓ ચોમાસામાં હવાય છે, એટલે ઘશીએ છે પણ ભડકો થતો નથી અને એ ઘસવાથી ભુંઇ ઉપર કે જ્યાં ઘશી હોય ત્યાં અજવાળુ થાય છે, તેમ એ ઔશધીમાં એવો ગુણ છે કે રાતરે દીવા જેવું દેખાઇ આવે છે.

વળી બીજી રીત પણ થાય છે, તે એવી રીતે કે ટોપરાનું તેલ તથા વિલાયતી સિંગોનું તેલ તેમાં ફાસ્ફરસ નાંખીને દેવતા ઉપર ઉંનું કરીએ તો તેથી પણ બળી શકે છે. પછી તેને એક શીસામાં ભરી તેના ભેગું સલફ્યુરીક ઇથર નાંખવું. તે તેલનો લેપ કરીએ તો અંગે ભુત જેવું ભાસે છે, અથવા ઝાડ ઉપર છાંટીએ તો ઝાડને પાંદડે પાંદડે દીવા જેવું ચળકે છે. પણ ઝાડ અથવા માણસના કોઇપણ ભાગને નુકશાન

થતું નથી એવા એ ઓશડીમાં ગુણ રહેલા છે.

માટે એ દીવાનો ખેલ પણ ઓશડીથી બને છે, પણ એમાં જાદુ-વિદ્યા બિલકુલ નથી.



# ખેલ ૧૦૨ જો*

## પાણી ભરેલા કોડીઆમાં દીવો થવા વિશે.

એક માટીનું કે ત્રાંબાનું કે પીતળનું કોડિયું લઇને કોઇ જાદુગર એવું ફ્રરી બતાવે છે, કે જુઓ હું પાણીમાં દીવો બાળું છું. એવા એવા મારી પાસે મંત્ર છે. ભોળા માણસો આવું સાંભળીને બહુજ આશ્ચર્ય પામે છે, કે વાહવા ધન્ય છે! જો એ રીતે દીવો કરી આપો ત્યારે તો તમને ઇશ્વરની પેઠે માનીએ.

વળી એમ પણ થાય છે, કે બે ચાર બાઇઓ મળીને એ જાદુગર પાસે જાય છે, અને બોલેછે, કહો માહારાજ! આ જમનાબાઇના હાથમાં કેટલાં ફળ છે? અને એમને કયારે દિવસ ચઢતા થશે? પછી પેલો ધુતારો બોલે છે કે ઉભાં રહો, હું મારી વિદ્યાના ચમત્કારથી સરવે કહી આપીશ. એવું કહીને પોતાના ઘરમાંથી એક કોડીયું લઇને તેમાં પાણી પુરેછે, અને રૂની એક પુણી આપીને પેલી બાઇને કહે છે, કે તમે આની દીવેટ વણી આપો. પછી તે બાઇની પાસે દીવેટ વણાવીને એ બાઇના હાથે કોડીઆમાં પાણી પુરાવીને તેમાં દીવેટ મુકાવેછે. પછી એ દીવેટ સળગાવે છે એટલે ઝગઝગઝગઝગ દીવો બળે છે તે થોડીકવાર સુધી રહે છે, પછી પેલો દિવો હોલાવાનો થાયછે એટલે જાદુગર બોલેછે, કે અલ્યા દીવા હવે તું રાજ થઇ જા એટલે રાજ થાય છે.

પેલી જનારી બાઇઓ તો એકદમ અચંબો પામે છે, કે આતે શી વાત! વાહરે વાહ માહારાજ! તમારૂં ભણતર તો કાશીનું દેખાયછે, એટલે પેલો જાદુગર બોલે છે કે આ ભણતર તો કાશીનું ન હોય, આ તો કામરૂ-

દેશની વિદ્યા છે; કામરૂદેશમાં એકલી બાયડીઓ રહે છે, ત્યાં કોઈ પુરૂષ જાય છે તો તેને માંખ્ય કરી.નાંખીને પોતાના ઘરના ગોખલામાં મુકી છાંડે છે, અને રાત પડે છે એટલે વળી પાછો પુરૂષ કરે છે, એવી વાત સાંભળે છે એટલે તો પેલા બૈરાંને ઘણો મહિમા સમજાય છે, કે આ માહારાજ તો ઇશ્વર જેવા છે.

હવે પેલો ધુતારો બોલે છે, કે મેં પાણીનો દીવો કર્યો તે શુકન બોલે છે, કે તમારે પુત્ર થશે, પણ પચાસ રૂપીઆ મને આપો ત્યારે દીકરો થશે, શા માટે કે એટલા રૂપીઆમાં હું મારે ધુપધુંવાડા, દેવનું બળીદાન કરીશ એટલે દહાડો ચઢતો થશે.

હવે છોકરાની લાલચે પેલી બાઇએ બધી વાત કબુલ કરીને પચાસ રૂપીઆ આપ્યા, તેથી એક દોરો કરી આપ્યો તે દોરો એક માદળીઆમાં ઘલાવ્યો, અને પુત્ર થવાનું તો ઇશ્વરના હાથમાં છે, એ કાંઇ માણસના હાથમાં નથી, માટે એવો ઢોંગ કરીને પેલી બાઇને ઠગી લીધી. હવે એ દીવો શી રીતે થયો તેની રીત લખુંછું જેથી સરવે વાંચનાર સજ્જનોને ખાત્રી થશે.

કપુર વાટીને તે કપુરમાં રૂની દીવેટ ખુબ મસળીને કરી રાખવી, માટે એ દીવેટ એ ધુતારે પાસે રાખી મુકેલી તે કોડીઆમાં નાંખતી વખતે પેલી બાઇની આણેલી દીવેટ અદલબદલ કરી નાંખી, અને પેલી કપુરવાળી દીવેટ કોડીઆમાં મુકી માટે કપુરના જોરથી દીવો થયો તે કપુર બળી રહ્યું એટલે ઓલવાઇ ગયો.

માટે એમાં જાદુબાદુ કાંઇ નથી, એતો કપુરની દિવેટ થકી દીવો થાય છે, પણ એકલા પાણીમાં દીવો કરનાર નથી.



# ખેલ ૧૦૩ મો*

## સુકા લામાંકાડ પીંપળો વાવવા વિશે

કોઇ એક શેહેરના બાગમાં બંગલો હશે ત્યાં એક સન્યાસી આવ્યો

તેનું રૂપ—મસ્તક બોડું. શેડું તે ઉપર કસબીકોરનો ભગવો રૂમાલ બાંધતો હતો, અને કસબીકોરનું અબોટિયું અંગે પહેરતો હતો, અને વળી બીજી ધોતી કસબીકોરની ઓઢતો, પોતાની પાવડીઓ સુખડની હતી. અને એક રૂપાનું કમંડળ પાસે રાખતો હતો, અને એની કાંત્તિ ગોરી યુરોપિયનના જેવી હતી.

અને જીભની બોલવાની છટા ઘણીજ સુંદર હતી, તેને જોઇને ઘણા ઘણા લોકો મોહ પામતા હતા, અને એ સન્યાશીની ઉમર પચાસ વર્ષની હતી. હવે ભોળા લોકો એ સન્યાશી પાસે મોહની વિદ્યા જાણતા હતા તેથી સર્વે લોકો એને પરમેશ્વર જેવો માનવા લાગ્યા. અને એ સન્યાશી વિષયમાં પુરો હતો. (કામી હતો) તેથી ઘણોજ વહાલો હતો.

એ સન્યાશીની સેવામાં બાયડીઓ પણ પુશ્કળ રહેવા લાગી, કોઇ રાંડી છાંડી, ગરજવાન દરદવાન, એવી એવી સ્ત્રીઓ સેવામાં રહેવા માંડી, એતો ગોકુળમાં જેમ કહાનજી મહારાજ રાસ રમ્યા હતા, એ રીતે સન્યાશીએ તો રાસરમણ કરવા માંડ્યું.

કોઇ દીવસ એક ગ્રહસ્થ અને તેની સ્ત્રી બંને જણાં, એકાંતે સન્યાશી પાસે ગયાં, અને પગે નમીને બોલ્યાં—મહારાજ! આપની પાસે સરવે વિદ્યા સંપુરણ છે, માટે અમને કાંઇક ચમતકાર દેખાડવાની મહેરબાની થવી જોઇએ.

પછી સન્યાશીએ કહ્યું કે તમે સુકા પીંપળાનું લાકડું લાવો, તો એ સુકા લાકડાનો લીલો પીંપળો થશે, એટલે એથી કાંઇ બીજો ચમત્કાર મોટો નથી, એવું સાભળી પેલા ગ્રહસ્થે તો સાચું માન્યું, અને પીંપળાનું એક સુકુ છોડીયું લાવીને મહારાજને આપ્યું.

સન્યાશીએ એ લેઇને તેના ઉપર પાણી છાંટ્યું, અને પેલાને કહ્યું કે આજથી દશમે દિવસે વિશ્નુના (પીંપળાનાં) દર્શન કરાવીશ, એમ કરતાં કરતાં દશ દિવશ થયા. એટલે પેલા સન્યાશીએ પીંપળો જોયો તો ફણગો ફુટીને ઊંચો થયો. પછી પેલા ગ્રહસ્થને લાકડામાં ઉગેલો પીંપળો બતાવ્યો ત્યારે પેલાં બંને જોઇને વિસ્મે પામ્યાં ને બોલ્યાં—વાહવા! ધન્ય છે માહારાજ! તમે તો આજના સમયમાં પરમેશ્વર જેવાછો. જે આ સુકા લાકડામાં પીંપળો ઉગાડ્યો, તેથી બંને જણ વશ થઇ ગયાં.

પેલાં બીચારાં ભોળિયાં માણસ માટે એમને ખબર પડી નહિ. કે આ સન્યાશી હરામખોર છે નહીતો એ વશ થાત નહિ. સન્યાશીને તો પોતાની દોલત તમામ અર્પણ કરી દીધી.

હવે એ પીંપળો ઉગવાનો પડપંચ ઉઘાડો કરૂંછું.

પેલો આદમી પીંપળાનું લાકડું લાવ્યો એવુંજ પોતાની પાસેથી એક પીંપળાનું લાકડું બદલીને એ લાકડાને બદલે પોતાનું લાકડું વાવ્યું. એ લાકડું કાંઇ બહુ મોટું નહોતું પણ એક છોડિયું હતું માટે બદલતાં શી વાર! હવે પોતાની પાસેથી છોડિયું વાવ્યું તેમાં પણ એક જુગતી કરી હતી તે શી જુગતી છે, તો પીંપળાનાં ફળ હાડીઆને ખવરાવીને એ હાડીઆની હઘાર લેઇને પોતાની પાસે છોડિયું છે તેમાં નાંખેલી હતી. એ છોડિયામાં તઇડ હતી તે તઇડમાં હઘાર રાખી મુકેલી માટે એ હઘારમાં પીંપળાનાં બીજ હોયછે, તેથી પાણી સિંચાય છે એટલે પીંપ-ળો ઉગે છે, માટે એવી રીતે બાજું કોઇ માણસ પીંપળો ઉગાડશે તો ઉગશે.

પીંપળાનાં બીજ લેઇને એમને એમ વાવીએ તો નથી ઉગતાં એ તો પંખીની હઘારમાં બીજ આવે છે ત્યારેજ ઉગે છે, માટે એ કાગડાનો બાપ આ ખેલમાં પડ્યો છે.



# ખેલ ૧૦૪ થો.

## એક ડાબડીમાંથી દશ ડાબડીઓ નીકળવા વિશે.

કોઇ એક વાદી ગામમાં રમવા આવે છે ત્યારે તેની પાસે કાંઇ કાંઇ જાતની કળાઓ હોય છે, તે લોકો ઘણા ઘણા ખેલ કરે છે, તેમાં એક ખેલ રમુજીનો એવો છે કે ડાબડામાંથી ડાબડીઓ નિકળેજ જાય છે.

બાજીગર પોતાનાં લુગડાં ઉતારીને વેગળાં મુકે છે; અને પોતાની પાસે ફકત એક પંચિયું કે ચોરણો રાખે છે, પોતાની પાસે એક છોકરો

હોય છે તે પણ લુગડાં વેગળાં લઇ જઇને બેસે છે.

પછી એ બાજીગર પોતાના ઉપર એક પછેડી ઓઢીને ઓચિંતાનો મોઢામાંથી એક ડાભડી કહાડે છે તે ડાભડી સઉ લોકોને બતાવે છે.

પછી એ ડાભડી હેઠી મુકી વળી મ્હોડાગાંથી બીજી ડાભડી કહાડે છે. વળી ત્રીજી કહાડે છે, એ રીતે દસ ડાભડીઓ કહાડીને હારોહાર મુકી દે છે. એકલો મ્હાનમાં એ રીતે ડાભડીઓ કહાડે છે, અને એ ડાભડીઓ એક એકથી ઉતરતી (નહાની) હોય તે જોઇને જોનારા લોકો ઘણાજ ખુશી થાય છે. આટલી બધી ડાભડીઓ કયાંથી કહાડી?

વળી કેટલાક જણા તો વાતો કરે છે, કે આતો ભાઇ નજરબંધીના મંત્ર શિખેલો હશે, કોઇ વળી બોલે છે, કે નજરબજરનો શો ભાર છે કે ડાભડીઓ કહાડે! આતો વીરવિદ્યાની વાત જણાય છે. એવી એવી રીતે તડાકા મારે છે અને બાજીગરને વખાણે છે.

હવે એ ડાભડીઓ કયાંથી નીકળે છે તેનો ખુલાસો આપુછું. એક મોટી ડાભડી હોય છે અને બીજી ડાભડી એથી નાહાની હોય છે, માટે પ્રથમની ડાભડીમાં સમાઇ રહે છે. તેમજ ત્રીજી ડાભડી બીજી કરતાં નહાની હોય છે, માટે એ વળી એમાં રહે છે. એ રીતે એકમાં એક, એમને એમ કરતાં છેલી દશમી ડાભડી હોય તે સરવે ડાભડીઓથી નહાની હોય છે.

હવે ચાદર ઓઢો એ વખતે પોતાના બે પગ વચે ડાભડીનો ગંજ રાખી મુક્યો હોય છે તે લેઇને કહાડી બતાવે છે, જેમ ભુજ માંડવીમાં ગંજના વાડકા થાય છે તે એક વાડકો દેખાતો હોય પણ એમાંથી બીજા આઠ દશ વાડકા નીકળે છે, એ રીતે ડાભડીઓની જુગતી હોય છે. પણ જાદુવિદ્યાથી નજર બાંધે છે અથવા વીરસાધના થાય છે એ તમામ વાત જુઠી છે, એ ડાભડીઓ મળવીને ગંજ કરતો હોય તો મોટા વેપારી હોરા લોકોની દુકાને જઇને ડાભડીઓ મળવવા માંડીએ તો મળી શકશે.



# ખેલ ૧૦૫ મો.*

## પુજારા લોકો નવા દેવ ઉત્પન્ન કરેછે તે વિશે.

ગોસાંઇ, વેરાગી, બ્રાહ્મણ, કે ભયરો એવા લોક ચાર પાંચ ભેગા થઇને સંતલસ કરે છે કે અલ્યા આપણે ભણ્યા ગણ્યા નથી માટે કાંઇક ઉદ્યમ કરીને લોકોની પાસેથી દ્રવ્યની ઉપજ કરીએ, એવો ઠાઠ રચે છે. પછી ઉદ્યમને વાસ્તે નીકળે છે, ને કોઇક સલાટને પાંચ રૂપીઆ આપીને એક મુરત્તિ ઘડાવે છે, અને એ મુરતી તૈયાર થયા પછી શેહેરની બહાર જઇને કોઇના ખેતરમાં એક માથોડું ખાડો ખોદીને એ મુરતીને દાટી આવે છે. અને આવીને શેહેરમાં કાંઇક સારી જગ્યા હોય તો ધારી મુકે છે, જો આ જગ્યાએ બેસાડીશું તો આપણને ઘણી ઉપજ થશે, એમ મનસુબો ગોઠવી મુકે છે.

પછી એક બે વરસ વીતી જાય છે એટલે પેલા ચારે જણા પાછો મનસુબો ગોઠવે છે, કે આપણે ચારે જણાઓએ એક દીવસે સાથેથી ગપ ચલાવવી, કે ફલાણી જગ્યાએ નરસિંહજી છે તે નરસિંહજીએ અમને સ્વપ્નામાં દરશન દીધાં છે, અને વળી નરસિંહજીએ એમ કહ્યું કે અમને કહાડો, શાથી જે આ ઠકાણે ભુંઇમાં ને ભુંઇમાં મને ૫૦૦ વરસ થઇ ગયાં, માટે હવે હું ઘણો અકળાઉછું, અને વળી જગત માત્રનું મારે કલ્યાણ કરવું છે, માટે મને કહાડો.

એવી રીતે પોતાના ઘરમાં નહાનાં છોકરાં હોય તેને શીખવીને એ પુજારા લોકો વાત કરાવે છે. પછી પેલી નહાની છોડી કે છૈયો હોય તે સો બસે લોકોના આગળ ઉપર પ્રમાણે વાત કરે છે. એટલે નહાનાં છોકરાંના બોલવા ઉપરથી સરવે લોકોને ખાત્રી થાય છે, કે આ છોકરાં કાંઇ ગપ મારી શકે નહી માટે સાચી આ વાત હશે, એવો ભરૂંસો રાખી એ ખેતરમાં જઇને બોડ લોકો પાસે ખોદાવે છે, એટલે એમાંથી પેલી દેવની પ્રતમા નીકળે છે, પછી એ દેવની મુરતીને ગાજતે વાજતે વસ્તીમાં પધરાવે છે.

પેલા ચાર જણા ભાગીદારો હોય છે તે માનતા વધારે છે. એમ કરતાં કરતાં લોકોનો ભાવ વધારે બેસતો જાય છે, એટલે તો કારખાનું વધી પડે છે. પછી તો એ દેવના ઉપર મોટું દેહેરૂં થાય છે, તથા ધર્મશાળાઓ તેમજ બીજા બાગબગીચા થએજ જાય છે. પેલા ભાગીદારો ઉપજ થાય છે તે લેઇ ખાય પીએ ને મજા કરેછે.

એવા એવા ઢોંગીલોકો તોફાન કરી જગતને ઠગી લે છે, તે ઉપર અખાભગતે એક શાખી કહી છે તે નીચે લખુંછું.

ગુરૂ કીધા મેં ગોકળીનાથ; ઘરડા બળદને ઘાલી નાથ,
ધન્ય હરે અને ધોખો ન હરે, તે ગુરૂ કલ્યાણ શું કરે? ૧

માટે આ શાખી પેલી વાતને લપેટ થઇ જાય છે. આગળના વખતમાં આજના કરતાં ભોળા લોકો ઘણા હતા, પણ હવે તો ધીરે ધીરે ભોળપણામાં ભંગાણ પડવા માંડ્યું છે. કારણ કે હાલમાં સુધારાનું બળ જોર પકડતું જાય છે તથી વિદ્યાર્થિઓ દિવશે દિવશે સુધરતા જાય છે. દેવતાની પ્રતમા નિકળવાનો ખેલ પુરો થયો.



# ખેલ ૧૦૬ ઠો.*

## કેળના પાંદડે હિંચવા વિશે.

કોઇ એક રાજસભામાં નટ લોકો કે બાજીગર રમવા આવે છે, ત્યારે એક ખેલ કેળના પત્રનો કરે છે, તે નીચે મુજબ—

એ ખેલ એવી રીતનો કરે છે, કે જેમાં એક કેળના ચાર પત્રની અણીઓ ઝાલીને ચાર છોકરાં હિંચે પણ તે કેળનાં પત્ર તુટી જતાં નથી.

પ્રથમ એ લોકો પડદો બાંધે છે અને એ પડદામાં ચાર છોકરાઓને ઘાલે છે, તે પડદામાં એક કેળનું ઝાડ દાટેલું હોય છે તે ઝાડને ચાર પાંદડા હોય છે, તે ચાર પાંદડે ચાર છોકરાં વળગે છે, પછી પડદો ઉપાડી લેછે તો એ છોકરાં પાંદડાની અણીએ લટકતાં દેખાય છે. ફકત પાંદડાનોજ આધાર બીજો કાંઇ આધાર જણાતો નથી. ફકત અદ્ધર ચાર છોકરાં હિંચે છે.

આ ખેલ જોઇને જોનારા લોકો સમજે છે, કે આતો કાંઇક જાદુ-વિદ્યા છે, તે જાદુના જોરથી આ કેળનાં પાંદડાં તુટતાં નથી.

હવે છોકરાઓનો ભાર કેળનાં પાંદડે શી રીતે સહન કરયો તેની વિગત નિચે લખ્યુંછું.

એક વાડીમાં અથવા બાગમાંથી કેળ લાવે છે, તે કેળની વચ્ચે એક લોઢાનો ગજ ઘાલે છે તે ગજને લોઢાની પાટી ભરાવે છે, તે પાટી એવી રીતની હોય છે કે ગજને ભરાઇને પેલા છોકરાના અંગરખાની બાહ્યમાં થઇ પછી પેટને ઘસાઇને સાથળ પાસે થઇને પગની આંગળી-ઓમાં જતે ભરાય છે, તે આંગળીઓમાં સજ્જડ થઇને એ પાટી બેસે છે એટલે એના આધારથી પેલાં છોકરાં અધ્ધર હિંચે છે. એ રીતે ચાર લોઢાની પાટીઓ હોય છે. દરેક છોકરાંને દર એક પાટી હોય છે, એ પાટી કેળનાં પાંદડાંને સજ્જડ મળગી દે છે, કદાપી પાંદડાંથી પાટી ઉઘાડી પડે છે અને દેખવામાં આવે એવું હોય છે, તો એ પાટીને રંગ ચોપડે છે તથા એમ જણાય છે કે આતો કેળનાં પત્ર છે. માટે કેળના સ્થંભમાં લોઢાનો ગજ ઘાલે છે, અને પાંદડામાં લોઢાની પાટી ઘાલે છે, એજ એનો કિસબ છે બીજુ કાંઇ નથી. આવા ભારે ખેલ કરવા પડે છે તે સહેજ રીતે બનતા નથી એતો લોહચુંબક ક્રિયા છે, અને એવા એવા રાચ લવારની પાસે ઘડાવી મુકે છે ત્યારે એ ખેલ બને છે, એ ખેલ કરનારા હાલ વડોદરામાં મરેઠા લોકો છે. તે તાબુતના દિવસોમાં એ ખેલ કરે છે, એમાં આકર્ષણક્રિયા છે.



## ખેલ ૧૦૭ મો.

### ચોર પકડવાની રીત વિશે.

કોઇ એક શહેરમાં અતીત બાવો રહેતો હશે તે બાવો પોતાના અંગે કસબી શાલજોટા ઓઢે, માથે એર કસબી રૂમાલ બાંધે, રેશમી ધોતી

પહેરે, પગમાં પાવડીઓ પહેરે.

પોતાના અખાડામાં કોઇ દિવસ માલપૂવા, કોઇ દિવસ દૂધપાક અને કોઇ દિવસ લાડું, કોઇ દિવસ શીરોપુરી એવાં એવાં ભોજન ચાલે. વળી એ અખાડામાં, સો બસેં બાઇયો ચેલીઓ થયેલી તે પડીજ રહે. રાંડીછાંડી, જવાનજુઠીઓ, તન, મન અને ધન અર્પણ કરીને પડી પાથરી ત્યાંની ત્યાંજ રહેવા માંડેલી, અને રાત દિવસ બાવાજીની સેવા કરે. પગચંપી કરે, નવરાવે, રસોઇ કરે, એવું એવું ઘણુંક તોફાન ચાલ્યું જાય અને સઉ લોક જાણે કે બાવાજીને ભગવાન મળ્યા છે. એમ કરતાં કરતાં એક વાર એ ગામમાં ચોરી થઇ, તે શાહુકારના ઘરમાંથી મોતીની માળા ચાકરના હાથમાં આવેલી. શાહુકારે તો જતી, જુવા, જોશી એવા એવાને એકઠા કરીને તપાસ કરાવ્યો પણ ચોર હાથમાં આવ્યો નહિ. પછી એક દિવસ પેલા શાહુકારની સ્ત્રી દરશન કરવા બાવાજી પાસે ગઇ. પછી તેનું મુખ ઉતરી ગએલું જોઇને બાવાજીએ પુછવા માંડ્યું કે અરે જમનાંબાઇ! આજ તેરા મુખ ક્યું ઉતર ગયા હે? બોલ બચ્ચા સત બોલીઓ જુઠ મત બોલીઓ.

પછી પેલા શાહુકારની વહુ બોલી મહારાજ ! તમારૂં કાંઇ અજાણ્યું નથી, પણ આપની મરજી છે તો લ્યો કહુ, બાપજી! મારા ઘરમાંથી ચાર જણ વચ્ચે મોતીના હારની ચોરી થઇ છે, તે ચાકરે લીધો હશે કે ધરતી ગળી ગઇ, તેથી આજ મારો જીવ ઉદાશ છે. પછી બાવોજી બોલ્યા કે તમારા ઘરમાં જેટલાં માણસ હોય એટલાંને મારી પાસે લાવો. અને જેના ઉપર તમોને વહેમ આવતો હોય એને પણ મારી પાસે લાવો.

અરે જમનાંબાઇ ! મત ફિકર કરિયો, તેરા મોતીકા ચોર મેં પકડ દેઊંગા, એવું સાંભળીને શેઠાણીતો શેઠની પાસે આવ્યા, અને વાત કરી કે આપણા દરવાજાના મ્હોડે હજુરદાસનું મંદીર છે, તે મંદીરમાં આપણે સરવે ચાલો, મહારાજ વિદ્યાના જોરથી ચોર પકડી આપશે, પછી ચાકર, લુંડી, કામ કરનારા સરવેને એકઠાં કર્યાં, અને હજુરદાસને મંદિર ગયાં.

હજુરદાસે અદશેર ચોખા મંગાવ્યા. હવે પેલાં પાંચ જણ હતાં માટે પાંચ ઢગલીઓ કરી. પછી એક ઢગલીમાં પોતાની વીંટી ઘાલી, પછી બાવાજી બોલ્યા—દેખો મેં બહાર જાતાહું એકેકી ઢગલી તુમ લી-

જીએ ઓર જીસ ઢગલી મેં વીંટી આવે સો છુપાકર રખિયો, પીછે મેં આકર બતાઊંગા, કે બીંટીકા ચોર એઇ હે. પછી શેઠ બોલ્યા—સાચી વાત જાઓ માહારાજ અકેકી ઢગલી અમ ઉપાડી લઇએ છીએ. પછી બાવા બહાર ગયા એટલે અકેકી ઢગલી સઉએ ઉપાડી લીધી. જેની ઢગલીમાં વીંટી હતી તે આદમીએ પોતાની પાસે વીંટી સંતાડી.

પછી કહ્યું કે હવે બહારથી બાવાને બોલાવો, પછી બાવાને બોલાવ્યા, બાવાજીએ આવીને લોબાનનો ધુપ ધુતારાની પેઠે ધુણવાનો કર્યો, પછી બાવાજીએ આવીને સઉને સમ ખવરાવ્યા કે કોઇ મને સાનમાં સમજાવે, અથવા કોઇ કહિ દે તો તમોને બ્રહ્મહત્યાનું પાપછે. પછી બાવાજી આવીને બેઠા, બેશીને એકેકી ઢગલીઓ સઉની પાસેથી લેવા માંડી. પેલા ચોખા જેમ જોશી લોકો અક્ષત જુએ છે એ રીતે જોવા માંડે છે. પછી પાંચે જણની ચોખાની ઢગલીઓ જોઇને બાવાજી હજુરદાસ બોલ્યા, કે કહો કેમ હવે જે ધણીએ વીંટી સંતાડી છે, તે ધણીનું નામ દેઉછું. એમ કહિને નામ દીધું કે ફલાણી બાઇ પાસે વીંટી છે. એવું જોઇ પાંચે જણ વિસ્મય પામ્યાં કે બાવાજીએ તો હદવાળી, જેણે વીંટી લીધી હતી તેનુંજ નામ લીધું છે, રંગ છે બાવાને. હવે જે પેલો ચાકર ચોર હતો તેનું મનતો થરથરથરથર ધ્રુજવા માંડ્યું, કે ઓ મારા બાપ! બાવા જબરા દેખાયછે, આ તો વીંટી ચોરનારનું નામ લેતાં વાર લાગી એટલીજ વાર હાર ચોરનારનું નામ લેતાં પણ થશે.

હવે બાવોજી બોલ્યા કે આજનો દિવસ મને રજા આપો. તમારા પાંચ જણમાંથી એક ચોર છે, પણ આજથી ત્રણ દિવસમાં મોતીની માળા લાવીને મને સોંપશે તો એ માણસની આબરૂ રહેશે નહિતો કાન પકડીને ચોર આપીશ. પછી ત્યાંથી શેઠ તથા શેઠાણી ગયાં. પેલો ચાકર એકલો હજુરદાસની પાસે આવીને કહે કે, મહારાજ મારી એક અરજ સાંભળો, એમ કહીને ચાકર બોલ્યો—મહારાજ તમે જેમ વીંટીનું કહી આપ્યું તેમ હારના ચોરનું નામ દેશો તો મારો જન્મારાનો રોટલો જશે, અને મારી નાતજાતમાં આબરૂ જશે. પણ તમે કોઇને કહો નહિ તો એ માળા હું તમને લાવીને આપું, પછી બાવાએ એ ચાકરની આંખ વરતી કે આજ ચોર છે, પણ મારે ત્રણ દિવસ પુરા થયા વિના ક-

હેવું નથી.

એટલામાં તો ચોર ગળીવરણ થઈ ગયો અને બાવાજીના પગમાં માથું મુકીને કહ્યું, કે બાપજી! મારો કે જીવાડો હવે તો તમારા હાથમાં છે, હું ફલાણા ખેતરમાં જઈને દાટી આવ્યો છું. પછી બાવોજી બોલ્યા. તું ગમે ત્યાં સંતાડી આવ્યો હોત તોપણ મારૂં અજાણ્યું રહેત નહિ, શાથી જે મારી પાસે જક્ષણીની ઉપાસના છે. પણ કાલ મેં તારૂં નામ શા સારૂં ન દીધું કે બિચારા ગરીબનું ઠીકરૂં ફુટી જાય એમાં શો માલ છે? એવું ધારીને તારૂં નામ દીધું નહિ.

પછી પેલે મોતીની માળા લાવીને આપી, બીજે દીવસે હજુરદાસ શેઠને ઘેર ગયા, અને એ માળા હતી તે શેઠને આપીને કહ્યું કે મારા મંત્રથી આ તમારી માળા મગાવી છે, એવું જોઈને બધા શહેરના લોકો તો દંગ થઈ ગયા, કે આહાહા! બાવો તો ઇશ્વર જેવા છે. અને બાવાજી ને કોઈ દેવતા હાજરાહજુર છે એમાં શક નથી. એવી રીતે બાવાની સિદ્ધાઇ ચાલી. એ ચોર પકડવાની રીત નીચે લખુછું.

પેલા ચોખાની ઢગલીઓ કરીને જે ઢગલીમાં વીંટી ઘાલી હતી તે ઢગલીમાં એક તલનો દાણો નાંખ્યો હતો, માટે એ ઢગલીઓ પાછી તપાશી લેતી વખત જેની ઢગલીમાંથી તલ નિકળ્યો તેણે વીંટી લીધી છે એવું કહ્યું.

કદાપી ચોખા ન હોય તો ઘઊંની ઢગલીઓ કરીને એક ઢગલીમાં જારનો દાણો કે ડાંગરનો દાણો એવી કાંક નિશાની રાખે છે તેથી પણ ઓળખી શકાય છે.

વીંટીનું સાચું પડે છે એટલે પેલી જણસ ચોરનારને ધીરજ નથી રહેતી એટલે માની દે છે.



# ખેલ ૧૦૮ મો.*

## દુધને પાણી એકઠાં કરેલાં જુદાં કરવા વિશે.

યુરોપિયન જાદુગરો હિંદુસ્તાનમાં ખેલ કરવા આવે છે, તેઓ આ ખેલ પણ કરે છે.

લાકડાની ટેબલ ઉપર એક ગ્લાસ મુકે છે, તેમાં દુધ અને પાણી એકઠું કરેલું હોય છે, અને તેની સામા બીજા બે ગ્લાસ ખાલી મુકે છે, તે બે ગ્લાસ ઊંચી દાંડીના હોય છે; પછી સો લોકને કહે છે કે જુઓ, આ ગ્લાસમાં દુધ પાણી એકઠું છે તે મારા ઇલમથી એકમાં દુધ આવશે ને એકમાં પાણી આવશે. એવું કહીને તે ગ્લાસના ઉપર ઢાંકણાં ઢાંકવાના હોય છે તે ઢાંકે છે. પછી તે ઢાંકણા ઉપર લીલી અથવા રાતી ઝીણી પાટી હોય છે તેના દસ દસ આંટા વીંટે છે. અને મહોડે મંત્ર ભણે છે ને હાથના ચાળા કરે છે. પછી પાંચ મિનિટ થઇ એટલે સઉ લોકના દેખતાં પેલાં ઢાંકણાં ઉઘાડીને ત્રણે ગ્લાસ દેખાડે છે કે જુઓ મારા મંત્રથી દુધને પાણી જુદાં કરી આપ્યાં. હવે જાદુ જુઠું કે સાચું? ત્યારે ભોળા લોકો જોઇને વિસ્મય થાય છે અને બોલે છે, કે આ જોતાં તો જાદુ સાચું માનવામાં આવે છે, હવે એ જાદુ ઉઘાડું કરૂંછું.

એ ત્રણ ગ્લાસની ઉપર જે ઢાંકણાં ઢાંક્યાં તેમાં કરામત છે તે એવી રીત છે, કે તે ઢાંકણામાં લોઢાની સળી હોય અને તેમાં વાદળીના કડકા ભરાવી મુકે છે. જે ગ્લાસમાં દુધને પાણી એકઠું હતું તેમાં વાદળીનો કડકો કોરો હતો તેણે ચુશી લીધું, એટલે તે ગ્લાસ ખાલી થઇ ગયો હવે પેલા બે ગ્લાસ ખાલી હતા તેના ઢાંકણાની સળીઓમાં અગાઉથી એકમાં દુધ ભરેલી વાદળીનો કડકો, અને બીજીમાં પાણી ભરેલો એ રીત હતા, તથી પેલી પાટી વીંટી તે વખત સળીઓ દબાણી એટલે વાદળી પણ દબાઇ તેથી જેમાં દુધની વાદળી હતી તેમાંથી દુધ નીકળ્યું, ને પાણીની વાદળીવાળા ગ્લાસમાંથી પાણી નીકળ્યું, એજ એની વિદ્યા છે.



# ખેલ ૧૦૯ મો*

## પેટીમાંથી ઘાલેલું પત્તું ઉડી જવા વિશે.

જાદુગર લોકો પોતાની પાસે એક લાકડાની અથવા ચામડાની નહાની પેટી રાખે છે, તેમા એક પત્તું જોનારામાંના કોઇ એક આદમી પાસે નંખાવે છે, ને એ પેટી એક લાકડાની ટેબલ ઉપર મુકીને તેના સામી પિસ્તોલ છોડીને કહેછે કે પત્તું ઉડી ગયું, એટલે મિજલસમાંથી એક આદમી ઉઠી તે ઉઘાડી જુવે છે તો પત્તું માંહિ માલમ પડતું નથી પછી બાજીગર તે પેટી વાશીને તેના સામી ફરી બંદુક ફોડે છે ને કહે છે જે જુવો પત્તું પાછું આવ્યું, એટલે વળી એક જણ ઉઠીને જુવે તો પત્તું માંહી દેખાયછે, જોનારા તો અજબ થઇ જાયછે, કે આ મંત્રક્રિયા તે કેવી છે કે પત્તું ઉડી ગયું ને વળી પાછું આવ્યું. હવે એ જાદુવિદ્યા ઉઘાડી કરૂંછું.

એ પેટીમાંથી કાગળ જેવું એક પાતળું પાટિયું હોય છે, તેને એવી રીત ગોઠવેલું હોય છે કે માલમ ન પડે. હવે જે વેળા પત્તું નંખાવી પેટી વાસે છે તે વેળા ઠોકે છે કે પેલું પત્તું પાતળા પાટીઆ તળે રહેછે। એટલે. જોનારા લોકોને માલમ પડતું નથી, બાકી હોયછે તો માંહિનું માંહિ, ફરીથી પાછી પેટીને ઉલટાવી કે પાતળું પાટિયું ખશી જઇ પડતું દેખાયછે એજ મંત્ર અને એજ ક્રિયા છે.



# ખેલ ૧૧૦ મો*

## એક ડાભડામાં ગુલાબનું ઝાડ ઊગાડવા વિશે.

જાદુગર એક ડાભડો વહેંત ઊંચો લાવીને સભાને દેખાડેછે કે જુઓ આમાં કાંઇ છે? પછી સઊ લોકો જુવે છે તો ખાલીખમ દેખાય છે. પછી એ ખાલી ખાલો લઇ તે ડાભડામાં મુકીને બોલે છે, કે જુવો હવે જાદુના જોરથી એમાં એક ઝાડ બનાવુંછું, એવું કહી વેગળેથી પોતાના હોઠ ફફડાવેછે ને બોલે છે, કે મારે ઇલમસેં ઝાડ ન હોવે તો બાવનવીર

ચોસઠ જોગણીઓ દુવાઇ હે, એવું કહી ઉપલું ઢાંકણું ઉઘાડે છે કે માંહિથી ગુલાબનું ઝાડ નીકળે છે. જોનારા લોકોતો અજબ થઇ જાય છે, કે આ જાદુ તો સાચું. હવે એ જાદુ ઉઘાડું કરૂંછું.

એ ડાબડાની માંહિ પડદો હોય છે ને તેમાં ગુલાબનું ઝાડ પ્રથમથી ઘાલી રાખેલું હોય છે. પણ એવી જુગતી કરી મુકેલી હોય છે કે જોનારા લોકોને જરાકે ખબર પડતી નથી. જે વેળા ઢાંકણું ઉપાડ્યું તે વેળા પેલો પડદો ઉચકી લીધો તેથી ઝાડ નીકળ્યું, એમાં જાદુબાદુ કહે છે તે તમામ ખોટું છે.



# ખેલ ૧૧૧ મો*

## એક ચાહાદાનીમાંથી દુધ અને ચાહા કાઢવા વિશે.

યુરોપીયન બાજીગર લોકો ખેલ કરતાં કરતાં બોલેછે, કે કોઇને ચાહા પીવાનું મનછે! ત્યારે કેટલાએક હા કહેછે એટલે બાજીગર ચાહાદાની તથા એક ગ્લાસ લાવે છે, તે ગ્લાસ એ સભામાં યુરોપીયન લોકો હોય છે તેના હાથમાં આપે છે, અને તેમાં ચાહાદાનીમાંથી ઉનાઉની ચાહા રેડેછે ત્યારે તે લોકો પીએછે, તેમાથી કોઇક બોલી ઉઠેછે કે ચાહા તો ખરી પણ મોળી છે ત્યારે તેણે ઢાંકણું ઉઘાડીને માંહિ સાકર નાખી, એટલે બીજાને દુધ પીવાની ઇચ્છા થઇ ત્યારે તે જાદુગર બોલ્યો કે જાદુથી ચાહાનું દુધ કરી નાખું, એવું કહીને ગ્લાસમાં રેડ્યું કે દુધ નીકળ્યું તે જોઇને સભાના લોકો તો વિસ્મય પામી ગયા. હવે એ જાદુ ઉઘાડું કરૂંછું.

એ ચાહાદાનીમાં પડદો હોયછે તે પ્રથમથી એકમાં ચાહા અને એકમાં દુધ ભરેલું હતું. એ ચાહાદાનીને નાળચું સળંગ હોયછે અને નીચે પડદો હોય છે, અને ઉપર ઝાલવાને ઠેકાણેથી ઝીણો થાર હોય છે, ને ઝાલતી વેળા તેના ઉપર અંગુઠાનું દબાણ રહેછે. હવે ચાહા કહાડવી હોય તો ચાહાના પડદા ઉપરથી અંગુઠો ખસેડેછે, અને દુધ કહાડવું હોય

તો દૂધના ઉપરથી ખસેડે છે. એ અંગુઠો દબાવવાની કળા એવીછે કે જાણે આદાની તો ઝાલી રહ્યોછે, પણ પેલો અંગુઠો ઉપાડે અને મુકે તે કોઇના દીઠામાં આવતો નથી. કાંઇ ન કહાડવું હોય તો બે શારના ઉપર અંગુઠાનું દાબણુ રાખે તેથી આદા ન નીકળે તેમ દુધ પણ ન નીકળે એજ એના મંત્રછે.

# ખેલ ૧૧૨ મો.*

## દેવતા ઉપર ચાલે તથા હાથમાં ઝાલે પણ દાઝે નહિ તે વિશે.

એક શેહેરમાં એક જોગીરાજ પધારચા તેમણે વિચારયું, જે કાંઇ ઢોંગ કરયા વિના લોકો આપણને ગાંઠશે નહિ, ને પાકાં સિધાં મળશે પણ નહિ, એવું વિચારી નદીને કાંઠે દેવસ્થાનની જગો હતી ત્યાં મુકામ કરયો. એક દિવસે બે ભંગી આવ્યા તેમણે ચલમ ભરીને બાવાજીને પાઇ, એટલે બાવાજીની જોડે પેલા ભંગીઓને માયા થઇ. પછી બાવાજી તો પોતાની સિધ્ધાઇ વધારવા બોલ્યા, કે મેરી પાસ એસા મંત્ર હે કે હમ આગપર ચલે ઔર આગ હમ હાથમેં પકડે તોબી જલે નહિ. ત્યારે પેલા બે જણ બોલ્યા કે મહારાજ! અમને તો બતાવો એટલામાં તો, લોકો ભેગા થઇ ગયા. પછી બાવાજી ઉઠયા ને મંત્ર ભણી ખોબે ખોબે હાથમાં દેવતા લીધો, અને પછી તે દેવતાના અંગારા ઉપર ચાલ્યા, પણ બાવાજી તો જરાએ દાઝ્યાએ નહિ ને બાળ્યાએ નહિ, એવું જોઇ લોકો દંગ થઇ ગયા ને કહેવા લાગ્યા કે આતો કોઇ અલોકીક પુરૂષ છે.

હવે એ વાત તો આખા શેહેરમાં ચાલી, ને મહારાજને તો સાકરનાં સિધાં આવવા માંડયાં. બાવાજી તો હમેશ દેવતા લાવે તે ખોબામાંજ લાવે તેમ તેમ લોકોનો ભાવ વધતો જાય, ને લોક જાણે જે બાવાજીની પાસે સાચા મંત્ર છે પણ એ મંત્ર કેવા છે તે પ્રકાશ કરૂંછું.

એ બાવાજી હાથે અને પગે દવા ચોપડી રાખતા હતા તેથી દાઝતા નહોતા, એ દવાએ હતી કે સુરોખાર, કુંવરનો રસ અને મીઠું એ ત્રણેને એકરસ કરીને પોતે ચોપડી રાખતા તે કોઇના કળ્યામાં આવતું નહોતું એજ એના મંત્ર છે.

# ખેલ ૧૧૩ મો.*

## સળગતી બતી મ્હોમાં ઘાલીએ પણ દઝાય નહિ તે વિશે.

કોઈએક શેહેરમાં એક ભુવો આવ્યો તે ઘણાઘણા લોકોનાં ભુત કહાડે, ને ડાકલાં વગાડે, વળી પોતાને માથે ચોટલો મોટો છુટો મુકે ને કપાળમાં સિંદુરનું ટીલું કરે, અને પછી કોઈ બાઈ માણસ હોય અને તેને ભુત આવતું હોય તે ઠેકાણે જઈને કહેશે કે મને ભૂત કહાડતાં આવડેછે ને હું ભુત પ્રત્યક્ષ બોલાવી શિસામાં ઉતારીને નદીની પાર શિસો દાટી આવું, એટલે ગમે તેવું ભુત હોય તોપણ હું કહાડી શકુંછું. એવામાં એક ગામમાં વહાલજીની દીકરી મરુબા કરીને હતી, તે છ મહિના ઉપર સીમમાં ગઈ હતી ત્યાંથી જંદ વળગ્યો હતો, ત્યારે તેણે ભુવાને બોલાવ્યો તે બોલ્યો કે રૂપીઆ દસ લેઉ ને એના મ્હોમાં ખાસડું ઘાલીને આપણી બારી નદીની પાર મુકી આવું તમે સામાન લાવો. ત્યારે વહાલજી બોલ્યા, કે હું તો મારે રૂપીઆ આપી જાણું તમે તમારે સામાન જોઈએ તે લાવજો. પછી પેલો ભુવો એક શિસો, શ્રીફળ, તેલ, તથા ઘીનો દીવો લેઈને પેલી બાઈના ઉપર કાકડા સળગતા ઉતારીને પોતાના મ્હોડામાં ચાવી ગયો ત્યારે લોકો જોઈને વિસ્મય પામ્યા કે જુઓ ભાઈ, આના મંત્ર કેવા છે કે કાકડા સળગતા પોતાના મ્હોડામાં ચાવી ગયો, માટે એ કાકડા સળગતા કાંઈ મંત્ર વિના કે જાદુ વિના ચવાય નહિ. એની વિદ્યા ને એના મંત્ર સાચા છે. અને કાળી ચઉદસની રાતે એ સાધના કરવા પણ જાય છે માટે એણે કાકડા ચાવીને ભુત કહાડ્યું.

હવે એ કાકડા ચાવવાની રીતભાત નીચે હું લખી જાણવું છું— એ ભુવાએ તમામ ઢોંગ કરીને પેલા વહાલજીના પૈસા છોડી લીધા ને બાલી મરુબાને માથે લીંબુ કાપ્યાં ને નાળીએર મગાવ્યું, તે સરવે એણે પાખંડ કર્યું, અને પોતાના મુખમાં બળતા પલીતા ઘાલ્યા તેની રીત એ છે કે કાંઈ એમાં મંત્ર ભણવાનો નથી, પેલા પલીતા આપણી આંગળી જેવા જાડા હોય અને આપણા મહોમાં ઘાલીશું એટલે એ પલીતા સળ-

ગતા બુજાઇ જશે શાથી જે મુખની અંદરની હવા એવી છે કે મહોમાં ઘાલતાં તરત બુજાઇ જશે એમાં કાંઇ મંત્ર કે સાધનક્રિયા નથી.



# ખેલ ૧૧૪ મો.*

## કરેણાનું ફુલ રાતાનું ધોળું થાય ને ધોળાનું રાતું થાય તે વિશે.

કોઇ એક જાદુગર આવે છે ને કહેછે કે મારી પાસે એવા મંત્ર છે કે કરેણાનું ફુલ રાતાનું ધોળું કરી આપું ને પાછું ધોળું થયું હોય તો તેને રાતું કરી આપું એવી વિદ્યા છે. ત્યારે જોનારા લોકો બોલી ઉઠ્યા કે એવું કરી બતાવો અમારે જોવાની ઇચ્છા છે, એટલે જાદુગર કહે છે કે લગાર દેવતા લાવો મહારે ધુપ દેવો છે. પછી દેવતા મગાવીને ધુપ દે છે અને પોતાના હોઠ ફફડાવે છે, સામા આદમીને એવું દીઠામાં આવે કે જાણે મંત્ર ભણે છે પછી પેલા ફુલને ધુણી લાગી કે તરત લાલ હોય છે તે સફેત થાય છે, તે ફુલ લોકોને દેખાડે છે કે જુઓ મારા મંત્ર કેવા છે કે લાલનું સફેત થયું, અને પાછો બીજો મંત્ર એવો છે કે સફેતનું પાછું લાલ કરી આપું, એવું કહિને પોતાની પાસે પાણી હોય છે તે પાણીમાં ફુલને બોળે છે કે પાછું જેવું હતું એવું લાલ થાય છે, તેથી લોકો જોઇને વિસ્મય પામે છે કે ભાઇ એનો મંત્ર સાચો ખરો. જે રાતા ફુલનું ધોળું કર્યું ને ધોળાનું પાછું રાતું કર્યું માટે એ મંત્ર સાચા વિના થાય નહિ, પણ એ મંત્રનું કારણ નીચે મુજબ છે.

હવે દેવતા મગાવ્યો ત્યારે તેના ઉપર ગંધક નાંખીને પેલા ફુલને ધુણી દીધી એટલે તે ધુણીના જોરથી ફુલ ધોળું થયું, અને ગંધકની ધુણી આપણે મંત્ર ભણ્યા વિના દેઇશું તોપણ ફુલ ધોળુ થશે, અને તે ધોળા ફુલને પાછું ફટકડીના પાણીમાં બોળીશું તો રાતું થશે એમાં કાંઇ મંત્ર કે જંત્રનું કામ નથી.



# ખેલ ૧૧૫ મો*

## એક હાથમાંથી રૂપીયો ઉડે ને પૈસો થાય તે વિશે.

કોઈ સભાની વચ્ચે અથવા કોઇક ગામમાં રાવણું હોયછે ત્યારે લાલભટના જેવો ઠગારો અથવા વાદી આવીને સભાની વચ્ચે બેસે છે, ત્યારે તે રાવણાના લોકો ઉઠીને રામરામ, રામરામ કરે છે, એવી રીતો હજુ ગામોમાં ઘણીક ચાલે છે.

લાલભટ પોતાની પાસેથી એક રૂપીઓ અને એક બેવડો પૈસો પાઘડીમાંથી કહાડે છે, અને એક હાથમાં પૈસો અને બીજા હાથમાં રૂપીઓ સૌ લોકોને દેખાડે છે, કે જુઓ, આ એક હાથમાં પૈસો છે ને એક હાથમાં રૂપીઓ છે. પણ હાથેહાથ અડશે નહિ ને એની મેળે પૈસાનો રૂપીઓ થઈ જશે, ને રૂપીઆનો પૈસો થશે તે તમે જુઓ એવું કહિને તરત બે હાથ વેગળા રાખે છે અને પોતાનો હોઠ ફફડાવે છે, કે હું મંત્ર ભણુંછું. પછી બે હાથમાં મુઠી વાળેલી હોય છે તેને ફુંક મારે છે એટલે પૈસાનો રૂપીઓ થાય છે ને રૂપીઆનો પૈસો થાય છે. પછી લોકોને દેખાડે છે ત્યારે જોનારા લોકો જોઇને વિસ્મય પામેછે, કે વાહવા ધન્ય છે! કે બે હાથ એકઠા કરયા નહિ ને એની મેળે પૈસો થયો, માટે કાંઈક ઉપાસના અથવા કાંઈક સાધના છે ત્યાર વિના હાથમાં ને હાથમાં આમ થાય નહિ માટે લાલભટને કોઇક દેવનો હાથો ખરો, અને કાંઇક એમના મંત્રનું જોર પણ ખરૂં, અને વળી અંબાજીની કીરપાએ ખરી, નીકર આવાં આવાં કામકાંઇ થાય નહિ. ત્યારે કાશીકાકે પુછયું જે લાલભટ આવા રૂપીયા કાહાડો તે તમારા કામમાં આગે? લાલભટ બોલ્યા કે ના એતો માતાના રૂપીયા તે પાછા માતા મગાવી લે છે. માટે એ રૂપીયો કે પૈસો અમારા કામમાં લાગે નહિ. જો કદાપિ એવા રૂપીયા કામમાં લાગતા હોય, તો અમે કોઇની આશા રાખીએ નહિ અને કોઇનો શરપાવ પણ લઇએ નહિ. એતો અમારી સાધેલી માતા અમને આપે છે ને પાછી લેછે એમાં તમને કોઇને જાણ નથી. હવે એ પૈસાનો રૂપીઓ થયો ને રૂપીયાનો પૈસો થયો એની સમજ લખી જણાવુંછું.

લાલભટ જેમાં રાણીની છબી હોય છે એવી જાતના બે પૈસા રાખે

છે. તે પૈસાના ઉપર જે બાજુ રાણીની છબી હોય છે, તે બાજુ રૂપાનો ગીલીટ ચઢાવે છે, તેથી એક બાજુ ત્રાંબાનો દેખાય ને એક બાજુ રૂપાનો દેખાય છે એવા બે ઢબ્બુ રાખી મુકે છે. જ્યારે લોકોને છેતરવા હોય ત્યારે પેલા બે પૈસા ગીલીટ કરેલા કહાડે છે અને પોતાના હાથમાં રાખે છે, તેમાં એક હાથમાં રૂપાનું પાસુ રાખે, અને બીજા હાથમાં ત્રાંબાનું પાસુ રાખે પછી લોકોને કહે છે કે જુઓ, આ પૈસો છે તેનો રૂપીઓ થશે અને રૂપીઓ છે તેનો પૈસો થશે, પણ તે વેળા બીજે હાથ આઘોપાછો કરતો નથી. અને એ એની મુઠીમાંને મુઠીમાં ઉલટસુલટ કરે છે તેની કોઇને ખબર પડતી નથી, તેથી ઘણા ઘણા લોકો અચંબો પામે છે ને ભુલવણીમાં ભુલે છે.



# ખેલ ૧૧૯ મો.*

## એક ભમરડામાંથી ચકરડીઓ નીકળેછે તે વિશે.

કોઇ એક દેશમાં યુરોપિયન લોકો જાદુના ખેલ કરવા આવે છે, ત્યારે કાંઇ કાંઇ જાતની રમતો અથવા તરેહવારનાં રમકડાં તથા તરેહતરેહવારના હુનરો પોતાની પાસે રાખે છે, એ લોકો જાદુને સાચું તો માનતા નથી પણ જાદુના જેવા ખેલ કરીને પોતાનું ગુજરાન ચલાવે છે, અને આપણા હિંદુસ્તાનમાં રમવા આવે છે ત્યારે પોતાની પાસે ઘણી ઘણી જુકતીઓ રાખે છે, તેમાં એક જુકતી એવી રાખે છે, કે સામા જોનારા આદમીના કાબ્યામાં વાત આવતી નથી.

એક પીતળનો ભમરડો ઘડાવી રાખે છે તે ભમરડાના ઉપર લોઢાનો ખીલો અને તેની જોડે કડી જડેલી હોય છે, અને તેની નીચે પાતળા પીતળના પતરાની ચકરડીઓ માંહિ રાખે છે. જે ઠેકાણે પોતે જાદુ કરી અથવા જાદુ જેવા ખેલ કરી બતાવવા હોય છે તે ઠેકાણે પેલો ભમરડો ફેરવે છે, અને લોકોને કહે છે, કે જુઓ આ એક ભમરડો છે પણ

મારા ઇલમને જાદુના જોરથી મહીથી છ ચકરડીઓ નીકળશે. પછી એક હાથમાં દોરી લઇને પેલા ભમરડાને વીંટીને ફેરવે છે તેજ વેળા પેલા ભમરડામાંથી ફરતી ફરતી છ ચકરડીઓ નીકળે છે, તે આશરે પંદર તથા વીસ મીનિટ સુધી ફરયા કરે છે ત્યારે તે જોઇને લોકોને ઘણું આશ્ચર્ય લાગે છે કે વાહવા! ધન્ય છે, ભાઇઓ આપણને એક ભમરડો બતાવ્યો ને એ માંથી ફરતી ફરતી કેવી ચકરડીઓ નીકળી છે. માટે આ ખેલ તો જાદુના જેવો છે પણ આપણા કળ્યામાં આવતું નથી. ત્યારે બીજા લોકો જોનારા જોડે બેઠા હોયછે તે બોલી ઉઠે છે, કે આપણા લોકોમાંથી તો જાદુ ગયું અને હવે ટોપીવાળા લોકોમાં થયું, માટે એ લોકની તો મુકીને વાત કરવા ની છે શાથી જે જુઓ. આગનગાડી કરી, વળી તાર કરયો, બીજા ઘણી જાતના સંચા કરયા, માટે એ કામ કાંઇ જાદુ વિના બની શકે? ત્યારે બીજા લોકો બોલે છે! ભાઇસાહેબ હજુ તો તમે જાદુના વહેમમાં ફરોછો, પણ જાદુનો કહો તો તમને ખુલાસો કરી બતાવું તેથી તમને સમજ પડશે.

એ પીતળનો ભમરડો હતો. પણ તેની નીચે પતરાની ચકરડીઓ પીતળની કરી રાખે છે, તે એક એકને મહિ બેસતી રાખે છે તેથી કોઇના જાણવામાં આવતી નથી ને ભમરડો જ્યારે ફેરવીએ છીએ તે વેળા ફરતી ફરતી ભમરડાના જોરથી એકેકી જુદી જુદી થાય છે, તેથી કોઇના કળ્યામાં આવતી નથી, અને લોકોને એવો વહેમ આવે છે, કે આપણને એક ભમરડો બતાવ્યો હતો, ને આ નીચેથી ફરતી ફરતી ચકરડીઓ નિકળી પણ એ ભમરડો જ્યારે ફેરવવાને હાથમાં લીધો તે વેળાજ પેલી ચકરડીઓ નીચે ઘાલેલી હતી તે કોઇના જાણ્યામાં આવી નહોતી અને ફરતી વેળા નીકળી એજ એની ક્રિયા છે.



## ખેલ ૧૧૭ મો.*

## કોઈના ઘરમાં મહોરો બતાવી ઠગી લેછે તે વિશે.

કોઇ એક શહેરમાં અથવા ગામમાં જોગી, સન્યાસી કે ધુતો આવે

છે તે એક બે ચેલા પણ પોતાની સાગ્રીતીને સારૂ રાખે છે. તે કેવા ભણાવી મુકેલા હોય છે, કે નેત્રપલવી અથવા કરપલવી વિદ્યાનો અભ્યાસ કરાવી રાખેલા હોય છે, તે કોઈક શહેરમાં જઈને જ્યાં દેવસ્થળની જગ્યા હોય છે તે ઠેકાણે જઈને પોતાના ધામા ધુણીના ઘાલે છે. પછી તે દેવસ્થળમાં લોકો દરશન કરવા આવે તેને પેલા ચેલા પ્રમાદ દેછે, અને મહારાજ પણ કહે છે, જે હવે આવા પાપી લોકો થઈ ગયા જે આજ ત્રણ ત્રણ દિવસથી આવ્યા છીએ પણ કોઈ ખબર જોતું નથી. જંગલમાં મંગલ અને બસ્તીમાં કડાકા, એ રીતે પેલા ચેલા બોલી ઉઠે છે, ત્યારે લોકોને દયા આવે છે કે કાંઈ ફિકર ન કરશો આપનાં પગલાં અમારા શહેરમાં થયાં છે તો આપણે ઘેરથી શીધાં લ્યો અને સુખેથી ભોજન કરો ને સુખેથી રહો. ત્યારે સિદ્ધ બોલ્યા નારે ભાઈ. હમકુ તો કુછ નહિ ચઈતા હે અમરી પાસ તો ઠાકોરજીકા ભંડાર ભરપૂર હે દેખ એ ચલમમેં કુછ હે ચેલો બોલ્યો, હા મહારાજ એક મોહોર હે જાબે બરચા ઉસકુ બટાઓ અને જો ચઈએ સો લાઓ. ચેલો મહોર લઇને ચોટે ગયો અને વટાવીને જે સામાન જોઈએ તે લાવ્યો, ત્યારે પેલાં આદમી મહારાજની પાસે બેઠાં હતાં તે જોઈને દિગમુઢ થયાં, કે મહારાજની પાસે દૈવત છે, માટે એ મહારાજની કાંઈ ખુસામત અથવા ચાકરી કરેલી અફળ નહી જાય. તે સમે રાતે તે મહારાજની પાસે એક શેઠ આવ્યા, તે શેઠનું નામ રૂપાસા ને શેઠાણીનું નામ સોનબાઈ તે બે જણને સિદ્ધના ઉપર પ્રેમ આવ્યો તેથી પોતાને ઘેર ભોજનનું કહ્યું. મહારાજ જમવા ગયા તે વેળા શેઠ બોલ્યા, મહારાજ વેપારતો ઘણાઘણા કર્યા પણ કોણ જાણે શું છે કે કોઈ વેપારમાં લાભ મળતો નથી, જે વેપાર કરીએ છીએ તેમાં ખોટની ખોટ. ત્યારે ભોજન જમી રહ્યા પછી મહારાજ બોલ્યા કે શેઠજી આપણું ઘર ઘણુંજ જુનું છે તેથી મને આપણા ઘરમાં વહેમ આવે છે, કે ડાબા હાથના ઓરડાની પાસે એક પોઆર છે તે પોઆરની નીચે ચરૂ દાટેલો છે, અને તે ચરૂમાં તમામ મહોરો ભરેલાછે, તેમાં લક્ષ્મી ઘણાક દિવસથી રહેલી છે તે અકળાય છે. માટે શેઠજી તમારા ઘરમાં મેં તપાસ્યું તેથી મારા મંત્રથી ને ઇષ્ટદેવના જોરથી જાણ્યામાં આવ્યું છે. એવું સાંભળતાં શેઠ તો ખુશી થઇ મહારાજને પુછયું

જે મહારાજ આતે સાચું બોલાછો, કે જુઠું. અરે શેઠ મને તેં જુઠો ધારયો, તમારૂં અંન ખાધું ને તમને તે જુઠું કેમ કહેવાય. શેઠ બોલ્યા મહારાજ ત્યારે તે કયારે બતાવશો, મહારાજ કહે છે જે ભાઇ, હજી સાત દિવસની વાર છે માટે ઉતાવળ કરવાનું કામ નથી, અને તમને દેખાડું ત્યાર પછી એ ધનને દીન પંદર પછી કહાડજો, જો મારા કહ્યા વીના કહાડશો અથવા ખોદશો તો એ દ્રવ્ય અલોપ થઇ જશે. ત્યારે શેઠ બોલ્યો નારે મહારાજ તમારા કહ્યા વિના એ કામ કેમ કરી શકું.

એમ કરતાં ૭ દિવસ ગયા એટલે શેઠ તો મહારાજની પાસે આવ્યા કેમ મહારાજ હવે પેલી આપણી વાતને કહાડી નાંખી કે શું? ત્યારે મહારાજ બોલ્યા કે કલ રવીવારકા દીન હે, જબ રાતકું અમકું બોલાઇયો અને તેરે મનમેં બેમ હે સો તેરેકું મેં નજરે બતાઊંગા તબ તેરા વહેમ મીટેગા. શેઠ બોલ્યા બહુ સારૂં, એમ કહીને વહેલા વહેલા ઘેર આવ્યા. એમ કરતાં રાત પડી ત્યારે પોર રાત્રીએ મહારાજ શેઠને ઘેર આવ્યા આવો આવો માહારાજ આપની વાટ જોતો હતો. રાત્રીએ મહારાજે ધીનો દીવો કરાવ્યો. પછી થોડાંક ફુલ મગાવ્યાં તે મહારાજે મંત્રીને નાંખ્યાં અને કહ્યું જે શેઠજી આ જગાએ ખોદો. શેઠ તો લઇ કોદાળીને મચ્યા પણ ખોદાતું નથી, કાછડી ઘાલે ત્યારે પાટલી નિકળે ને પાટલી ઘાલે ત્યારે કાછડી નીકળે. રાતે ચાકરને ઉઠાડયો, ચાકરે એક માથોડું ખોદયું ત્યારે ત્યાં એક જુનું હાંલું દીઠામાં આવ્યું તે જોઇને શેઠ ખુશી થયા ના ના, માહારાજની વાત તો સાચી ખરી. પછી મહારાજ મહિ ખાડામાં ઉતરયા ને ખોબો ભરીને મહિથી મ્હોરો કહાડીને શેઠને બતાવી, તે લેઇ શેઠ કહે કે મહારાજ એને કહાડયાનો હુકમ કયારે. ત્યારે મહારાજ બોલ્યા કે દિવસ ૧૫ પછી કહાડજો. અને જો હમણાં કાડશો તો મહિ નાગ છે તે કરડશે.

હાલમાં તો આપણા ઘરમાંથી લઇને વાવરો અને એમાંની આશા રાખશો નહિ. પછી શેઠ પોતાના ઘરની સીલકમાંથી લેઇને વાવરવા મંડ્યા કેટલીક તો ઉજાણીઓ ખાધી, હજારનો માહારાજને સામાન કરી આપ્યો, અને રૂ ૨૦૦૦ મહારાજને રોકડા આપ્યા. પછી એમ કરતાં કરતાં દિવસ ૧૦ ગયા કે મહારાજ પોતાના ચેલાને લેઇ અગીયારા ભાગી ગયા. શેઠને ખબર થઇ જે મહારાજ તો અલોપ થઇ ગયા એવી પોતાના ચાકરે વાત

કહી, કે અરે શેઠ એતો મહારાજ કાંઇ નહાનાશુના નહોતા એ તો સાક્ષાત દેવમુર્તિ હતી. શેઠ બોલ્યા અલ્યા ચાકર મહારાજને ગયે તો ૧૫ દિવસ વીતી ગયા. હવે આપણે પેલી મહોરો કહાડીશું, ચાકર બોલ્યો, હા શેઠજી હવે તો કહાડવી જોઇએ. પછી પેલા ચાકરને શેઠ બે જણ રાતે ઘોઆરમાં ગયા, ને ખાડો ખોદીને જોવા લાગ્યા તો મહિ કાંઇ મળે નહિ. શેઠ બોલ્યા અલ્યા ચાકર, આતે શું થયું એ મહારાજ આપણને ઠગી ગયા કે શું શેઠની આંખમાં આંસુ આવ્યાં અને મનમાં પરણ્યા ને મનમાં રાડ્યા. કહેવત છે કે "ચોરની મા કોઠીમાં પેશીને રૂવે" તેમ શેઠને થયું. હવે એ મહોરો શી રીત બનાવી તે ઉઘાડું કરૂંછું.

પેલો ઢોંગી માણસ શેઠને ઘેર આવ્યો તે દિવશે પેલા ચાકરને સાન કરીને પોતાને ઉતારે બોલાવી સઘળી વાત કહી, કે અલ્યા ચાકર તારે વશ શેઠને શેઠાણી બે જણ થાય એવો ઉપાય કરી આપું, ને વળી રૂ૨૦૦ આપુ પણ આટલું કામ કરજે ત્યારે ચાકરે હા કહી હતી તેથી જુનું ડોઘલું બનાવટની મહોરો ભરીને પેલા ચાકરને આપ્યું હતું તે ચાકરે ઘરમાં ઘોઆરમાં દાટ્યું, તેમાં તમામ મહોરો બનાવટની ત્રાંબાની ને સોનાનો ઢોળ ચડાવેલી બનાવી તે જોઇને શેઠ લલચાઇ ગયા, પણ પછી તો મહારાજનું પોગળ દીઠામાં આવ્યું. ને રૂ ૫૦૦૦ નો માલ લેઇ ગયા તે ઘણું ખરૂં ચાકરને ફોડ્યો તેથી એ કામ બની શક્યું છે, એમાં કાંઇ જાદીની કે ઇલમ અથવા નજરબંધી કે જાદુ નથી.



# ખેલ ૧૧૮ મો.*

## એક પાણીનો ઘડો ભરેલો ભોંયમાં અલોપ થાય તે વિશે.

કોઇ એક શેહેરમાં લાલભટ જેવો ઢોંગી માણસ આવે છે, અને આવીને એવા ગપ્પાં મારે છે, જે મને એવા માતા પ્રસંન છે કે અહિંઆ પાણીનો ઘડો દાટુ અને અહિંથી તે ઘડો ભુંઇમાંને ભુંઇમાં ચલાવું તે

અહિંથી ગઉ એક ઉપર કહાડી બતાવું એવો મારી પાસે ઇલમ છે. ત્યારે બે ચાર આદમી જોવાને તૈયાર થયા. અરે લાલભટ એતો એલ અમને જરૂર બતાવવો જોઇએ. ત્યારે લાલભટ બોલ્યા કાંઇ સરપાવ મળે તો એ એલ બતાવું.

ત્યારે બે ચાર બોલ્યા કે એ ઘડો અહિંથી અલોપ થાય તો તમારી વિધા સાચી માનીએ. પછી લાલભટે એક ઘડો મગાવ્યો તેમાં પાણી ભર્યું પછી તે ઘડાને એક ગજ ખાડો ખોદીને ભુંઇમાં દાટ્યો ને તેના ઉપર માટી પુરી અને તેના ઉપર પોતાનું ધોતીયું ઢાંકીને પોતાનો મંત્ર ભણવા માંડ્યો. ઉમકાલી કલકત્તાવાળી, ખડગ મસાણમાં વગાડે નાળી, કામકર કામકર, ઘડેકુ દુર કર. ચલચલચલ સ્વાહા.

પછી ઘડી એક થઇ કે લાલભટ બોલ્યો કે અલ્યાભાઇઓ, જુવો મહારા મંત્રથી એ ઘડો અલોપ થયો. પછી લોકોએ ખોદી જોયું તો ઘડો દીઠો નહિ ત્યારે સરવેને આશ્ચર્ય જેવું દીઠામાં આવ્યું કે ભાઇ આ વાત તો ખરી, અને આ મંત્ર લાલભટનો જુઠો કહેવાય નહિ, અને જે જુઠો કહે છે તે જખ મારે છે. એમ સૌના મનમાં સાચું દીઠામાં આવ્યું.

પછી લોકો બોલી ઉઠ્યા કે, લાલભટ એ ઘડો બીજે ઠેકાણે કહાડી આપો તો સત્ય માનવામાં આવે. પછી લાલભટ બોલ્યા ચાલો હવે એ ઘડો તમને બીજે ઠેકાણે બતાવું. પછી સરવે ત્યાંથી અદગાઉ ખેતરમાં ગયા અને ત્યાંથી એ ઘડો ખોદીને કહાડ્યો, તે જોઇને લોકોને અચંબો લાગ્યો કે વાહવા ધન્ય છે! લાલભટ તમારી વિધા અને મંત્ર સાચા ખરા જે ક્યાં ઘડો દાટ્યો ને ક્યાંનો ક્યાં ઉડાવ્યો માટે તમારી વિદ્યા સાચી ખરી. હવે એ વિદ્યા પ્રકાશ કરૂંછું.

લાલભટે લોકોને દેખાડી જે ઘડો પાણી ભરી દાટ્યો તે કાચો હતો પણ તેને રંગ દીધેલો તથી પાકા જેવો દેખાતો હતો, તથી થોડી વારે ગળી ગયો તથી માટીમાં માટી ભળી ગઇ ને પાણી પૃથ્વીએ સોશી લીધું. તથી દેખાયો નહિ હવે બીજી જગોએથી કહાડ્યો તે પોતાના સાગ્રીત પાસે દટાવેલો તે ખોદીને કહાડી દેખાડ્યો.



# ખેલ ૧૧૯ મો.*

## નાકમાં દોરો ઘાલી ગળામાં કહાડવા વિશે.

કોઇ એક મદારી કોઇ રાજદરબારમાં રમવાને કાજે આવ્યો અને પછી ઘણી રીતના તમાશા કરવા માંડ્યા તેથી લોકો જોઇને ઘણા ખુશી થયા. પછી પોતાના હાથમાં સઉ લોકોને બતાવીને એક સુતરનો દોરો લીધો તે દોરો આશરે લાંબો હાથ ચારનો હતો, પછી તે દોરાનો છેડો પોતાના નાકમાં ઘાલ્યો, અને પોતાને મહોડે મંત્રની પેઠે કીતાબ ભણવા માંડી કે-અલ્લા બીસમલ્લા રહેમાન રહિમ એવાં એવાં ગપ્પાં મારે છે તે જોઇને લોકોએ જાણ્યું કે એણે મંત્ર ભણવા માંડ્યો પછી નાકે વાયુ એંચવા માંડ્યો. જેમ કોઇ છિકણી શુંઘે એ રીતે સુંઘવા મંડ્યો તેથી પેલા દોરાનો છેડો ગળામાં આવ્યો તે સરવે લોકોને બહાર કહાડીને બતાવ્યો કે જુઓ ભાઇઓ મારા મંત્રને મારો ઇલમ કેવો છે, આ તો મેં નહાનો ઇલમ કર્યો છે, પણ હજુ મારી પાસે એવો ઇલમ છે કે કાનમાં દોરો ઘાલીને આંખમાં કહાડું ને આંખમાં ઘાલીને આંગળીમાંથી કહાડું એસે એસે ઇલમ બહોત હૈં. એવાં એવાં ગપાં સાંભળીને લોકોના કાન ઘણાક બહેરા થઇ જાય છે, ને ભોળા માણસ પણ સાચું માને છે જે આ દોરો વાદીએ નાકમાંથી ગળામાં કહાડ્યો તે જાદુથી કહાડ્યો પણ એ જાદુનો ખુલાસો નીચે મુજબ છે.

જ્યારે એ વાદીએ દોરા લઇને નાકમાં છેડો પોરવ્યો તેથી શ્વાસની પેઠે દોરાનો છેડો વાયુના જોરથી નાકમાં થઇને ગળામાં આવ્યો પછી ગળામાં ખુંખારીને મહોમાં કહાડયો, અને પછી લોકોને દેખાડયો જે દેખો મેરા મંત્રસે કૈસા દોરા નિકાલા હૈં. પણ એમાં મંત્ર કે જાદુનું ચલણ નથી, એ દોરો કહાડયાની હિકમત છે, કહેશે કે જાદુથી નિકાળ્યો એ વાત તમામ જુઠી છે.



# ખેલ ૧૨૦ મો.*

## જાદુના જોરથી પાણીમાં ભડકા થાય છે તે વિશે.

કોઇ એક શેહેરમાં જોગી, જતી કે સન્યાશી જાયછે ત્યારે તે લોકો જાદુનો વહેમ ઘાલેછે. કોઇને કહેશે કે તમને વશ કરી આપું, કોઇને કહેશે કે તમને મુઠ મારતાં શિખવું, કોઇને કહેશે કે દિવસ ચઢતો કરૂં અથવા છોકરાં આપું, તેથી તે પરમેશ્વરની પેઠે પુજાવાને મંડાયછે. કોઇ કોઇ લોકોને બાધા આખડી આપે તેથી કેટલાંક એના ઉતારા ઉપર નાળીએર ફુટે, કેટલાક તો ઘીના દિવા આવે તેથી રોજનું આશરે દસશેર ઘી એકઠું થાય, તેમજ બે ચાર મણ ચોખા પણ થાય. એ રીતે એનો તો રોજગાર ચાલ્યો. પણ તે ગામમાં બીજાબિચારા ઢોંગી હશે તેમનોપણ ઢોંગીના આવ્યાથી રોજગાર ભાગી પડવા લાગ્યો, ત્યારે તે લોકોએ અદેખાઇ કરવા માંડી પણ તેમનું કાંઇ ચાલી શક્યું નહિ. પછી પેલો સન્યાશી લોકોને ઘણા ઘણા ચમત્કાર બતાવે તેમ તેમ તેના પર લોકોને ભરૂસો પડે. એક દિવસ પોતાને ઠેકાણે બે ચાર લોકોને એવું દેખાડ્યું કે લોક તો જોઇને રાભા થઇ ગયા જે આતે આણે શો ચમતકાર કરયો, એ ચમત્કારની રીત એવી કરીકે કોઇના કળ્યામાં આવી નહિ. પ્રથમ તો એ સન્યાશીએ પાણીનો લોટો મગાવ્યો અને પાણી એક કુંડામાં રેડ્યું ને પછી તેમાં એક દીવેટ મુકી મંત્ર ભણીને પાણી સળગાવ્યું તેથી તે પાણીમાં ભડકા કેવા થવા લાગ્યા, કે કોઇથી એની પાસે પણ જઇ શકાય નહિ. ને મુખે મંત્ર ભણીને લોકોને પાણીમાં ભડકા દેખાડ્યા, તે જોઇને ઘણુંજ આશ્ચર્ય જેવું લાગ્યું કે વાહવા ધન્ય છે, ભાઇ એતો મંત્રનાં કામ છે માટે એ કાંઇ મંત્ર વિના બની શકતું નથી. હવે એ મંત્રનાં મુળ નીચે મુજબ ખોળી કહાડ્યાં છે તે વાંચવાથી તમારો ખુલાસો થશે.

જે વેળા પેલું લોટામાથી પાણી કુંડામાં રેડ્યું તે વેળાં તેના ભેગો તેજાબ પણ માંહિ નાંખ્યો તે કોઇના દીઠામાં આવ્યો નહિ તે તેજાબનું નામ ટરપીન્ટ ઓઇલ અંગ્રેજી કેહેવાયછે તેને પાણીના ભેગું નાંખ્યું તેથી પાણીના ઉપર તે તેજાબ તરતો રહ્યોને પછી તેમાં એક બત્તી મુકીને પેલું પાણી

સળગાવ્યું. જ્યાં સુધી તેજાબ હતો ત્યાં સુધી બળ્યું ને પછે તેજાબ થઇ રહ્યો કે તુરત ઓલવાઇ ગયું.



# ખેલ ૧૨૧ મો*

## અંધારી રાતે ભૂતાવળ બતાવવા વિશે.

બાવા લોકો ભોળા લોકોને ઘણી ઘણી યુકિતયો કરી ઠગી લેછે. તેઓ કોઇ કોઇ તરેહના પોતાની પાસે ઢોંગ રાખેછે. એ લોકો મહેલ્લામાં જાયછે ત્યાં જઇને બાયડીઓને ઠગવાના ઠાઠ કરે છે, પ્રથમ તો હાથ જોવા મંડી જાય છે, પછી હાથ જોતાં કોઇ બાઇ બોલે છે, કે મહારાજ, મારે છોકરાં થતાં નથી એટલે બાવાજી બોલે છે, કે તે નહાનપણમાં નાગણનું બચ્ચું ચગદી નાંખ્યું છે, તેથી તે નાગણે શ્રાપ દીધોછે ને વળી તારા શરીરમાં બે ભુત છે તેથી છોકરાં થતાં નથી માટે એ નાગણનો દોશ તથા ભુત કહાડે તો તને છોકરાં થાય.

એ રીતે બાવાનું બોલવું સાંભળી પેલી બાઇ તો લલચાઇ પછી મહારાજને કહ્યું કે એ દોશ મટાડવાને શું ખરચ લાગશે? એટલે મહારાજ બોલ્યા કે તોલા સોનાનું નાગણનું બચ્ચું કરી આપે, તથા રૂપૈઆ વીસ રોકડા આપે તો એ ઉપાય હું કરૂં, ત્યારે તે વાત પેલી બાઇએ કબુલ કરીને કહ્યું કે મહારાજ પ્રથમ તો બે ભુત કહાડો પછી મહારાજે કહ્યું કે મારે ઉતારે આવજો હું હાજરાહજુર ભુત કહાડી બતાવીશ. પછી પેલી બાઇ તથા તેનાં સગાં રાતે તેને ઉતારે ગયાં, એટલે માહારાજે કહ્યું, કે બીહીશ નહી ને બીહીક લાગે તો આંખો મીચજે ને કહું ત્યારે ઉઘાડજે, એવું કહીને મહારાજે પોતાના મકાનમાં એક હનુમાનની મુર્તિ હતી ત્યાં દીવો કરયો, પછી ધુપ કરીને મહારાજ મંત્ર ભણવા બેઠા, તેને થોડીવાર થઇ કે બે ચુડેલો બળીરે, બળીરે, જાઉછુંરે, જાઉછુંરે, એમ બુમો પાડતી ચાલી, એટલે બાવાજી બોલ્યા જુઓ, પેલી બે ચુડેલો બળતી બળતી ચાલી જાય છે,

તેમણે નજરે જોઇ કે બે બાઇડીઓ શરીર ભડકા બળતી નાઠી જાયછે, એવું જોઇ તે લોકો અજબ થઇ ગયા.

પેલી બાઇને તો નકી થયું કે મહારાજે મારા શરીરમાંથી ભુત કહાડ્યાં. તે ઉપરથી પોતાના ધણીને કહ્યું કે એક તોલાની નાગણ કરાવી આપો પછી તેણે નાગણ કરાવી આપી, તેમ છતાં ધણીથી છાના રૂપૈઆ વીસ મહારાજને પેલી બાઇએ આપ્યા તે લઇને બાવાજી ચાલતા થયા. હવે એ ભુત દેખાડયાં તેનું કપટ પ્રકાસું છું.

ફોસફરસ તોલો અડધો તથા સલફ્યુરીકઆસીડ તોલા બે અને ટોપરાનું તેલ એ રીતે ત્રણે ચીજોને એક ખલમાં ખુબ ઘુંટીને શીશીમા ભરી રાખવું જ્યારે કોઇને ઠગવું હોય ત્યારે તે શીશીમાથી આદમીને શરીર ચોપડવુ એટલે અંધારી રાતે એવું દેખાશે, કે ભુત, ચુડેલો કે ડાકણો, બળતાં બળતાં જાયછે એ રીતે આ ધુતારાએ પ્રથમથી બે વાઘરણોને રૂપૈઓ એક આપવો કરી બોલાવેલી, પછી તેને શરીરે પેલી શીશીમાંથી ચોપડી બુમો પાડતી કહાડી એટલે પેલાં જોનારાઓએ તો નક્કી ભુત માની લીધાં. આ દવામાં એવો ગુણ છે, કે આદમીને શરીરે ચોળે તો ઠંડક લાગે ને સામા માણસના દીઠામાં તો ભડકા આવેછે, માટે ઉપર લખ્યા પ્રમાણે કરી શકશે તે પણ ભુતાવળ બતાવી શકશે. એમાં મંત્ર કે જંત્ર કાંઇ નથી.



# ખેલ ૧૨૨ મો*

## મૂઠ મારવા વિશે.

એક શેહેરમાં બે મોટા વેપારીઓ રહેતા હતા તેઓને માંહોમાંહિ વેપાર બાબતની અદા પડી તેથી ઓછી પુંજીવાળો વેપારી હતો તેણે ધાર્યું જે આ સાળો મારા ઉપર પડીને મને કમાવા દેતો નથી, માટે કોઇ ઇલમી મળી આવે તો એને મુંઠ મરાવી ધાટ ધડાવી નાંખું. એવું ધારી પોતાના એક હજુરી ચાકરને કહ્યું, કે તું ખબર રાખતો રહેજે કોઇ

જોગી, ખાતરી, કડીઓ, ગોલો, ફકિર, કુંભાર કે રાવળીઓ મુંઠ મારી જાણતા હોય તેને મારી પાસે લાવજે. તે ઉપરથી પેલો ચાકર શોધ કરતા હતા એવામા એક જોગી દીઠો, તેને હાથે કડાં, કપાળમાં કાળી બનગી તથા સિંદૂરનો ચાંલો કરેલો એવો વેશ જોઈ પેલો ચાકર બોલ્યો મહારાજ તમે કાંઇ મંત્રવાળા છો. માટે મારા શેઠ પાસે ચાલો પછી તે બંને જણ શેઠ પાસે ગયા શેઠે બહુ માન દીધું ને કહ્યું કે મહારાજ આજ સાંજે આપ મારા બાગમાં પધારો તો હું તેડવા ગાડી મોકલું પછી મહારાજે તે વાત કબુલ કરી.

સાંજની વખત થઇ એટલે શેઠ બાવાજીને લેઇ બાગમાં ગયા ને એકાંતે ખુરશીઓ નાંખી બેઠા. પછી શેઠ બોલ્યા, કે અમારે વેપારી લોકોમાં ઝેર વેર વધી ગયાં છે, માટે આપની પાસે કાંઇ મુંઠચોટની વિદ્યા છે? ત્યારે બાવાજી બોલ્યા, કે આપણી પાસે તો ભગવાનનું નામ છે. ત્યારે શેઠ બોલ્યા, મહારાજ આપની તારીફ તો ઘણાને મહોડેથી સાંભળી છે કે મહારાજ તો ઉડતું જનાવર પાડે એવા છે, તેમ છતાં આપ નામુકર જાઓછો તે ઠીક નહિ. પછી બાવાજી બોલ્યા, શેઠ આ વખતમાં કોઇનું કામ કરવામાં માલ નથી. ગુમડું ફાટ્યું કે વૈદ વેરી એવા સ્વાર્થિ લોક રહ્યા છે. નહિતો હું મુઠ મારી જાણુંછું, મોહો પણ પાડી જાણુંછું, ૨૧ દીવસનો છલો પણ સાધી જાણુંછું, ૪૨ દહાડાની સાધના પણ કરી જાણુંછું, એવું સાંભળી શેઠ તો હરખાઇ ગયા. પછી શેઠ બોલ્યા, મહારાજ શામળશા શેઠ મારૂં સરાડે ચઢવા દેતો નથી માટે એને બરાબર કરો. બાવાજી કહે કે ઇસમે કયા કરના હે દેખ શેઠ તેરેકું એક પારખા દેખાઉં, તું કહે તો આ ઝાડકું ૭ દીનકી મુંઠ લગાઉ. પછી શેઠ બોલ્યા, હા 'મહારાજ આપણી વાડીમાં આ એક બાવળીઆનું ઝાડ છે તેને મારો, ને તે સુકાઇ જાય તો પછી મને નક્કી થાય એટલે બાવોજી બોલ્યા કુલસેં દેખના! પછી સાત દિવસમાં ઝાડ સુકાઇ ગયું, એટલે શેઠને તો નક્કી થયું પછી મહારાજે જે જે માગ્યું તે તે શેઠે આપ્યું એટલે બાવો લેઇને ચાલતો થયો. હવે એ ઝાડ સાથી સુકાયું તે પ્રકાશ કરૂંછું.

મહારાજે સાત દીવસની મુઠ મારી તેજ રાતે શેઠના બાગમાં જઇ પેલા બાવળના ઝાડ નીચે ખાડો ખોદી તેના મુળમાં ગંધકનો તેજાબ

નાખ્યો તથી તે ઝાડ સુકાતું ગયું, સાતમે દીવસે તો પાંદડાં પણ ખરી પડ્યાં એરીજ રીતે મુંઠના મંત્ર છે ને જાદુ બાદુ સઉ થોથાં છે.



# ખેલ ૧૨૩ મો.*

## યુરોપિયન જાદુગરો ટોપીમાંથી (બોલ) દડીઓ કહાડે છે તે વિશે.

આપણા હિંદુસ્તાનમાં યુરોપિયન સાહેબ લોકો જ્યારે રમવા અથવા ખેલ કરવા આવે છે ત્યારે તે લોકો તરેહતરેહવારનો પોતાની સાથે સામન લેતા આવે છે. તે લોકો મેજ રાખે છે. તે જુકતીવાળો રાખે છે ખેલ કરે છે તવારે સાહેબ લોકો જોવા આવ્યા હોય છે તેમાં જેની ટોપી લાંબી હોય તેની માગી લેછે. તે ટોપી લઇને મેજ આગળ ઉભો રહેછે, ને લોકોને ટોપી ખાલીખમ બતાવીને કહેછે કે જુઓ, આ ટોપીમાં કાંઇ છેરે જોનારા જુવે છે તો કોઇના દીઠામાં કશું આવતું નથી. અને પછી એકે એકે લીંબુ જેવડીજેવડી દડીઓ એકદમ કહાડી બતાવે છે. વીસ પચાસ કહાડી કે થાકી જાય છે, અને કહે છે, કે જુઓ જુઓ, હજુ તો નીકળતી જાય છે તે તમામ દડીઓને મેજના ઉપર ગોઠવતો જાય છે. એમ કરતાં ઓછામાં ઓછી ચાળીશ પચાસ કહાડે છે, અને પછીથી એક મોટો દડો કહાડે છે, તે દડો ટોપીમાં સમાય એવડો તે આશરે નાળીએરના જેવડો હોય છે. પાછી ખાલીખમ બતાવીને વળી મેજ આગળ જઇને કહે છે, કે અહો હજુ તો મણી રહી ગયો છે. વળી પાછો આવીને પેલી ટોપીમાંથી દડો કહાડીને ધીબાક લઇને પૃથ્વી ઉપર પછાડે છે ત્યારે જોઇને લોકો ઘણા ખુશી થઇ હસીને તાળીઓ પાડવા મંડી જાય છે, પણ એ ખેલ કોઇના કળ્યામાં કે વરત્યામાં બિલકુલ આવતો નથી ને આપણા લોકો જોવા ભરાયા હોય તે તોજાણેછે, કે આ તો જાદુ વિના બની શકે એવું નથી પણ એ જાદુ પ્રકાશ કરૂંછું.

જ્યારે જાદુગરે સાહેબની ટોપી લીધી તેવી ટોપી એક બીજી જાતની પોતાની પાસે રાખી મુકે છે તેમાં પ્રથમથી પેલી દડીઓ માંહી

ભરી મુકે છે તે દડીઓ રબરના ચામડાની થાય છે, અને તેના ઉપર બનાતના કડકા ચોડે છે, એ દડી જો દબાવીને મુકે તો ચપટી થાય અને ફુલાવીને મુકે છે, તો લીંબુના જેવડી થાય છે, પણ એ ફુલે છે તે હવાના જોરથી ફુલેછે પેલા નાળીયર જેવડો દડો કહાડ્યો તેપણ હવાના જોરથી ફુલે છે. ને પાછો ચપટો થઇ જાય છે એમાં કરામત બધી હવાની આવે છે. અને છેલીવાર જે ટોપી બદલી તેમાં ગોળો એક લાકડાનો ઘડાવી રાખે છે તે ગોળાને મેજ આગળ ગોઠવી રાખીને આડો હાથ મુકે છે. એટલે કોઇ સામા માણસ જોવા બેઠા હોય તો તેના દીઠામાં પેલું લેતાં મુકતાં આવતું નથી. માટે એનું કારણ એ છે કે પોચી દડીઓ ટોપીમાં ભરી મુકેલી હોય છે પણ એમ સમજવું નહી કે આ જાદુના જોરથી દડીઓ તથા બે દડા નિકળ્યા તેમાં છેલો દડો લાકડાનો કહાડ્યો તે પછાડવાનો અને પેલા દડો પોચો માટે એ લોકો પછાડતા નથી એનું કારણ ઉપલી બીના પ્રમાણે છે એમાં કાંઇ જાદુ કે મંત્ર નથી.



# ખેલ ૧૨૪ મો.*

## યુરોપિયન જાદુગરો ટોપીમાંથી રૂપીઆ કહાડે છે તે વિશે.

યુરોપીયન અથવા ફ્રેંચ જાદુગર લોકો આપણા હીંદુસ્તાનમાં જાદુના ખેલ કરવા સારૂ આવે છે. ત્યારે તે લોકોની કસરત, હાથની ચાલાકી, અને સામાન પણ તરેહવારનો હોય છે. તે લોકો એક સારા મકાનમાં કે પોતાના તંબુના તરેહતરેહવારના ખેલ કરે છે તેમાં એક ખેલ એવો કરે છે કે કોઇ સાહેબ લોક બેઠા હોય ત્યારે તેને માથે ટોપી હોય છે તે ટોપી તેને માથેથી લઇને પોતાના હાથમાં ઝાલે છે અને પછી એક રૂપીઓ લઇને લોકોને દેખાડે છે. કે જુઓ આ રૂપીઓ ઉડીને

આ ટોપીમાં પડશે પછી પેલી ટોપીવાળો હાથ ઉંચો રાખે છે ને એક હાથમાં રૂપીઓ લઇને બોલે છે કે વંન એવું કહીને તરત નાંખે છે કે જ- ઇને પેલો રૂપીઓ ટોપીમાં પડે છે.

એવા એવા દસ વીસ રૂપીઆ કહાડે છે તે રૂપીઆ પરાયા આ- દમીની પાસેથી લેછે. તે એવી રીતે કે કોઇની ડાઢીમાંથી, કોઇની મુછોમાં થી, કોઇની પાઘડીમાંથી અને કોઇના ખીસ્સામાંથી લઇને છેલીવારે પાછો ટોપીમાંથી એ રૂપીઓ નીકળે છે. વળી દસ વીસ રૂપીઆનો ઢગલો કરી દેછે, તે જોઇને આપણ સર્વને જાદુ જેવું લાગે છે. આપણા લોકોમાં તો મંત્ર કે વીદ્યા નથી પણ આજને સમે યુરોપિયન લોકોમાં વિદ્યા ને મંત્ર રહ્યા છે, આપદેશી વાદી તો બે ચાર રૂપીઆ કરે છે પણ એણે તો દસ-વીસ રૂપી- આનો ઢગલો ટોપીમાં કાંઇ નહોતું ને કરચો માટે સાહેબ લોકો પાસે સા- ચી વીરવિદ્યા છે. હવે એ વિદ્યા પ્રકાશ કરૂંછું

આ ખેલમાં ફકત હસ્તક્રિયા સિવાય બીજું કાંઇ નથી, કારણ કે એણે જે વખત પેલી ટોપી લીધી તે વખતે હાથમાં ટેબલમાંથી રૂપીઆ લઇ લીધા હતા તે એકે એકે પડતા હતા, ને બીજા હાથમાં જે એક રૂપીઓ હતો તે એનો એજ રૂપીઓ હતો વંન કહીને નાંખ્યો એટલે ખડંગ થયું તે વખત આ હાથમાંનો રૂપીઓ ગયો એવું દેખાયું. પણ તે રૂપીઓ હાથેળીના દબાણમાં રાખ્યો ને પેલી ટોપીમાં હાથ હતો તેમાં થી રૂપીઓ પડયો માટે જાદુની વાત તમામ જુઠી છે.



## ખેલ ૧૨૫ મો.*

### એક પેટીમાં આદમી ઘાલીને બાળી નાંખે ને પાછો જીવતો થાય તે વિશે.

કોઇ એક શેહેરમાં યુરોપીયન લોકો જાદુના ખેલ કરવા આવે છે, ત્યારે

તે પોતાની પાસે તરેહવાર આદમી, તરેહવાર પેટીઓ ને સામાન ઘણોક સારો રાખે છે. તેઓ એક મોટો તંબુ તાણીને મેદાન જગોમાં ટીકીટનો ભાવ લઇને સારા સારા રાજવંશીઓ વગેરેને ખેલ કરીને બતાવે છે, તેથી તે લોકો જોઇને વિસ્મય થાય છે કે ધન્ય છે આ તે પરમેશ્વરના જેવા ખેલ કરનાર છે. પછી પેલા તંબુમાં લોકો જોવા આવ્યા હોય છે તેમની આગળ પહેલા નાના નાના જાદુના ખેલ કરેછે. અને પાછળથી મોટા રમુજી એવા ખેલ કરે છે કે કોઇ માણસના અથવા રાજાના કે મોહોટા સાહેબોના પણ કળ્યામાં આવતા નથી, તો આપણા હિંદુલોકોના કળ્યામાં કયાંથીજ આવે. એ લોકો રમતી વેળા પોતાની પાસે એક દેવદારની પેટી મોટા કબાટના જેવી રાખે છે તેમાં સૌ લોકોના દેખતાં માણસને ઘાલે છે. પછી પરાયા આદમીને બોલાવીને તે પેટીએ તાળું દેવરાવે છે અને પછી ચારે પાસે અગ્ની સળગાવે છે, તથી પેલી પેટી બળી જાય છે. અને બળતાં બળતાં પેટીનાં પાટીઆં હેઠાં પડે છે તે વેળા પેલું આદમી પણ માંહિ બળતું દેખવામાં આવે છે; તે જોઇને જોનારા લોકોને ઘણોજ મનમાં ત્રાસ ઉત્પન્ન થાય છે, કે અરેરે આ બિચારાને પેટીમાં બાળી નાંખ્યો હવે એની શી વલે થશે; વળી કોઇકની તો આંખોમાંથી આંસુની ધારા વછુટેછે. પછી પેલો ખેલ કરનાર સૌ સભાના લોકને આવીને સંભળાવે છે, કે જુઓ આ પેટીમાં આદમી બળી ગયું હવે શી વલે થશે, પણ હવે મહારી હિકમત અને જાદુના જોરથી જે આદમી બળ્યું છે તેને પાછું પેદા કરીને બતાવુંછું. માટે જો જો સરત રાખજો, એવું સાંભળીને લોકોને ઘણોજ અચંબો લાગે છે કે જોઇએ તો ખરા એ આદમીને શી રીત બોલાવે છે.

ખેલ કરનાર છે તેણે ઘાંટો પાડયો ભાઇ બળી ગયોછું પણ હવે તું પાછો આવીને આ રાજાબાહાદુરોને સલામ કર, તે વેળા પેલો આદમી તંબુની પછાડીથી તરતજ આવીને રાજા વગેરે સૌને સલામો કરે છે

ત્યારે સર્વે જોઇ હસવા લાગે છે ને તાળીઓ ટપોટપ પાડવા મંડી જાયછે. વળી વાહાવા કરેછે ને સાબાશી ઘણીજ આપેછે, કે આ તો નવાઇનો ખેલ પરમેશ્વરના જેવો કરયો, કે આદમી બાળી નાંખ્યું ને પાછું જીવતું કરયું માટે મંત્ર, જંત્ર કે જાદુ વિના એ કામ બની શકે નહિ. હવે એ યુરોપિયન લોકોનું જાદુ નીચે મુજબ જાહેર કરી બતાવુંછું.

જ્યારે એ આદમીને પેટીમાં ઘાલ્યો અને જે ઠેકાણે એ પેટી ગોઠવી હતી, તે ઠેકાણે આગલે દીવસે ખાડો ઓદીને માંહિ ભુંઇમાં સળંગ ઓદેલી હતી, તેથી આદમી પેટીનું પાટીયું ખશેડીને નીચે સળંગમાં ઉતરી ગયો. ને મીણનું આદમી ઢોરના હાડકાં ઘાલી બનાવેલું તે પેટીમાં મુકેલું હતું તે જ્યારે દેવદારના પાટીઆં બળી ગયાં ત્યારે મીણનું આદમી લોકોની નજરે એવું દીઠામાં આવ્યું કે જાણે આદમીજ બળે છે. પણ પેલું મીણનું આદમી બળયું, ને હાડકાં ઉપર પાણી છાંટી લાવીને લોકોને બતાવ્યું તેથી લોકોએ તો સાચું માન્યું કે બરાબર આદમી બળયું પણ એ આદમી બળયું નથી પણ મીણનું આદમી બળયું છે માટે જાદુની વાત આ જગતમાં જુઠી જાણજો. આગળ લોકો કહેતા જે જાદુ સાચુ, મુઠચોટ સાચી, પણ હાલમાં શોધ કરયો પણ કાંઇ અમારા દીઠામાં જાદુ બીલકુલ આવતું નથી. માટે મેં આ ગ્રંથ રચ્યો છે તે જે જે આદમી વાંચશે ત્યારે તેના પણ અંતઃકરણમાંથી વહેમ જશે. આ સુધારાની શાખાની મતલબ મળતી આવીને સૌનાં મન રંજન થવાને આ ગ્રંથ મેહેનત કરીને સૌ લોકોના ઉપયોગમાં આવે તેવું સાધન કરીને રચ્યો છે. માટે જે કોઇ મહારા મિત્રો વાંચો ને કાંઇ હરેક વાતની ભુલચુક હોય તો માફ કરશો.





અમદાવાદની લાયબ્રેરીમાં સાંજના સાત વાગે દર શનીવારે સભા થતી હતી તે દીવસે હું પણ મારા ભજન કીરતનની ચોપડી લઇને ગ-યો હતો પછી તે સભાની અંદર સારાસારા સજ્જનોએ, ભાષણ કર્યા. પછી ભોગીલાલભાઇએ મને પણ સાન કરી કે હવે તમ પણ ઉઠો, પછી હું પણ મારી ચોપડી લઇને મેજ ઉપર મુકીને ઉભો રહ્યો ત્યારે તે સભાની અંદર મી. કરટીસ સાહેબે પુછયું કે તમ કોણછો? ત્યારે મેં જવાબ આપ્યો જે અમ વ્યાસ માંણમાટલાની કથા કહીએ છીએ અને સીગ્ર કવીતા જોડીએ છીએ ત્યારે કરટીસસાહેબે કહ્યું જે આ તમારી ચોપડી ઊંદરડાએ કરડી ખાધી છે ત્યારે તેના ઉપર કવીતા કરો ત્યારે તે વેળા મેં સવાલ તથા જવાબની કવીતા કરી તે નીચે મુજબ.

## ઊંદરના કીરતન વિશે સવાલ તથા જવાબ.

### રાગ વનમાં ભુલી પડીરે.

જવાબ—ઊંદર કેર કરેછેરે, દુખડાં કોને કહેવા જઇએ;
અમને બહુ નડેછેરે, અમ ઘરમાં તે કેમ રહીએ. ટેક
છાપરામાંથી દોડયા આવે, ઉપર આવી પડે છે;
ફુંકી ફુંકી ચાંચો મારે, ઊંદર એમ નડેછે. ઊંદર૰ ૧
સવાલ—ત્યારે મને કહ્યું જે કાંઇ તમારા ઘરમાં ઢોળયું, કાંઇ ફોડયું શું જાન કર્યું?
જવાબ—પાણી પીવાનું ખોટી ગયા, ને તેલ ઢોળી દીધું;
બઇણીમાં બાકી રહ્યું તે, સરવે મળીને પીધું. ઊંદર૰ ૨

સ્વાલ—એટલા બધા તમારા ઘરમાં કેમ પડ્યા ને તમે શું કરવા સુનું ઘર મુક્યું?

જવાબ—જે દીવસના ગામ ગયા’તા, તે દીવસના પડીઆ;

કોઠી પેટી કરડી ખાધી, એ રીતે મને નડીઆ. ઊંદર૦ ૩

સ્વાલ—હોરાની દુકાને લોઢાના વાળાનાં પાંજરાં મળે છે તેમાં રોટલી ઘાલીને

મુકો ને પકડીને જંગલમાં મુકી આવો.

જવાબ—પાંજરાં મુકીને થાક્યો, તો ઝાલ્યા નવ ખુટે;

ખ.વાનું ઉઘાડી નાંખી, જાણે ગોળનું ગાડું લુટે. ઊંદર૦ ૪

સ્વાલ—એ ઊંદર બોલેછે કે નથી બોલતા, તમે રાત્રીએ હાંકતા કેમ નથી!

લાકડી લેઇને સુઓ.

જવાબ—ચુંચુંચુંચું ચાસો કહાડે, લીંડી ઝાઝી પાડે;

હું રાતમાં ઉઠીને હાંકું ત્યારે, દોટા દોડ્ય કહાડે. ઊંદર૦ ૫

સ્વાલ—ત્યારે નગરશેઠે કહ્યું જે ગણપતી ચોથને દીવશે ઝીણી ઝીણી

લાડુડીઓ કરી હશે મોટા લાડુ નહી કર્યા હોય તેથી થયા.

જવાબ—ગણપતીની ચોથ કહીએ, તે નથી કરતાં ચુક્યા;

મોટા મોટા લાડુ કરી, મેં ઊંદર મામાને મુંક્યા; ઊંદર૦ ૬

સ્વાલ—ત્યારે મને વકીલે કહ્યું જે એ વાતનું કોઇ તમારૂં શાહેદી છે; મેં

કહ્યું જે શાહેદી ઊચે એક છે; બીજો તો ઊંઘેછે.

જવાબ—ધોતી પોતી કાપી ખાધી, દોરી કાપી આખી;

ઓઢાણી અંગરખું કાપ્યું; તેના ચંદ્રમા સાખી; ઊંદર૦ ૭

સ્વાલ—એ ઊંદરને જંપવાળીને તમારા ઘરમાં બેસવાનું ઠેકાણું છે

કે નથી?

જવાબ—ચાર પોહોરની રાતમાં તો, એક ઘડી નવ જંપે;

ઊંઘમાંથી જાગી ઉઠું, ત્યારે કાયા મારી કંપે; ઊંદર૦ ૮

સ્વાલ—ત્યારે સાહેબલોકો બેઠા હતા તે સરવે બોલી ઉઠ્યા જે તમારા ઘરમાં

આખી રાત દીવો રાખો અજુવાળાથી નહી આવે.

જવાબ—દીવો જો બળતો રાખું તો, દીવેટ તાણી જાય;

એમ કરતાં ઊંઘી ગયા તો, લંકા જેવું થાય. ઊંદર૦ ૮

સ્વાલ—સઉ સભાએ મને કહ્યું કે એનો ઉપાય કાંઇ તમે ખોળી કહાડયો છે? ત્યારે મેં કહ્યું જે એક છેલો ઉપાય મેં છાશનો કર્યો કે ભય-વીના પ્રીત કદી થઇ શકે નહી.

જવાબ નીત નીત ઉઠી દુઃખ એમ દેછે, ક્યાં જઇએ ઘરમાંથી નાશી;

વ્યાસ ઇચ્છારામ હારીને ઘરમાં, રાખી વાઘની માસી. ઊંદર૦ કેર

કરે છેરે દુઃખડાં કો આગળ જઇ કહીએ, અમને બહુ નડે છેરે હમે

ઘરમાં તે કેમ રહીએ. ૧૦

સંપૂર્ણ.



## આગગાડી વિશે. 

### કટાવ છંદ.

રઇયતને રૂડે ભાવી ।। ધન્ય આગની ગાડી આવી ।। ટેક.

અગનગાડી, ન જાય આડી ।। આશપાસતો શોભે ઝાડી,

બુધવંતીને, બાર પઇડાં ।। વચ્ચે ભુંગળું તેમાં ધુમાડો.

ઉડે આડો શળગે ઝાડો ।। મોટા પાઢા ત્યાં ફડફડતી,

સડ સડ સડતી ।। કટ કટ કટ કટ, કટ કટ કટ ધરા ધરતી ધમ ધમતી.

શીસુડાની ભોલે વાણી ।। લક્ષધા લોકને લાવે તાણી,

જુગતી જાણી ભરતા પાણી ॥ ધોળી ધજા ધરે નાઠી જાએ.
દોડતે ઘોડે ॥ ચાલે જોડે નહી પકડાએ,
લીલી ધજાએ ધીમે ચાલે, મોટી મદગળ જેવી મહાલે.
લાલ ધજા ધરે ઉભી રાખે ॥ ભલુંજ ભાખે જ્યાં ઇસ્ટેશન,
બહુ બારીયો પહેલી બીજી બેસે ત્રીજી.
ટીકીટ લેતાં જવાબ દેતાં ॥ હુકમ લેતાં ખડ ખડ ખડ ખડ ખડ ખડ
ધોનીકીટી ધીનીકીટી ધમ ધમાટ શડ શડાટ સરરરર-
રરરરર એ શોભા જોઇ.
કવી ઇચ્છારામ મન ભાવી ધન્ય આગની ગાડી આવી. ૧
વ્યાસ ઇચ્છાશંકર અમથારામ સહી દા૦ પોતે.

